**योगस्य हेतुर्मनसः समाधिः परं निदानं तपसश्च योगः ।**
**तपश्च मूलं शिवशर्मवल्लया मनःसमाधिं भज तत्कथञ्चित्" ॥**

મનની સમાધિ યોગનું કારણ છે. યોગ એ તપનું ઉત્કૃષ્ટ સાધન છે, અને તપ શિવ સુખવેલડીનુ મૂળ છે. તેટલા માટે કોઈપણ રીતે મનની સમાધિ રાખ.

આપણે આ વાર્તા ચાલુ કરીએ એમાં ખાસ મનના અશુભ સંકલ્પ વિકલ્પથી કેવાં માઠાં ફળ મળે છે, માનસિક અશુભ વિચારોના પરિબળથી અને એ અશુભ વિચારોમાં જ મૃત્યુ પામતા એ જીવનની કેવી વિચિત્ર દશા થાય છે તે અને મોહથી આંધળા બની સારાસારાનો વિચાર કર્યા વિના પ્રવૃત્તિ કરનાર જીવાત્મા કેવાં ભયંકર કટુફળ ભોગવે છે–સંસાર પરિભ્રમણ કરે છે તે સમજવા જેવુ છે.

તેમજ તેથી ઊલટું પશ્ચાત્તાપપૂર્વક અશુભ વિચારોથી પાછાં હઠી હૃદયની—ચિત્તની શુદ્ધિ કરવાથી જ્ઞાન–ધ્યાન–સંયમ અને તપમાં એ વિશુદ્ધ મનને જોડવાથી જીવની કેવી વિશુદ્ધિ થાય છે, કેવી ઉચ્ચ દશા પ્રાપ્ત થાય છે; એનાં મોહાંધકારનાં પડલ હઠી જતાં જ્ઞાનસૂર્યના પ્રકાશથી પ્રભાવિત બની કેવી રીતે આત્મકલ્યાણ સાધે છે એ આ વાર્તામાં સમજવા જેવું છે. ચાલો ત્યારે હવે મૂળ વાત શરૂ કરીએ.

[ ૨ ]

આ દુનિયામાં પૃથ્વીભૂષણ નગર છે. ત્યાં કનકધ્વજ રાજા રાજ્ય કરે છે અને તેને ધર્માત્મા શીલગુણથી શોભતી અને સુશીલ યશોમતી નામે રાણી છે. તે રાજાને ગુણચંદ્ર અને કીર્તિચંદ્ર નામે બે પુત્રો છે અને સુનંદા નામે કન્યા છે. તે રૂપ–ગુણ–યૌવન અને સ્ત્રીઓની ચોસઠે કલાથી શોભતી છે. એકવાર પોતાની સખીઓ સાથે સાત માળના રાજમહેલની અગાશીમાં બેઠી છે અને આખા નગરનું નિરીક્ષણ ચાલી રહ્યું છે. વિવિધ વાર્તાલાપ ચાલી રહ્યો છે. ત્યાં રાજકુમારીની નજર એક ગૃહસ્થના ઘરમાં પડી. અદ્ભુત દૃશ્ય નિહાળી એનાં રોમાંચ ખડાં થયાં; સાથેની બધી સખીઓ પણ એ અદ્ભુત પ્રસંગ એકાગ્રચિત્તે જોઈ રહી હતી. ત્યાંનું દૃશ્ય જોઈ બધાનાં કાળજાં કંપી રહ્યાં હતાં; ત્યા તો જોરથી રુદન અને ચિત્કારના કરુણ હૃદયભેદક શબ્દ સંભળાયા.

એક રૂપસંપન્ન નવયૌવના પતિદેવના ચરણે પડી કરગરતી હતી અને કહેતી હતીઃ નાથ ! મેં અપરાધ નથી કર્યો. મારી વાત તો સાંભળો. અરે ! હું ક્ષમા માગુ છું. આમ કહી હાથ જોડતી, કરગરતી, ક્ષમા માગતી એ નવયૌવનાનાં વચનોને અવગણુતો યુવાન હાથથી, પગથી અને છેવટે સોટી–ચાબુકથી મારવા લાગ્યો. યુવતી સતીસાધ્વી પતિદેવને વિનવતી, રડતી, કરગરતી જતી હતી તેમતેમ પેલો પુરુષ ક્રોધના આવેશમાં પાગલ બની ભાન ભૂલી તાડનાની ક્રિયા ચાલુ રાખી રહ્યો હતો.

સુનંદા અને એનું સખીવૃંદ આ દુઃખદ–કરુણ છતાંયે અપૂર્વ અદૃષ્ટપૂર્વ દૃશ્ય એકાગ્ર મને નિહાળી રહ્યું હતું. સુનંદાને આ દૃશ્ય જોઈ પારાવાર દુઃખ અને ગ્લાનિ થઈ આવી. અરેરે ! બિચારી નિરપરાધી સ્ત્રી પુરુષને આધીન હોવાથી આવાં દુઃખો સહેવાં પડે છે.

આ પુરુષને એની પરમપ્રિય પત્ની ઉપર પણ પ્રેમ નથી. વિશ્વાસ નથી. અરે દયાયે નથી આવતી કે હજી પણ કસાઈની જેમ એ પતિવ્રતા સાધ્વી સ્ત્રીને મારી રહ્યો છે. એના રુદન અને ચીત્કારથી પણ જે વજ્રહૃદયી પુરુષનું હૃદય પીગળતું નથી તે મનુષ્ય છે કે......છે?

દુનિયામાં કહેવત છે પુરુષ ઘરનો રાજા છે પરંતુ ગૃહિણી વિના ઘર જ ન હોય એ કેમ ભૂલી જવાય છે?

ખરી રીતે તો સુશીલ સુલક્ષણા સ્ત્રી તો ઘરનું ભૂષણ છે. એવી સ્ત્રી તો ઘરની લક્ષ્મી જેવી છે.

ઓહો! જુઓ તો ખરા, સ્ત્રી એક ઉદર પૂરવાને ખાતર જ ગૃહસ્થના ઘરનું કેટલું બધું કામ કરે છે! પાણી ભરે, કચરો કાઢે, કપડાં ધૂએ, રસોઈ કરે, આખા ઘરને જમાડીને પછી જમે. વળી વાસણ માંજે, પરોણાગત સાચવે, આખા કુટુંબની સાથે પ્રેમ રાખી વ્યવહાર જાળવે. એમાં વધુ તો નણંદ, જેઠાણી, સાસુ, સસરા, જેઠ, દિયર બધાંનાં માન, સત્કાર, મર્યાદા જાળવીને જ ચાલે.

માતાના ઘેર હસતી રમતી ખેલતી કુદતી; કોયલની જેમ ટહુકતી એ જ કન્યા સાસરે હસવાનું, રમવાનું, કૂદવાનું, ઊંચે બોલવાનું બધુંયે બંધ કરે છે.

સ્ત્રી જાતિની પરાધીનતાની હદ થઈ ગઈ. એ અન્નપૂર્ણા, એ માતૃહૃદયા, એ ભગિની અને એ પ્રિયતમા ખરી પણ સદાયે પરાધીન.

છતાંયે પુરુષ જાતિને એની કદર નથી. ક્યાંય કદીક સંભળાય છે કે અમુક પુરુષે સ્ત્રીનો ત્યાગ કર્યો છે. કિન્તુ કદી કોઈએ સાંભળ્યું કે કોઈ કુલવધૂએ પુરુષને છોડ્યો? નહિ જ એવું કદી નથી બનતું. કુલવધૂ બધાં દુઃખો સહી લે છે. અરે! છેવટે મૃત્યુને ભેટવાનું પસંદ કરે છે પરન્તુ કુલવધૂ નારી કદી પણ સ્વપતિને નહિ જ તજે. આ છે આર્ય નારીના સંસ્કાર.

પરન્તુ નિષ્ઠુર પુરુષ જાતિ ગમે તે કરે, ગમે તેમ વર્તે, તેને બધી છૂટ અને છતાંયે સ્ત્રીનો થોડો પણ અપરાધ એ સહન ન કરે એ તો બહુ જ આશ્ચર્યની વાત છે.

આવી રીતે ઘણા વિચાર વમળમાં ગોથાં ખાતી રાજકન્યાએ સખીઓને કહ્યું: પુરુષોને અધીન સ્ત્રીના જીવતરને ધિક્કાર છે. હું આજથી પ્રતિજ્ઞા કરું છું કે આ જન્મ કદી પણ લગ્ન નહિ જ કરું. આ વિટંબણા, આ વેદના, આ પરાધીનતા અને દુઃખ સહેવાં તેના કરતાં કુંવારા રહેવું જ સારું છે.

સખી! મારાં માતાપિતાને કહી દેજે કે મારા માટે વિવાહની ચિંતા ન કરે, એમને કહી દેજે મારે પરણવું જ નથી.

સખી: બા, બેન! હજી તમે બાળક છો. નવજુવાન થાવ ત્યારે કહેજો, શું કરવું છે તે.

મારી બ્હેની? જુવાની દીવાની છે. હજી જુવાની ખીલવા તો દ્યો પછી જોઈ લઈશું.

સુનંદા : સખી ! ભલે તારી મરજી, હું તો કહું છું તે જ ખરું. જમડાને જ મારે પરણીને પરાધીનતાની બેડીથી નથી જ બંધાવું. છતાંયે તું મારા માતા પિતાને એટલું તો કહી જ દેજે, મારે માટે લગ્નની ઉતાવળ ન કરે. હું મારી ઇચ્છા થશે ત્યારે કહાવીશ. હું ઇચ્છા વર વરીશ. બાકી હમણાં કાંઈ જ લગ્નની ઉતાવળ ન જ કરે.

સખી : બહુ સારું બેન હમણાં જ રાજમાતાને આ સમાચાર પહોંચાડું છું.

[ ૩ ]

આજે રાજકુમારી સુનંદા પોતાની સખીઓ સાથે અગાશીમાં આનંદથી રમી રહી છે. શરદ્ પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાએ આકાશ પટમાં દીપી રહ્યો છે. આખું નગર આજે હિલોળે ચઢયું છે. નલીનીદલના કમલ પત્રો ખીલ્યાં છે. સુંદર તાજગી ભરી ઠંડી હવા ચાલી રહી છે. ત્યાં સુનંદાએ એક મીઠો મધુરો અવાજ સાંભળ્યો. એક યુગલ પાસેની અગાશીમાં જ સુંદર પ્રેમગીતો આલાપી રહ્યું હતું. યુવતી મીઠા કંઠથી ગાઈ રહી હતી. પાસેનો યુવાન મધુરી બંસીમાં તેના સૂર પૂરી રહ્યો હતો. ગાયન પૂરું થતું જાય અને યુવતી ના, ના, બસ, બસ, કહેતી જાય. હવે નહિ ગાઉં, હવે નહિ ગાઉં. પણ પેલો યુવાન તેને પ્રેમથી હસાવી, મનાવી, પરાણે બેસાડીને ગવડાવતો હતો અને બંસી વગાડતો હતો.

સુનંદાએ આ ગીત, હાસ્યક્રીડા જોઈ અને એનું ધ્યાન એ યુગલ તરફ ગયું. આખરે સંગીત બંધ થયું અને યુગલે પ્રેમચેષ્ટા—પ્રેમરમત આરંભી. આખરે એ પ્રેમ-રમત રમતાં જ યુગલ સૂઈ ગયું. સુનંદા આ દૃશ્ય જોઈ સ્તબ્ધ થઈ ગઈ. ઓહો ! સંસારમાં આવું સુખ છે ? એણે સખીઓને એ બતાવ્યું. બધાં હસવા લાગ્યા.

સખીઃ બેન ! જોયું સંસારીઓનું દૃશ્ય ! કહો તમને શું લાગ્યું ?

સુનંદાઃ સખી ! સંસારમાં સુખ પણ છે, એ આજે જાણ્યું. આવો મનપસંદ પતિ, આવી રસિક પત્ની એ તો સંસારમાં સ્વર્ગનું ભાન કરાવે છે;

સખીઃ માટે જ અમે તમને તે દિવસે કહેતાં હતાં બેન ! ઉતાવળાં ન થશો. દરેક વસ્તુને બે બાજુ હોય છે; આપણે અલ્પજ્ઞ ગમે તે એક જ બાજુ જોઈને નાહકનો એક નિશ્ચય કરી બેસીએ છીએ.

સુનંદાઃ સખી ! તારી વાત આજ તદ્દન સાચી લાગી છે. હવે તો મને પણ એમ થાયં છે કે મનપ્રસંદ પતિ સાથે મારું લગ્ન થાય અને હું પરણું.

સખીઃ બેન ! તમારી ભાવના ફળશે.

[ ૪ ]

એકવાર મનોહર વસંત ઋતુ આવી છે. વનરાજિ વિકસિત થઈ છે. ઋતુરાજ વસંતને વધાવવા નગરજનો, રાજકુટુમ્બ વગેરે વિવિધ વસ્ત્રો, પુષ્પ ગુચ્છ અને રંગરાગથી અલંકૃત થઈ નગર ઉદ્યાનમાં ફરવા નીકળ્યાં છે. ઉદ્યાનમાં વસંત ઋતુ જાણે પૂર્ણરૂપે ખીલી હોય તેવુ દૃશ્ય આંખ સામે નાચી રહ્યું છે. રંગબેરંગી પુષ્પો, લતાઓ અને વૃક્ષરાજિ; જાણે નવ વસ્ત્રોથી અલંકૃત હોય તેમ નવી પત્રરાજિથી શોભતાં હતાં.

રાજકુમારી પોતાની સખીઓ સાથે રમવા ફરવા આવી હતી. અનેક નવ યુવતીઓ, નવ યુવકો હસતા રમતા અને ફરતા જોવાય છે અને રાજકુમારીનું મન વિહ્વલ બનતું જાય છે. એને એમ થાય છે કે, શું મારા ભાગ્યમાં પતિસુખ નથી લખાયું ? આમ વિચારતી નિસાસા નાંખતી રાજકુમારી સંધ્યા સમયે ઘેર આવી. રાજમહેલના ઝરુખામાં ઊભી રહીને ઉદ્યાનમાંથી આનંદ માણી ચાલ્યા આવતા પ્રજાજનોને જોવા લાગી.

ત્યાં તો રાજમહેલની સામેની જ દુકાને 'જાણે શરદપૂર્ણિમાનો ચંદ્ર ઊગતો હોય એવા તેજસ્વી, રુડા-રૂપાળા નવયુવાનને તેણે જોયો. ઓહો ! શું અદ્ભુત રૂપલાવણ્ય ! શું એની બાંકી ચાલ ! દુકાનદારે પણ આવેલા નવયુવકને ખૂબ જ પ્રેમ અને આદરથી બેસાડયો. દુકાનદારે સુગંધી લિજ્જતદાર પાન બનાવી નવયુવકને આપ્યું. મુખમાં પાન મૂકતાં મૂકતાં નવયુવકની નજર રાજમહેલના ઝરુખા ઉપર પડી. રાજકુમારી અને નવયુવકની દૃષ્ટિ મળી. બસ, ચાર નેત્ર કમળો મળ્યાં અને જાણે શું શું રમત રમી ગયાં. જાણે કેટલાયે વર્ષોની જૂની ઓળખાણ હોય તેમ મૌનપણે અનેક વાતો કરી લીધી. રાજકુમારી તો નવ-યુવકના મુખ ચંદ્રનું અમી એકીટશે નેત્રકમલોથી પી રહી હતી. ત્યાં તો સખીએ આવીને તેને સાવધ કરી અને પૂછ્યું: બેન ! કદી નહિ અને આજે આવી એકાગ્રતાથી કોને જુઓ છો ?

ત્યાં તો નિઃસાસા નાંખતી રાજકુમારીએ સામે ઈશારો કર્યો. સખીએ નવયુવકને જોયો. તેનું રૂપ અને નવજુવાની જોવી ગમે તેવી હતી. સાથે જ તેનું હસતું મુખડું અને વાત કરવાની છટા પણ આકર્ષક હતી.

રાજકુમારી: સખી ! આ ભાગ્યશાળી નવયુવક કોણ છે ? તેને તું ઓળખે છે.

સખી: બેન ! એને કેમ ન ઓળખું ? આપણા જ શહેરના પ્રતિષ્ઠિત નાગરિક શેઠ..............ના પુત્ર છે અને તેમાં પણ સૌથી નાના રૂપસેનકુમાર છે. આ રૂપસેનકુમારને બીજા ત્રણ ભાઈઓ છે. પરંતુ રૂપ, કાન્તિ, શિક્ષણ અને સંસ્કારમાં તો બધાથી આ રૂપસેનકુમાર ચઢિયાતા છે.

રાજકુમારી: સખી ! તારી વાત લાગે છે તો સાચી. એની ખાનદાની એના સંસ્કાર અને એનુ શિક્ષણ પણ અદ્ભુત જ લાગે છે. હું ક્યારની એને જોઈ રહી છું પરન્તુ મારી સામે જોઈ હસીને તેણે નીચી આંખો કરી લીધી છે એ ઓછા ગાંભીર્યની વાત નથી. જાણે ન મળે લગારે વિકાર કે ન મળે અવિવેક. બસ, શાંતિથી વાતચીત કરે છે, જાણે કાંઈ છે જ નહિ.

ત્યાં તો રૂપસેનકુમાર ઊઠયો અને ઘર તરફ પ્રયાણ શરૂ કર્યું.

રાજકુમારી: સખી ! એ તો જાય છે. જા, એમને કહી આવ, રોજ અહીં આવજો. તમારી રોજ કોઈક રાહ જોશે.

સખી: બેન એમ ઉતાવળ ન કરીએ. તમારે લાયક છે કે કેમ ? એની પરીક્ષા તો કરો. એક અર્ધું પદ્ય બનાવી આપો એની પાદપૂર્તિ કેવી કરે છે, તે જુઓ અને પછી. પછી આપણે તેને આમંત્રણ આપીએ.

રાજકુમારી : બેન ! તારી વાત સાચી છે. તે આ પદ્ય લઈ જા. આનું ઉત્તરાર્ધ એમની પાસે પૂરું કરાવી લાવજે.

સખી એક શ્લોકનું ઉત્તરાર્ધ લઈ રૂપસેનકુમાર પાસે પહોંચી અને પ્રેમથી કહ્યું: શ્રેષ્ઠીપુત્ર ! શ્લોક તો વાંચો.

રૂપસેનકુમારે પૂર્વાર્ધ વાંચી, ઉત્તરાર્ધ લખી પાદપૂર્તિ કરી નાખી.

સખીઃ શ્રેષ્ઠીપુત્ર ! ઊભા રહો. હુ હમણાં જ આવુ છું.

રાજકુમારી તાડપત્ર ઉપર લખેલા મોતીના દાણા જેવા મનોહર અક્ષરો જોઈ ચમકી અને પાદપૂર્તિ વાંચીને તો ખુશ ખુશ થઈ ગઈ બોલી : સખી ! જા, જલ્દી જા, શ્રેષ્ઠીપુત્રને કહે રોજ સંધ્યા સમયે અહીં આવે. કોઈક રોજ તમારી રાહ જોશે. ભૂલશો નહિ, જરૂર આવજો.

સખીએ ઉતાવળા પગલે જઈ ને શ્રેષ્ઠીપુત્ર રૂપસેનકુમારને, કહ્યુઃ હે મહાનુભાવ ! અહી રોજ આવજો, એમ રાજકુમારી સુનંદા આપને કહેવડાવે છે.

રૂપસેનઃ શું રાજકુમારી કહેવડાવે છે ? એ તો આશ્ચર્ય છે. પણ એ તો પુરુષ દ્વેષિણી છે એમ સાંભળ્યું હતુ એનું શું ?

સખીઃ તમારી વાત સાચી છે. પુરુષ દ્વેષિણી હતી એ ખરું, પરંતુ હમણાં થોડા સમયથી એ દ્વેષ ઓસરી ગયો છે અને તેમાંયે તમારા દર્શનથી તો પુરુષ જાતિ ઉપર દ્વેષને બદલે રાગ જાગ્યો છે. તમને પ્રેમથી ચાહે છે. માટે નિરંતર અહીં આવવાનું ચૂકશો નહિ.

રૂપસેનઃ ઠીક છે. બનશે ત્યાં સુધી જરૂર આવીશ પણ હું સ્વપ્નામાં તો નથી ને ? રાજકુમારી મને પ્રેમથી ચાહે એ તો ખરખર મારો ભાગ્યોદય જ કહેવાય ઠીક છે ! જોઈએ, થાય તે ખરું.

એમ કહીને જાય છે. સખીએ આવીને રાજકુમારીને આશ્વાસન આપ્યું.

રોજ સંધ્યા સમય થાય છે અને રાજકુમારી ઝરુખામાં બેસે છે. શ્રેષ્ઠીપુત્ર રૂપસેન રોજ આવે છે પરસ્પર દૃષ્ટિ મેળાપના, અમીજળના સિંચનથી પ્રેમ વૃક્ષ ફૂલવા ફૂલવા અને વધવા લાગ્યું. બન્ને જણાં પ્રેમ સાકળથી દઢ બંધાતા ગયાં. દિવસો જવા માંડયા ત્યાં કાર્તિકી પૂર્ણિમાનો કૌમુદી મહોત્સવ આવ્યો. રાજાએ નગરમાં ઉદ્દઘોષણા કરાવી. દરેક પ્રજાજનોએ નગર બહાર ઉદ્યાનમાં આવવુ અને કૌમુદીમહોત્સવ ઉજવવો. આબાલ વૃદ્ધ દરેકે ઉદ્યાનમા જવુ ઘેર કોઈ ન રહે.

રાજકુમારીએ સખીદ્વારા શ્રેષ્ઠી પુત્ર રૂપસેનને કહેવડાવ્યુંઃ કૌમુદી પૂર્ણિમાએ ઘેર રહેજો અને રાત્રિનો પ્રથમ પહોર જતા રાજમહેલમા પધારજો. આપણે પ્રેમગોષ્ઠી, સ્નેહાલાપ અને પરિચય સાધીશુ. હુ પણ રાજમહેલમા જ રહીશ. ઉદ્યાનમા નહિ જાઉં, બગીચાની બારીએ દોરડું બધાવી રાખીશ. તમે આવીને તેને હલાવજો. અમે તમને ઉપર ખેચી લઈશું.

શ્રેષ્ઠીપુત્ર આ સાંભળી પ્રસન્ન થયો. અનેક કાવ્યો, પદ્યો, પાદપૂર્તિઓ તૈયાર કરી લીધી. રાજકુમારીએ પણ પૂર્ણ તૈયારી કરી અને બરાબર પ્રાતઃકાળમાં જ રાજમાતાને કહેવડાવ્યું, મારું માથું દુઃખે છે માટે અત્યારે નહિ અવાય. ઠીક હશે તો બપોરે આવીશ. રાજમાતા આ સાંભળી સુનંદા પાસે આવી અને જોયુ ત્યારે માથે લેપ કર્યો હતો. ઓઢીને અર્ધ નિમિલિત આંખો રાખીને તે સૂતી હતી.

રાજમાતાઃ બેટા કેમ છે, તને? માથું દુઃખે છે?

સુનંદાઃ માતાજી! આપ ચિંતા ન કરશો. માથુ દુઃખે છે પણ ચિંતાનું કારણ નથી. બહારની શરદી ન લાગે, માટે નહિ આવુ. છતાંયે ઠીક હશે તો બપોરે જોઈશ. બસ, આ સાંભળી રાજમાતા વગેરે અંતઃપુર ઉદ્યાનમાં ગયું. અહીં શ્રેષ્ઠીપુત્ર રૂપસેને પણ પિતાજીને કહ્યુ કે દુકાનનું જરૂરી કામ છે માટે હુ આજે ઉદ્યાનમાં નહિ આવુ. બન્ને જણાં પોતપોતાના ઘેર રહ્યાં છે. N [ચાલુ]



# પ્રશ્નોત્તર–કિરણાવલી

પ્રયોજક :—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

[ ક્રમાંક અંક ૧૧–પૃષ્ઠ ૨૧૧થી ચાલુ ]

**૧૫ પ્રશ્ન**—છઠ્ઠા કુંથુનાથ ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા?

**ઉત્તર**—૧ નામ—કુંથુનાથ ભગવાન. ૨—જન્મભૂમિ હસ્તિનાપુરનગર. ૩—પિતાનું નામ–સૂરસેન રાજા. ૩—માતાનું નામ–શ્રીદેવી રાણી. ૫—તેમનું પંચાણું હજાર વર્ષનું આયુષ્ય હતું. ૬—શરીરનું પ્રમાણ, પાંત્રીસ ધનુષ્ય. ૭—કુંથુનાથ ચક્રવર્તી તેવીસ હજાર સાતસો પચાસ વર્ષ સુધી કુંવર પણે રહ્યા. ૮—અને તેવીસ હજાર સાતસો ને પચાસ વર્ષ મંડલિક રાજાપણે રહ્યા. ૯—પ્રભુને છખંડની સાધનામાં છસો વર્ષ ગયાં. ૧૦—તેવીસ હજારને દોઢસો વર્ષ સુધી ચક્રવર્તીપણું ભોગવ્યુ. ૧૧—સ્રી રત્નનું નામ–કૃષ્ણશ્રીરાણી. ૧૨—કુંથુનાથ ચક્રવર્તીએ એકોતેર હજાર બસો પચાસ વર્ષની ઉંમર વીત્યાબાદ સંસારને અનિત્ય જાણીને મુક્તિના અવ્યાબાધ સુખને આપનારી દીક્ષા અંગીકાર કરી અને તેની તેવીસ હજાર સાતસો ને પચાસ વર્ષ સુધી નિર્મલ આરાધના કરી. ૧૩—અંતિમ સમયે બાકી રહેલાં વેદનીય વગેરે ચાર અઘાતી કર્મોનો નાશ કરીને મોક્ષે ગયા. ૧૪—પોતે તીર્થંકર પણ હતા. (૧૫)

**૧૬ પ્રશ્ન**—સાતમા અરનાથ ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા?

**ઉત્તર**—૧ નામ અરનાથ ચક્રવર્તી. ૨—જન્મભૂમિ હસ્તિનાપુર નગર. ૩—પિતાનું નામ સુદર્શન રાજા. ૪—માતાનું નામ-દેવી રાણી. ૫—તેમનું ચોરાશી હજાર વર્ષનું આયુષ્ય હતું. ૬—શરીરનું પ્રમાણ ત્રીસ ધનુષ્ય. ૭—એકવીસ હજાર વર્ષ સુધી કુંવરપણે રહ્યા ૮—એકવીસ હજાર વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા. ૯—છખંડની સાધનામાં પાંચસો વર્ષ ગયાં. ૧૦—વીસ હજાર ને પાંચસો વર્ષ સુધી ચક્રવર્તીપણું ભોગવ્યું. ૧૧—સ્ત્રી રત્નનુ નામ—સુરશ્રી રાણી ૧૨—એકવીસ હજાર વર્ષ સુધી દીક્ષાની નિર્મળ સાધના કરી. ૧૩—અંતિમ સમયે મોક્ષ ગયા. ૧૪—પોતે તીર્થંકર પણ હતા. (૧૬)

**૧૭ પ્રશ્ન**—આઠમા સુભૂમ ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા?

**ઉત્તર**—૧ નામ આઠમા સુભૂમ ચક્રવર્તી. ૨—જન્મભૂમિ-વાણારસી નગરી. ૩—પિતાનું નામ કીર્તિવીર્ય રાજા. ૪—માતાનું નામ તારા રાણી ૫—તેમનું સાઠ હજાર વર્ષનું આયુષ્ય હતું. ૬—શરીરનું પ્રમાણ અઠ્યાવીશ ધનુષ્ય. ૭—પાંચ હજાર વર્ષ સુધી કુંવરપણે રહ્યા. ૮—પાંચ હજાર વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા ૯—છ ખંડની સાધનામાં ચારસો વર્ષ ગયાં. ૧૦—ઓગણપચાસ હજારને છસો વર્ષ સુધી ચક્રવર્તીપણું ભોગવ્યું. ૧૧—સ્ત્રી રત્નનું નામ દશમશ્રી રાણી. ૧૨—તેમણે દીક્ષા લીધી નથી. ૧૩—અંતિમ સમયે મરણ પામીને સાતમી તમસ્તમા નારકીમાં ઉત્પન્ન થયા. ૧૪—સુભૂમ ચક્રવર્તી અઢારમા તીર્થંકર શ્રીઅરનાથના તીર્થમાં થયા. (૧૭)

**૧૮ પ્રશ્ન**—નવમા મહાપદ્મ ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા?

**ઉત્તર**—૧ નામ મહાપદ્મ ચક્રવર્તી. ૨—જન્મભૂમિ-હસ્તિનાપુર નગર. ૩—પિતાનું નામ પદ્મરથ રાજા. ૪—માતાનું નામ જ્વાલા રાણી. ૫—તેમનું ત્રીસ હજાર વર્ષનું આયુષ્ય હતુ. ૬—શરીરનું પ્રમાણ વીસ ધનુષ્ય. ૭—પાંચ હજાર વર્ષ સુધી કુંવરપણે રહ્યા. ૮—પાંચ હજાર વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા. ૯—છ ખંડની સાધનામાં ત્રણસો વર્ષ ગયાં. ૧૦—અઢાર હજાર ને સાતસો વર્ષ સુધી ચક્રવર્તીપણું ભોગવ્યું. ૧૧—સ્ત્રી રત્નનું નામ—વસુંધરા રાણી ૧૨—એક હજાર વર્ષ સુધી દીક્ષાની આરાધના કરી ૧૩—અંતિમ સમયે કર્મરહિત થઇને મોક્ષે ગયા. ૧૪ મહાન ચક્રવર્તી મુનિસુવ્રતસ્વામીના તીર્થમાં થયા. (૧૮)

**૧૯ પ્રશ્ન**—દસમા હરિષેણ ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા?

**ઉત્તર**—૧ નામ હરિષેણ ચક્રવર્તી. ૨—જન્મભૂમિ કંપિલપુર નગર. ૩—પિતાનું નામ મહાહરિ રાજા. ૪—માતાનું નામ મેરાદેવી રાણી. ૫—તેમનું દશ હજાર વર્ષનું આયુષ્ય હતું. ૬—શરીરનું પ્રમાણ પંદર ધનુષ્ય. ૭—ત્રણસો પચીસ વર્ષ સુધી કુંવરપણે રહ્યા. ૮—ત્રણસોને પચીસ વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા. ૯—છ ખંડની સાધનામાં દોઢસો વર્ષ ગયાં. ૧૦—એક હજાર આઠસો સીત્તેર વર્ષ સુધી ચક્રવર્તીપણું ભોગવ્યું. ૧૧—સ્ત્રી રત્નનું નામ દેવીરાણી. ૧૨—સાત હજાર ત્રણસો ત્રીસ વર્ષ સુધી દીક્ષાની નિર્મળ આરાધના કરી. ૧૩—અંતિમ સમયે મોક્ષ ગયા ૧૪—હરિષેણ ચક્રવર્તી એકવીસમા તીર્થંકર શ્રીનમિનાથના તીર્થમાં થયા. (૧૯)

**૨૦ પ્રશ્ન**—અગિયારમા જય નામના ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા?

**ઉત્તર**—૧ નામ જય ચક્રવર્તી. ૨—જન્મ ભૂમિ–રાજગૃહીનગર. ૩—પિતાનું નામ સમુદ્રવિજય રાજા. ૪—માતાનું નામ વિપ્રા રાણી, ૫—તેમનું ત્રણ હજાર વર્ષનું આયુષ્ય હતું. ૬—શરીરનું પ્રમાણ બાર ધનુષ્ય ૭—ત્રણસો વર્ષ કુંવરપણે રહ્યા. ૮—ત્રણસો વર્ષ મંડલિક રાજાપણે રહ્યા. ૯—છ ખંડની સાધનામાં એક સો વર્ષ ગયાં ૧૦—એક હજારને નવસો વર્ષ સુધી ચક્રવર્તીપણું ભોગવ્યું. ૧૧—સ્ત્રી રત્નનું નામ લક્ષ્મણા રાણી ૧૨—સંસારને અનિત્ય જાણીને દીક્ષા અંગીકાર કરી ચારસો વર્ષ સુધી તેની નિર્મળ સાધના કરી. ૧૩—અંતિમ સમયે કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા. ૧૪—જય ચક્રવર્તી એકવીસમા તીર્થંકર શ્રીનમિનાથના અને નેમિનાથના આંતરામાં થયા (૨૦)

**૨૧ પ્રશ્ન**—બારમા બ્રહ્મદત્ત ચક્રવર્તીના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા?

**ઉત્તર**—૧ નામ બ્રહ્મદત્ત ચક્રવર્તી. ૨—જન્મભૂમિ કંપિલપુર નગર ૩—પિતાનું નામ બ્રહ્મ રાજા. ૪—માતાનું નામ ચુલણી રાણી. ૫—તેમનું સાતસો વર્ષનું આયુષ્ય હતું. ૬—શરીરનું પ્રમાણ સાત ધનુષ્યનું હતું. ૭—અઠ્યાવીસ વર્ષ સુધી કુંવરપણે રહ્યા. ૮—છપ્પન વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા. ૯—છખંડની સાધનામાં સોલ વર્ષ ગયાં. ૧૦—છસો વર્ષ સુધી ચક્રવર્તીપણું ભોગવ્યું. ૧૧—સ્ત્રી રત્નનું નામ કુરુમતી રાણી. ૧૨—તેમણે દીક્ષા લીધી નથી. ૧૩—અંતિમ સમયે મરણ પામીને સાતમી તમસ્તમા પ્રભા નારકીમાં નારકપણે ઉત્પન્ન થયા. ૧૪—બ્રહ્મદત્ત ચક્રવર્તી નેમિનાથ પ્રભુ અને પાર્શ્વનાથના આંતરામાં થયા. અવસર્પિણી કાળનો એવો સ્વભાવ છે કે, જેમાં આયુષ્ય વગેરે ઘટતાં જાય. આ નિયમ પ્રમાણે બારે ચક્રવર્તીઓની બાબતમાં પણ ક્રમશઃ આયુષ્ય વગેરે ઘટે એમ સમજવું. (૨૧)





# ગ્રંથ સ્વીકાર

૧. **सप्ततिकाप्रकरण ( षष्ठ कर्मग्रन्थ )** મૂળ પ્રાકૃત સહિત હિંદીમાં: સંપાદક અને અનુવાદક: પં. ફૂલચંદ્રજી સિદ્ધાંતશાસ્ત્રી. પ્રકાશક: શ્રી આત્માનન્દ જૈન પુસ્તક પ્રચારક મંડળ, રોશન મુહલ્લા, આગરા. સને ૧૯૪૮. મૂલ્ય રૂ. ૪-૦-૦

૨. **सप्तभंगी-नयप्रदीपप्रकरणम्**—મૂળ સંસ્કૃતમાં—કર્તા: મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજય ગણિ. તેના ઉપર બાલબોધિની વિવૃતિકર્તા: શ્રીમદ્ વિજયલાવણ્યસૂરીશ્વરજી. પ્રકાશક: જૈન ગ્રંથ પ્રકાશક સભા. અમદાવાદ.

૩. **आगमसार**—હિંદીમાં અનુવાદક: વીરપુત્ર શ્રી આનંદસાગરજી મહારાજ. પ્રકાશક: વીરપુત્ર શ્રી આનંદસાગર જ્ઞાનભંડાર. પ્રાપ્તિસ્થાન: મંત્રી શ્રી આનંદજ્ઞાનમંદિર. સૈલાના ( માલવા ).

૪. **જીવનપ્રવાહ** : લેખક: ચંદુલાલ એમ. શાહ. પ્રકાશક: સંસ્કૃતિરક્ષક સસ્તું સાહિત્ય કાર્યાલય. વડોદરા. કિંમત રૂ. ૩-૦-૦

૫. **વિશ્વોદ્ધારક શ્રી મહાવીર** ભા. ૧, ૨, લેખક: મફતલાલ સંઘવી. પ્રકાશક: ઉપર મુજબ કિંમત: બે ભાગના રૂ. ૬-૦-૦

૬. **तत्त्वार्थ ઉષા**—મૂળ સૂત્રકાર: શ્રી ઉમાસ્વાતિ વાચક; અર્થલેખક: મુનિ શ્રીભાનુવિજયજી. પ્રકાશક: આર્હતતત્ત્વજ્ઞાનપ્રેમગ્રંથશ્રેણિ. પ્રાપ્તિસ્થાન: માસ્તર સાનચંદ સંપ્રીતચંદ, જૈન પાઠશાળા, વીસનગર, કિંમત આઠ આના.

૭. **श्रीभावारिवारणपादपूर्त्यादिस्तोत्रसंग्रह** ।

૮. **श्रीचतुर्विंशतिजिनस्तुति** :।

૯. **चतुर्विंशतिजिनेन्द्रस्तवनानि** ।

ઉપર્યુક્ત ત્રણે પુસ્તકોના સંશોધક: મુનિશ્રી વિનયસાગરજી. પ્રાપ્તિસ્થાન: શ્રી હિંદી જૈનાગમ પ્રકાશક સુમતિ કાર્યાલય, જૈન પ્રેસ, કોટા ( રાજપૂતાના ).

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ. જૈનધર્મ સત્ય પ્રકાશ સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૫ : અંક ૨ ] અમદાવાદ : તા. ૧૫-૧૧-૪૯ [ ક્રમાંક

વિષય-દર્શન



લવાજમ : વાર્ષિક બે રૂપિયા : આ અંકનું મૂલ્ય ચાર આના.

## સમાચાર



### મુંબઇ સરકારના ભીખબંધી કાયદા સંબંધે જાહેરનામા સામે ઉગ્ર વિરોધ

મુંબઇ સરકારે તા. ૧૬–૯–૪૯ના રોજ 'ગેઝેટ'માં ભીખબંધી કાયદામાં સુધારો કરતું એક જાહેરનામું પ્રગટ કર્યું છે. તેમાં સાધુ–સાધ્વીઓને પોતાના નામોની નોંધણી કરવાનું અને ઓળખપત્રો રાખવાનું સૂચવવામાં આવ્યું છે. આ જાહેરનામાનો વિરોધ દર્શાવવા જૈનોની એક પ્રચંડ જાહેર સભા તા. ૨૩–૧૦–૪૯ના રોજ બપોરે મુંબઈમાં શ્રીનેમિનાથ ભગવાનના જૈન દેરાસરના ઉપાશ્રયમાં શ્રીઅમૃતલાલ કાળીદાસ શેઠના પ્રમુખપદે મળી હતી. આ પ્રશ્ન પરત્વે જૈનો જાગૃત છે એ તેની વિશાળ મેદની ઉપરથી જાણી શકાય એમ હતું. તેમાં ફુલચંદભાઈ શામજીભાઈ, શ્રી મોહનલાલ સોલીસીટર, શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ, શ્રી ચીમનલાલ પોપટલાલ શાહ, શ્રી ખીમચંદ મગનલાલ વોરા વગેરે અગ્રણી વક્તાઓએ ભીખબંધી કાયદા સામે દલીલભરી વિગતો રજુ કરી હતી અને તેમાં ત્રણે સંપ્રદાયના ફિરકાઓએ મળીને જે ઠરાવો કર્યા છે તે આ છે.

ઠરાવ–નં. ૧ : ભિક્ષા પ્રતિબંધક કાયદાનો મુખ્ય ઉદ્દેશ માણસોને પ્રમાદી નિરુદ્યમી અને સમાજ ઉપર બોજારૂપ થતાં અટકાવવાનો તથા ભીખ માંગવાનો ધંધો લઈ બેઠા હોય છે તેવાઓને દુર્વ્યસની થાય તેથી તેમને સુધારવાનો છે. આત્મકલ્યાણ અર્થે જેમણે સંસાર ત્યાગ કર્યો છે તેવી વ્યક્તિઓને દેખીતી રીતે આવો કાયદો લાગુ ન પડે તે સ્પષ્ટ છે. આ કાયદાના નિયમોમાં ફેરફાર કરવા મુંબઈ સરકાર તરફથી હમણાં એક સુધારો કરવાની કલમ ૨–બ બહાર પડી છે, જે મુજબ ત્યાગી વ્યક્તિઓએ ઓળખપત્રો રાખવાનારહેશે અને સંસ્થાઓમાં પોતાનાં નામઠામ નોંધાવવાં પડશે. ભીખ માગવાનો ધંધો લઈ બેઠા હોય તેવા માણસોથી ત્યાગીઓને જુદા પાડવામાં કાંઈ મુસીબત નથી; ત્યાગીઓ, ભિખારીની પેઠે સમાજને કોઈ ઉપદ્રવ કરતા નથી એટલું જ નહીં પણ તેમનું સમાજમાં સન્માન છે અને તેથી તેમને ભિખારી ગણવા અપમાન બરાબર છે. જૈન સાધુ–સાધ્વીઓના આચારો સુવિદિત છે; તેમને આવા હેરાનગતિભર્યા કાયદામાં મૂકવા એ સર્વથા અનુચિત છે; તેથી જૈનોની આ જાહેર સભા મુંબઈ સરકારને આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરે છે કે આ કલમ ૨–બ નો નવો સુધારો ન જ કરવો, પણ એક નિયમ ઉમેરી સામાન્ય રીતે જાહેર કરવું કે સર્વથા અપરિગ્રહી અને ત્યાગીઓ તથા સાધુઓ આહારપાણી, આદિ જરૂરીઆતો મેળવે છે તે પ્રામાણિત ઉદ્દેશ છે. પ્રસ્તાવક : મોહનલાલભાઇ સોલીસીટર, : અનુમોદક **ચીમનલાલ ચકુભાઇ શાહ, ચીમનલાલ પોપટલાલ શાહ, ખીમચંદ મગનલાલ વોરા.**

ઠરાવ–નં. ૨ : ભિક્ષા પ્રતિબંધક કાયદાના નિયમો વગેરેમાં સુધારો કરાવવા બાબતમાં યોગ્ય સ્થળે ડેપ્યુટેશન લઈ જવું, વગેરે કાર્યવાહી કરવા શ્રી જૈન શ્વે. સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ અને શ્રી. દિગમ્બર જૈન તીર્થક્ષેત્ર કમિટીને સત્તા આપવામાં આવે છે. પ્રસ્તાવક : **શ્રી. શાંતિલાલ મગનલાલ શાહ,** અનુમોદક : **શ્રી. મોહનલાલ દીપચંદ ચોકસી.**

॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्य प्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष १५ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ સ ૨૪૭૬ : ઈ સ ૧૯૪૯ | क्रमांक |
| अंक २ | કાર્તિક વદિ ૧૦ : મંગળવાર : ૧૫ નવેમ્બર | १७० |


## અવળા માર્ગનાં એંધાણ

મંદિર કે મૂર્તિને નહિ માનનારો વર્ગ કેવા કાચા પાયા ઉપર ઊભો છે એટલું જ નહિ એને ડગલે ને પગલે કેટલી મુશ્કેલીઓ નડે છે અને તેથી તે કેવા અવળે માર્ગે પોતાનો આત્મસંતોષ અનુભવે છે એનો પ્રત્યક્ષ જોયેલો એક દાખલો મુનિરાજ શ્રી જંબૂવિજયજી નોંધે છે, વળી પરિગ્રહના શોખથી ખખડી ગયેલા માનવીઓને આદિવાસી ખેડૂતો કંઈક બોધપાઠ પણ આપે છે તે અહીં વાચકો સમક્ષ રજૂ કરીએ છીએ :

× × ×

આ ગામની પાસે (દક્ષિણમાં) સિંગણાપુર કરીને ગામ છે. ગામ નાનકડું છે. પચાશેક ઘરની જ કૃષિપ્રધાન લોકોની વસ્તી છે આ ગામમાં એક પણ ઘર એવું નથી કે જેને કમાડ હોય. કમાડ માટેની બારસાખ સુદ્ધાં પણ લોકો લગાવતા નથી. માત્ર જવા આવવા માટે ખુલ્લું દ્વાર જ હોય છે. એમ કહે છે કે આ ગામમાં ચોરી થતી જ નથી જો કોઈ ચોરી કરે તો અંધ જ બની જાય છે. ગામમાં કોઈ પેટી, પટારા કે ટ્રંક તો નથી જ વસાવતું પણ તાળા–કુંચીને પણ જાણતા નથી. એમ માનવામાં આવે છે કે આ ગામમાં એક શનૈશ્ચરની મૂર્તિ છે તેનો આ બધો પ્રભાવ છે. આસપાસના ગામોમાં વસતા પોતાને કટ્ટર માનતા સ્થાનકવાસીઓ આ શનૈશ્ચરની મૂર્તિને તેના પ્રભાવથી અંજાઈને ભજે છે અને પૂજે છે; છતાં અનુપમ શાશ્વત મોક્ષ સુખદાયક, રત્ન ચિંતામણિ અને કલ્પવૃક્ષથી પણ અધિક એવી શ્રીવીતરાગ પરમાત્માની મૂર્તિને ભજતાં કે પૂજતાં ધ્રૂજે છે; આ દુઃખદ બીના છે

[શ્રી આત્માનંદ પ્રકાશ . તા. ૧–૧૦–૪૯ ના અંકમાંથી 'ઈલુરાની જૈન ગુફાઓ' નામના મુનિરાજ શ્રીજંબૂવિજયજી મ. ના લેખ ઉપરથી ]



# ઇતિહાસના અજવાળે

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[ ગતાંકથી ચાલુ ]

ભગવંત શ્રીમહાવીર દેવનું જન્મસ્થાન જો કે આજે આપણે 'ક્ષત્રીકુંડ'ને ગણીએ છીએ, છતાં એ અંગે પુરાતત્ત્વના અભ્યાસીઓ અને આપણા આચાર્ય મહારાજ શ્રીવિજયેન્દ્રસૂરિએ ઇતિહાસના અંકોડા જોડીને જાહેરાત કરી છે એ પર વિચાર ચલાવતાં ક્ષત્રીકુંડ સ્થાપનાતીર્થ જણાય છે અને સાચું સ્થાન વૈશાલી નજીક હોવું જોઈએ એમ સ્પષ્ટ બેસે છે. ઉપર જ્યારે વૈશાલીના મહત્ત્વની વાત રજુ થાય છે ત્યારે એ અંગે આચાર્યશ્રીનું લખાણ વિચારી જઈને આગળ વધીશું.

ચાલુ વિષયમાં ખપ આવે તે રીતે શ્રીગૌતમ બુદ્ધની વાત જોઈ આગળ વધીએ. નેપાળની તળેટીમાં આવેલ શાકયોની રાજધાની કપિલવસ્તુમાં રાજા શુદ્ધોદનને ત્યાં શ્રી ગૌતમ બુદ્ધ જન્મ્યા હતા. આત્મસાક્ષાત્કારની ભૂમિ બોધિગયા હતી કે જે મગધમાં આવેલ છે. આમ એ કાળના બે સુપ્રસિદ્ધ મત પ્રવર્ત્તકો પ્રદેશ, સમય અને ઉપદેશની નજરે ઘણું સામ્ય ધરાવે છે. તેથી વિન્સેન્ટ સ્મિથ મહાશય લખે છે કે—

The Buddhist and Jain books, therefore, tell us much about the Vrijjian Canfederacy, of which Vaisali was the Capital, and about Magadha, with its subordinate kingdom of Anga.

The neighbouring realm of Kosala, the modern kingdom of oudh, was closely connected with Magadha by many ties; and its Capital Sravasti ( Savatthi ), situated on the upper course of the Rapti at the foot of the hills, was the reputed cave of many of Buddhist most striking discourses.

ઉપરના ઉલ્લેખથી એ વાત સ્પષ્ટ થાય છે કે ભગવંત મહાવીર અને શ્રીગૌતમ બુદ્ધ જ્યારે પ્રવચન કરતા વિહરતા હતા ત્યારે વૈશાલી, મગધ, અંગ અને કોશલની ધરતી એ તેઓના ઉપદેશ માટેના ખાસ કેન્દ્રો હતા. ઉભયના અનુયાયીઓની સંખ્યા એ દેશોમાં સારા પ્રમાણમાં હતી. જૈન સાહિત્યમાં આ પરિસ્થિતિને સૂચવતાં ભિન્ન ભિન્ન કથાનકો છે. એ સર્વને બરાબર રીતે શૃંખલાબદ્ધ કરી, ઇતિહાસની ચાળણીમાં ચાળી ક્રમ વાર રજુ કરવામાં આવે તો ભગવંત મહાવીરના સમયનો અને તેઓશ્રીએ પોતાની અમૃતવાણી દ્વારા તૈયાર કરેલ વિશાળ અધ્યાત્મપાકનો તાગ લાધે. સામાન્ય નજરે જોતાં જણાય છે કે નિર્ગ્રંથોના જીવનો અન્ય મતપ્રવર્તકોના સાધુઓથી વધુ શુદ્ધ અને પવિત્ર

હતા. આચારમાં વધારે કડક હતા અને બંધારણની દૃષ્ટિએ સર્વોત્તમ હતા. શિથિલતા જોવા પણ મળતી નહીં! અલબત્ત, પાલનમાં કઠિનતા હોવાથી સંખ્યામાં શાક્ય મુનિના અનુયાયી જેટલા ન કહી શકાય. બાકી વૈશાલીના ચેટક મહારાજા શ્રમણ મહાવીર દેવના ચુસ્ત અનુયાયી હતા અને તેમનો ગણ યાને વૃજિજ, લિચ્છવી આદિનો મોટો સમુદાય જૈનધર્મ પાળતો હતો એ વાત નિર્વિવાદ સિદ્ધ થયેલ છે. વિશેષમાં રાજવી ચેટકની સાતે પુત્રીઓ ચુસ્ત જૈનધર્મી હતી એ ઐતિહાસિક સત્ય છે. તેઓ સિંધુ, સૌવીર, અવંતી, ચંપા, કૌશામ્બી અને મગધ જેવા રજવાડામાં પરણી ગઇ હતી; એ જોતાં તે ક્ષેત્રોમાં પણ જૈન ધર્મનો પ્રચાર સવિશેષ પ્રમાણમાં હતો જ. ઈતિહાસકારોને એ વાત સ્વીકારવી પડે તેવાં પ્રમાણો ઉપલબ્ધ થયા છે અને થતાં જાય છે. જૈન સાહિત્યમાં એ સ્થાનો અંગે જે વિપુલ માહિતી અને પરસ્પરના સબંધો અંગે જે નોંધો પ્રાપ્ત થાય છે તે એટલી સચોટ છે કે એ પરથી જૈનધર્મના અભ્યાસી વિદ્વાને સુંદર સંકલનાદ્વારા એ સમયના ઈતિહાસ ઉપર સારુ અજવાળું પાડી શકે. જૈનધર્મના મૌલિક સિદ્ધાંત કે આચાર-વિચારના યથાર્થ અભ્યાસના અભાવે જે મહાશયોએ ગ્રંથોમાંથી ઉપલબ્ધ થતી સામગ્રીના જોરે કલમ ચલાવી છે એમા જોઈએ એવો ન્યાય નથી મળ્યો, અને કેટલાક પ્રસંગોમાં એ નબળાઈઓથી મોટી ગૂંચો જન્મી છે. જો કે શોધખોળ આગળ વધે છે તેમ એ ગૂંચો ઉકલવા લાગી છે. આપણા જ એક જૈન અભ્યાસીએ 'Jainism in northen India.' અર્થાત્ 'ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ' એ નામનું પુસ્તક લખી ભગવંત મહાવીર દેવના સમય પર, તેઓશ્રીના અનુયાયી સંબંધમાં સારું અજવાળું પાડયું છે ચાલુ લેખમાં આંગ્લ ઇતિહાસકારે કેટલાક સ્થળે સ્ખલના કરી છે, એ છતાં સત્ય શોધવાની જિજ્ઞાસા માટે તેમનો પ્રયાસ જરૂર પ્રશંસા માગી લે છે. આપણી એ દિશામાં ઉપેક્ષા વૃત્તિ જ એ માટે જવાબદાર છે. પાના ૨૭ માં કોશલની પરિસ્થિતિ વર્ણવી, એ કેવી રીતે મગધના તાબામા આવ્યુ અને એ વેળા કાશી યા બનારસ કેવી કક્ષામાં હતું તે બતાવે છે, અને જણાવે છે કે આ નાનકડું રાજ્ય પવિત્ર તીર્થ સ્થળની દૃષ્ટિયે ત્રણે ધર્મોના સાહિત્યનાં પૃષ્ઠો શોભાવે છે એટલું જ નહીં પણ શાકય મુનિ માટે તો બૌદ્ધ ધર્મના મંગળાચરણની ભૂમિરૂપ છે. આ વાકય 'મૂળગંધકુટિવિહાર'ને આશ્રયી સંભવે છે. આપણી બે કલ્યાણક ભૂમિઓ સિંહપુરી અને ચંદ્રપુરી કાશીથી દૂર નથી. ખુદ બનારસ યાને કાશી સાતમા સુપાર્શ્વનાથ તેમજ ત્રેવીશમા શ્રીપુરિસાદાની પાર્શ્વનાથની કલ્યાણક ભૂમિ તરીકે સુપ્રસિદ્ધ છે. અરે! સિંહપુરીની નજીકમા જ 'સારનાથ'મા ઉપરનો વિહાર આવેલ છે પણ દેશકાળના એંધાણ પારખી, બૌદ્ધ ઉપદેશકોએ થોડા સમયમાં પરિશ્રમ સેવી એ સ્થાનને આજે મોટા ધામરૂપ બનાવી દીધું છે; જયારે આપણે લાખો રૂપિયા પ્રતિ વર્ષ ખરચી નાંખીએ છતાં સિંહપુરીને નમૂનેદાર બનાવવા કંઈ જ કર્યું નથી. સારનાથમાં માત્ર બુદ્ધદેવનો સ્તૂપ છે એટલું જ નહીં પણ, વિહારમાં એમના જીવનને સ્પર્શતાં કળામય ચિત્રો છે અને ફરતી ભૂમિમાં સંગ્રહસ્થાન છે સંખ્યાબંધ પરદેશીઓ નવું જાણવાની દૃષ્ટિએ ત્યાં આવે છે અને સંતોષ મેળવે છે. સ્મિથ સાહેબ કાશીના મહત્ત્વ સંબંધી વાતનો સ્વીકાર કરતાં બ્રાહ્મણ ગ્રંથો કરતાં વિશેષ માહિતી બૌદ્ધ અને જૈન ગ્રંથોમાંથી મળી છે એમ કહે છે. આ રહ્યા તેમના શબ્દો—

The reputation for special sanctity enjoyed by both Benares and Gaya in Magadha among orthodox Brahmanical Hindus adds little to the detailed information available, which is mainly dirived from the writings of Jains and Buddhhists, who were esteemed as heretics by the worshippers of the old Gods.

પરમત સહિષ્ણુતા અને ઇતિહાસની સંકલના અંગેની તત્પરતાને લઈ નાસ્તિક તરીકે ઓળખનાર વૈદિક સંસ્કૃતિને પણ પોતાના ગ્રંથો પૂરતો ન્યાય આપવાનું જૈન શ્રમણો ચૂક્યા નથી.

વૈદિક ગ્રંથોમાં મગધ, અંગ, કોશલ, કાશી અને વૈશાલી સંબંધમાં નોંધો ઉપલબ્ધ થાય છે છતાં પ્રમાણમાં જૈન અને બૌદ્ધ ગ્રંથો જેટલી નહીં જ વળી એ પણ અધૂરી તેમ જ વિગતના અંકોડા જોડી શકાય તેવા સાધનો વગરની ! ભારતવર્ષના બીજા ભાગો સંબંધમાં તો કંઈજ દિશા સૂચન વૈદિક સાહિત્યમાંથી મળતું નથી જે કંઈ મળે છે તે ઉપરના પ્રદેશો સબંધી અને એમા પણ મગધ અને શિશુનાગ વંશને લગતું જ. એ સ્મિથ સાહેબના શબ્દોમાજ નીચે ટાંકવામાં આવે છે બિંબિસાર–શ્રેણિક અને એના વંશજ અજાતશત્રુ ઉર્ફે કુનિક કે કોણિક સંબંધમાં જે વિચારણા વૈદિક ગ્રંથોમાં છે એ કરતાં વિશેષ બૌદ્ધ ગ્રંથોમાં છે, જ્યારે જૈનધર્મના ગ્રંથોમાનો શ્રેણિક પાત્ર અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે. એ સંબંધમાં સખ્યાબંધ ઉદાહરણો ઉપલબ્ધ થાય છે. ખુદ વિન્સેન્ટ સાહેબ એ વાતનો સ્વીકાર કરે છે, જે આગળ ઉપર સહજ જણાશેઃ

In the Puranic lists the earliest dynasty which can clame histosical reality is that known as the Saisunaga, from the name of its founder Sisunaga.

He was, apparently, the king, or Raja, of a petty state, corresponding roughly with the present Patna and Gaya Districts; his capital being Rajagriha (Rajgir) among the hill near Gaya. Nothing is known about his history; and the Second, third, and fourth kings are likewise mere names.

The first monarch about whom anything substantial is known is Bimbisara or Srenika, the fifth of his line. [ ચાલુ ]



**જૈનધર્મ વિશે પં. જવાહરલાલ નેહરુનો મતઃ**

વાસ્તવમાં બૌદ્ધધર્મ અને જૈનધર્મ એ નથી હિંદુધર્મ કે નથી વદિકધર્મ. આમ છતાં આ બંને ધર્મો ભારતમાં ઉત્પન્ન થયા છે અને ભારતીય જીવન, સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનમાં તેનો મોટો ફાળો છે. બૌદ્ધ કે જૈનધર્મ એ ભારતીય વિચારો અને સંસ્કૃતિની સોએ સો ટકા ઉપજ છે પરંતુ તે એમાંથી એકેમાં હિંદુશ્રદ્ધા નથી.

[ ડિસ્કવરી ઑફ ઇંડિયા ]



# ગુલાબ અને કાંટા

કેટલાક વિદ્વાનો જૈન સાહિત્યના પ્રાંગણને પોતાની કળાજીવી-દૃષ્ટિથી અજવાળે છે જ્યારે કેટલાક કચરો ફેંકી જઇ મેલું પણ બનાવે છે, એવી બીનાઓ ટુચકારૂપે જ આ સ્તંભમાં આલેખાય છે.

---

**સરકારી** કેળવણીખાતા તરફથી હાલમાં ગુજરાતી વાચનમાળાઓ પ્રગટ કરવામાં આવે છે: આ વાચનમાળાની પહેલી ચોપડીમાં ૭મો પાઠ 'હાથી અને સસલું'નો છે. આ વાર્તા મગધરાજ શ્રેણિકના પુત્ર મેઘકુમારના પૂર્વભવની છે: જેમાં તેઓ હાથી તરીકે અવતરેલા, ને એકવાર સસલાને બચાવવા પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા.

વિશાળ જૈન કથાસાહિત્યમાંથી આવી બાળકથાઓ તારવવામાં આવે તો—બાળકોને પ્રારંભથી જ સુવાચ્ય કથાઓ સાંપડી રહે.

×

'**इतिहास-प्रवेश**' જેના રચયિતા જાણીતા ઇતિહાસજ્ઞ શ્રી. જયચંદ્ર વિદ્યાલંકાર છે, અને સંપાદક વિખ્યાત ઇતિહાસનવેશ શ્રી જાયસવાલજી છે: એ ગ્રંથમાં ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીરના જીવન વિષે તુલના કરતાં તેઓ જણાવે છે, કે

"બુદ્ધ અને મહાવીરના ઉપદેશમાં મુખ્ય ફરક ત્યાં છે, કે જ્યાં બુદ્ધ મધ્યમ માર્ગનો ઉપદેશ આપે છે ત્યાં મહાવીર તપ અને કૃચ્છ્ર તપને જીવન સુધારવાનો એક મુખ્ય માર્ગ દર્શાવે છે. **મહાવીરનો અહિંસાવાદ અન્તિમ સીમાએ પહોંચ્યો હતો. જ્યારે બુદ્ધ તે બાબતમાં પણ મધ્યમમાર્ગી હતા.** બંને વેદ અને ઈશ્વરને માનતા નહોતા. મગધ આદિ દેશોમાં મહાવીરનો ઉપદેશ ઝડપથી પ્રસાર પામ્યો, કલિંગ તેમના જીવનકાળમાં જ તેમનું અનુયાયી થઈ ગયું રાજપૂતાનામાં મહાવીરના નિર્વાણ પછીની એક શતાબ્દિમાં જ જૈનધર્મની જડ જામી ગઈ. જૈનોનું પવિત્ર સાહિત્ય પણ કાફી મોટું છે, અને તે અવધ યા કોશલની પુરાણી પ્રાકૃત અર્ધમાગધીમાં છે."

અહિંસાના અવતારનું બિરુદ ખરેખરું કોને લાગે, તે વાચકોએ આ ઉલ્લેખ પરથી વિચારવા જેવુ છે.

×

ઉપર્યુક્ત ગ્રંથમાં 'શક' જાતિ વિષે લખતાં વિદ્વાન લેખક જાણાવે છે, કે—

"શકોનો સહુ પ્રથમ હૂમલો કાઠિયાવાડ અને ઉજ્જૈન પર થયો. આ ઘટનાની બાબતમાં બહુ પ્રકારની દંતકથાઓ પ્રચલિત છે. આ દંતકથાઓ (**ख्यात**) મુજબ ઈ. સ. પૂર્વે ૧૦૦માં ઉજ્જૈન જીત્યુ, અને ઈ. સ. પૂર્વે ૫૮ સુધી રાજ્ય કર્યું. તે વખતે પ્રતિષ્ઠાનના રાજા વિક્રમાદિત્યે આવીને તેમને હાંકી કાઢયા. આ સમયના **નહપાન** નામના શક સરદારના સિક્કા અને તેના જમાઈ ઉષવદાતના લેખો આ ઈલાકામાં મળે છે. ઉષવદાતે પુષ્કરની પાસે માલવ-ગણને પરાજય આપ્યો. દક્ષિણ દિશામાં નહપાનનો અધિકાર ઉત્તરી મહારાષ્ટ્ર અને કોંકણ સુધી હતો. એની રાજધાની ભરૂચ હતી. એ સિક્કા પર પોતાને 'મહાક્ષત્રપ' તરીકે ઓળખાવે છે કારણ કે તે સિંધના મહારાજાનો ક્ષત્રપ અર્થાત્ સૂબેદાર હતો. ઉષવદાત જૈન હતો. તેણે નાસિક અને જુન્નેરમાં બૌદ્ધ ભિક્ષુઓ માટે

પહાડોમાંથી વિહારો કોરી આપ્યા હતા. વૈદિક બ્રાહ્મણો ને યજ્ઞોને માટે પણ ઘણું દાન કર્યું હતું.”

આ જૈન ઉષવદાત કોણ, અને એણે બંધાવેલા બૌદ્ધ વિહારો ને આપેલાં દાનો વિષે ઈતિહાસજ્ઞો વિશેષ પ્રકાશ પાડે એ ઈચ્છનીય છે.

×

શહેનશાહ અકબરે ઇતિહાસમાં એક વાર સર્વધર્મ સમન્વયનો મહાન પ્રયત્ન કર્યો હતો. એ જ્યારે ગુજરાતની વિજયયાત્રાએ આવ્યો ત્યારે પ્રથમ વાર ઈસાઈ, પારસી ને જૈન મતોના પરિચયમાં આવ્યો. એણે બધા પંથોમાંથી કંઈ કંઈ લીધું. જૈનમાંથી અહિંસા, પારસીઓ પાસેથી અગ્નિપૂજા, હિંદુઓ પાસેથી તિલક, ખ્રિસ્તીઓ પાસેથી એકપત્નીવ્રત વગેરે વગેરે !

એણે પોતાના વ્યાપક ધર્મ “તૌહીદે ઈલાહી”ની સ્થાપના કરતાં જે જાહેર કર્યું તે શબ્દો ખાસ ધ્યાન આપવા યોગ્ય છે. એણે કહ્યું:

“એક સામ્રાજ્ય, જેનો શાસક એક છે, એના રાજ્યમાં પ્રજા એકબીજાના વિરોધી વિભિન્ન મતોમાં વહેંચાયેલી રહે તે ઉચિત નથી. આ માટે અમારે તે બધાને મેળવી એક કરવા જોઈએ, પણ તે એવી રીતે કે એ બધા એક પણ થઈ શકે અને અનેક પણ રહી શકે.”

છેલ્લી પંક્તિ પાછળ ખૂબ રહસ્ય છુપાયેલું છેઃ ને એ રહસ્ય આજની સરકારે ને પ્રજાએ સમજવું ઘટે.

×

નવીન વર્ષના દીપોત્સવી અંકોમાં જૈનોને લગતું સાહિત્ય હવે ઠીકઠીક પ્રગટ થવા માંડ્યું છે. ‘પ્રજાબંધુ અને ગુજરાત સમાચાર’ના દીપોત્સવી અંકમાં સુંદર ગેટઅપ સાથે ‘દેવદૂષ્ય’ નામની ભગવાન મહાવીરના દાનધર્મ વિષેની શ્રી. જયભિખ્ખુની વાર્તા સચિત્ર ને સુલલિત રીતે પ્રગટ થઈ છે.

×

આપણા દેશનું નામ ‘ભારતવર્ષ’ કેવી રીતે પડ્યું, તે હાલમાં નિશ્ચિત જેવું થઈ ગયું છેઃ છતાં આપણા હાલના ઇતિહાસ લખનારાઓ ઇતિહાસના સુપ્રસિદ્ધ ત્રણ ભરતો—એક ભ. ઋષભદેવના પુત્ર ચક્રવર્તી ભરત, બીજા પૌરવવંશીય રાજા દુષ્યંત (શકુંતલાના)ના પુત્ર ચક્રવર્તી ભરત અને ત્રીજા દશરથપુત્ર (રામચંદ્રના ભાઈ) રાજા ભરતમાંથી એકને ભારતવર્ષ નામના જનક બતાવે છે. તેમાં પણ ઘણા દુષ્યન્ત રાજાના પુત્ર ભરતને ભારતવર્ષના જનક બતાવે છે. તાજેતરમાં પ્રગટ થયેલ કેટલાક પાઠ્ય પુસ્તકોમાં આ જાતના છબરડા જોવામાં આવ્યા છે.

આ અંગે શ્રીમદ્ ભાગવતમાં આપેલ ઉલ્લેખ ખાસ કરીને યાદ રાખવા જેવો છે. જેથી ભૂલ ન થાય. શ્રીમદ્ ભાગવતમાં જણાવ્યું છે:કે—

નાભિરાજાએ મેરુપર્વતની પુત્રી મેરુદેવી સાથે લગ્ન કર્યું. ભગવાને પ્રસન્ન થઈ, પોતે જ અંશકળાથી તેના પુત્રરૂપે જન્મવાનું વચન આપ્યું. નાભિરાજાએ તે પુત્રનું નામ ‘ઋષભ’ (સર્વોત્તમ) રાખ્યું. ઋષભદેવે ઈંદ્રપુત્રી જયંતી સાથે લગ્ન કર્યાં. તેથી

ભરત વગેરે સો પુત્રો થયા. ભરત મહાન યોગી અને સર્વ ગુણોથી શ્રેષ્ઠ હતો. ઋષભદેવે પૃથ્વીના પાલન માટે ભરતનો રાજ્યાભિષેક કર્યો. ભરતે વિશ્વરૂપની પુત્રી પંચજની સાથે લગ્ન કર્યું અને પૃથ્વીનું પાલન કરવા માંડયું. પહેલાં 'અજનાભ' કહેવાતો ખંડ તેમના નામ પરથી ભારતવર્ષ કહેવાવા લાગ્યો."

આવા સ્પષ્ટ ઉલ્લેખ પછી આશા છે, કે આજના ઇતિહાસકારો પોતાની ભૂલ સુધારશે.

×

આન્ધ્ર તાલીમનાડ્ અને કર્ણાટકમાં જૈનોનું સારું મહત્ત્વ હતું, ને તેઓએ જ્ઞાનપ્રચાર માટે અનેક પાઠશાળાઓ ખોલી હતી. મહારાષ્ટ્રમાં પણ જૈનોએ જ્ઞાનપ્રચારમાં પાછો પગ ભર્યો નહોતો અને તેનું જ કારણ છે, કે આજે પણ ત્યાંની પાઠશાળાઓમાં વર્ણમાળાના પ્રારંભમાં જ 'ॐ नमः सिद्धम्' નામનું વાક્ય ગોખાવવામાં આવે છે. શ્રી. ચિંતામણ વિનાયક વૈદ્ય જેવા સુપ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ કહે છે, કે આ વાક્ય જૈન નમોવાક્ય છે. કલિંગ અને ઉડીસામા 'सिद्धिरस्तु' એટલું જ વપરાય છે: ને તેલૂગુ લોકોમાં હાલ 'ॐ नमः शिवाय सिद्धम् नमः' લખાય છે. પણ આનું મૂળ જૈન નમોવાક્ય જ છે. દક્ષિણ મહારાષ્ટ્રમાં 'શ્રીગણેશાય નમઃ'ની સાથે 'ॐ नमः सिद्धम्' લખાય છે. આનું મૂળ જૈનોને સ્પર્શતું છેઃ અને તેથી માનવામાં આવે છે, કે દક્ષિણ ભારતના જ્ઞાનપ્રચારમાં ઉદાર જૈન તપસ્વીઓ મોટો ભાગ લેતા.

×

રાષ્ટ્ર શબ્દ માટે કેટલાક વિદ્વાનોનો મત એવો છે, કે એ શબ્દ દક્ષિણ ભારતમાંથી આવ્યો છેઃ પણ એ વખતે રાષ્ટ્રનો અર્થ પ્રાંત અથવા દેશવિભાગ માટે થતો. આ પ્રમાણે દ્વીપ શબ્દનો આજનો અર્થ બેટ થાય છે. પણ કોઈ જમાનામાં એ દેશવાચક હતો.

×

ઇતિહાસની અસલિયતની ચોકીદારી જૈન વિદ્વાનોએ ઘણી ઘણી કરી છે. એમાં ઉમેરો થઈ શકે તેવી એક નાટિકા શ્રી નયચંદ્રસૂરિ કૃત 'રંભામંજરી' છે. આ નાટિકા પ્રાકૃત મહારાષ્ટ્રીમાં છે. ને પૃથ્વીરાજની પછી ૨૦૦ વર્ષે રચાયેલી છે. આ નાટિકાના નાયકને કેટલાક ઇતિહાસના અનભિજ્ઞોએ અને વાર્તારસિયા ભાટચારણોએ દેશદ્રોહી કહીને બદનામ કર્યો છે, એ વીર રાજવી જયચંદ રાઠોડ છે. આ વીર રાજવીએ મુસલમાનો સામે ભયંકર યુદ્ધ ખેડયા હતાં ને આખરે પોતાની હાર થતી જોઈ જલસમાધિ લીધી હતી.

×

વસતી ગણતરીમાં સાધુઓની ગણતરી વર્ગીકરણના કોષ્ટકમાં 'બિનઉત્પાદક' નામના બારમા કોઠામાં થાય છે ને આ વર્ગમા ગાંડાઓ, રખડુ લોકો ને ભિખારીઓનો સમાવેશ કરાય છેઃ ને વધુમા વેશ્યાઓનો સમાવેશ પણ થાય છે અને આ રીતે ૪૦ લાખની ગણતરી થાય છે.

તાજેતરમાં ડૉ. સુમન્ત મહેતાએ લેખ લખી ચર્ચા કરતા જણાવ્યું છે, કે "સાધુઓ જો બિનઉત્પાદક હોય તોપણ તેમણે પોતાના પેટાવર્ગ માટે જુદું વર્ગીકરણ કરાવવા માટે સેન્સસ કમીશ્નરને લખવું જોઈતું હતું પણ સાધુવર્ગ તરફથી લખે કોણ ?"

શું જૈનો આ સૂચન પોતાની પૂજનીય સંસ્થા માટે ઉપાડી લેશે ? —જ૦



# રોહીડાથી પોસીનાજી તીર્થનો સંઘ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી)

રોહીડા શ્રીસંઘના આગ્રહથી સં. ૨૦૦૪નું આમારું ચાતુર્માસ રોહીડામાં થયું. અનેક ધાર્મિક શુભ કાર્યો કરવા સાથે રોહીડા શ્રીસંઘે ભક્તિનો પણ સુંદર લાભ ઊઠાવ્યો હતો, સાથે બધા મહાનુભાવોની ભાવના થઈ કે, નજીકમાં રહેલા પોસીના પ્રાચીન તીર્થની યાત્રા થાય તો સારું. આથી શ્રીસંઘ યાત્રા માટે તૈયાર થયો. યાત્રાનું મુહૂર્ત કાર્તિક વદિ દશમ ને રવિવારે નિશ્ચિત થયું.

રોહીડા શ્રીસંઘમા આ પ્રસંગનો ઉત્સાહ અપૂર્વ હતો. આખો સંઘ યાત્રા માટે તૈયાર થયો. શુભ મુહૂર્તે વાજતે ગાજતે ચતુર્વિધ શ્રીસંઘે યાત્રાર્થે પ્રયાણ કર્યું

**પહેલું મુકામ :**

રોહીડાથી લગભગ બારથી તેર માઈલ દૂર **ખાપાના બંગલામાં** પહેલું મુકામ રાખવામાં આવ્યું હતુ પહેલા મુકામે પહોંચતાં રસ્તામા એક માઈલ દૂર **સનવાડા** આવ્યું. અહીં એક ઘર શ્રાવકનું છે. ત્યાથી ભૂલા ત્રણ માઈલ થાય. ભૂલા ગામ બે છે. એક નાનું ને એક મોટું. મોટું ભૂલા દૂર છે. આ રસ્તે તો નાના ભૂલા આવે છે. અહીં ભીલોનાં ઝૂંપડાં છૂટાં છૂટાં છે. ભૂલા મૂકચા પછી પહાડી રસ્તો શરૂ થાય છે. ચારે બાજુ પહાડે પહાડ જ દેખાય છે. પગે ચાલનારનો પગરસ્તો તો પહાડની વચ્ચે જ નીકળે છે. ગાડા રસ્તો ફેરમાં જાય છે. લગભગ બે વાગે **ખાપા** ના બંગલે પહોચ્યા. અહીં રોહીડા શ્રીસંઘ તરફથી સંતોકચંદજી લાધુરામજી વગેરે શ્રાવકો અગાઉથી વ્યવસ્થા કરી આવ્યા હતા, તેમજ વીકરણી શ્રીસંઘના ભાઈઓ પણ આવી પહુંચ્યા હતા. ખાપાના બંગલે તે દિવસનું જમણુ વીકરણી શ્રીસંઘ તરફથી થયું તેમા લગભગ ૩૫૦ થી ચારસો માણસોએ એ જમણુમાં ભાગ લીધો.

ખાપાનો બંગલો મેવાડ સ્ટેટની હદમાં છે. પહાડની વચ્ચે સ્ટેટની ચોકી માટે આ બંગલો બંધાયો છે. ચારે બાજુ પહાડ અને જંગલની વચ્ચે આ બંગલો છે. બંગલામાં સાધુમહારાજો વગેરેને ઉતારાની વ્યવસ્થા થાય છે શ્રીસંઘને માટે બહાર વરંડામાં અને મેદાનમાં સગવડ કરવામાં આવી હતી.

પ્રાતઃકાળમાં શ્રીસંઘે સાથે રાખવામાં આવેલ શ્રીશાંતિનાથ ભગવાનનાં દર્શન કરી પૂજા વ્યાખ્યાન વગેરેનો લાભ લીધો અને બપોરે રોહીડા શ્રીસંઘ તરફથી જમણુ થયા પછી ત્યાથી ૮ માઈલ દૂર **કાલીકાંકર** પડાવ રાખ્યો હતો, ત્યાં માટે પ્રયાણુ શરૂ કર્યું. રસ્તામાં મેવાડની ચોકીની વ્યવસ્થા બહુ જ સરસ હતી. સાથે ભીલોની ચોકી હતી. પગદંડી રસ્તે જતા **આંજની** ગામમા ભીલને ત્યા રહેલ ધાતુની પંચતીર્થીનાં દર્શન કર્યાં આ મૂર્તિના પાછળના ભાગમા નીચે પ્રમાણે લેખ જોવામા આવ્યો હતો.—

"સ. ૧૫૨૧ વર્ષે માઘ સુદિ ૧૦ ગુરૂ કુ. પ. સવમાડણ મા. દિઉ સુતસિંઘા મા. ××× શ્રેયસે શ્રીકુંથુનાથબિંબં કારિતં પ્ર૦ શ્રીજારાપલ્લિગચ્છે શ્રીઉદયચંદ્રસૂરિભિઃ રામસી(સે)ણ.

ભાવાર્થ—સંવત ૧૫૨૧માં મહાશુદિ દશમ ને ગુરુવારે શ્રીકુંથુનાથ ભગવાનની મૂર્તિ બનાવી છે અને તેની પ્રતિષ્ઠા જારાપલ્લીગચ્છના શ્રીઉદયચંદ્રસૂરિજીએ કરાવી છે. પ્રતિમાજી ભરાવનાર શ્રાવક સવમંડણ તેમનાં પત્ની દિઉ (દેવી શેઠાણી) તેમના પુત્ર સિંધાજી (સંઘજી) અને તેમનાં પત્નીનું નામ વંચાતુ નથી, તેમના કલ્યાણ માટે મૂર્તિ બનાવી છે.

જારાપલ્લીગચ્છનું નામ વાચકો માટે નવુ છે પરંતુ તેનો પરિચય આગળ આપવામાં આવશે. આંજનીમાં દર્શન કરી લગભગ વાચ વાગે સંઘ કાલીકાંકર પહોંચ્યો. કાલીકાંકર ઈડર સ્ટેટનું ગામ છે. પોસીનાના શ્રીસંઘે ઉતરવા આદિની વ્યવસ્થા સારી કરી હતી. ચોકીની વ્યવસ્થા પણ સુંદર હતી.

**પોસીનાઃ—**

કાલીકાંકરથી લગભગ દશથી અગિયાર માઈલ દૂર **પોસીનાજી** થાય છે. સવારમાં શ્રીસંઘે ઉત્સાહથી પ્રયાણ શરૂ કર્યું. વચમાં નવકારશી પચ્ચખાણ કર્યું અને શ્રમણ સંઘ તો બપોરે ૦॥ વાગે પોસીનાજી પહોંચ્યો. અહીં અમદાવાદથી શેઠ લાલભાઈ ઉમેદરામ લહ્રા, શેઠ રતનલાલભાઈ વગેરે બાર મહાનુભાવો પૂજ્ય મહારાજશ્રીનાં દર્શન કરવા અને ગુજરાત પધારવાની વિનંતિ કરવા આવ્યા હતા પરંતુ રોહીડા શ્રીસંઘનો પહેલેથી એવો જ આગ્રહ હતો કે આપને પાછા રોહીડા પધારવુ જ પડશે. એટલે અમદાવાદના ભાઈઓને નિરાશ જ થવું પડયું.

ચાર વાગે રોહીડા શ્રીસંઘના બધા મહાનુભાવો આવી પહોંચ્યા. પોસીના શ્રીસંઘ તરફથી શ્રીસંઘનું સુંદર સ્વાગત થયું અને તિલકની બોલી બોલાતાં પાંચસો ને એકસઠ રૂપિયામાં શેઠ સીરેમલજીએ સંઘ તિલકનો લાભ લીધો. આખા નગરમાં ફરી જિનમંદિરોના દર્શન કરી મંગલિક સાંભળી શ્રીસંઘ ઉતારે ગયો. આજનું જમણ રોહીડા શ્રીસંઘ તરફથી હતું

## પોસીનાજીનાં વર્તમાન મંદિરોનો પરિચય.

### ૧—શ્રીપાર્શ્વનાથજીનું મંદિર :

એક જ કંપાઉંડમાં આ મંદિરો આવ્યાં છે. કંપાઉંડમાં પેસતાં સૌથી પ્રથમ શ્રીપાર્શ્વનાથજીનું મંદિર આવે છે. મૂળગભારામાં પુરુષાદાણીય તીર્થપતિ શ્રીપાર્શ્વનાથજીની ભવ્ય મૂર્તિ બિરાજમાન છે. મૂળનાયકજીની મૂર્તિ ભવ્ય અને પ્રાચીન છે. શિલાલેખ વગેરે નથી પરંતુ વેલબુટા અને ધર્મચક્ર છે. મૂર્તિ હાસ્યભરી સુંદર અને ભવ્ય છે. ગભારાની બહાર રંગમંડપમાં એક સુંદર સમવસરણ છે અને બે ચોમુખજી છે. પ્રદક્ષિણા પથમાં થઈ ડાબા હાથ તરફની દીવાલમાં શિલાલેખોના બે પથ્થરો છે, જેના લેખો અમે ઉતાર્યા છે તે આગળ આપવામા આવશે.

રંગમંડપમાં બે દેરીઓ છે જેમાં એકલા મૂ ના. આદિનાથ પ્રભુજીની મૂર્તિ છે અને બીજી દેરીમાં શ્રીપદ્મપ્રભુની મૂર્તિ મૂળનાયક તરીકે છે. આ બન્ને દેરીઓને પણ બે મંદિર જુદા ગણતાં અહી છ મંદિરો છે એમ કહે છે અને આ બન્ને દેરીઓને જુદાં ન ગણો તો ચાર મંદિરો ગણાય.

આ સિવાય રંગમંડપમાં એક મોટા પ્રાચીન કાઉસગ્ગિયા છે. એક ચોવીસ તીર્થંકર જનનીનો પટ્ટ છે અને પાંચ પરિકરના કાઉસગ્ગિયાજી છે. અહીં દર્શન કરી ચોકમાં થઈને બીજા મંદિરમાં જવાય છે.

## ૨—શ્રીશાંતિનાથજીનું મંદિર :

શ્રીશાંતિનાથજીના મંદિરમાં મૂળનાયક શ્રીશાંતિનાથ પ્રભુ છે. આ મૂર્તિ એવી અદ્ભુત અને આહ્લાદક છે કે ભકતાત્માને ત્યાંથી ઊઠવાનું મન જ ન થાય. પરમ શાંતિદાયક આ ભવ્ય અને મનોહરમૂર્તિ પ્રાચીન છે. શિલાલેખ નથી. વેલબુટા સુંદર કોતરેલા છે.

રંગમંડપમાં બે બાજુએ બે ગોખલામાં બે મૂર્તિઓ, બિરાજમાન છે. આ મંદિરમાં હમણાં જ જીર્ણોદ્ધાર થયો. છે. અહીં દર્શન કરી ચોકમાં થઈને ત્રીજા મંદિરમાં જવાય છે.

બહાર નીકળતાં ડાબા હાથ તરફ ત્રીજું મંદિર છે. આ ત્રણે મંદિરો એક લાઈનમાં આવ્યાં છે. તેમાંયે બીજું અને ત્રીજું મંદિર સાથે બન્યાં હોય એમ લાગે છે.

## ૩—શ્રીઆદિનાથ પ્રભુજીનું મંદિર :

આ મંદિરમાં મૂળનાયક શ્રીઆદિનાથ પ્રભુજીનું ભવ્ય બિંબ વિશાળ ને મનોહર છે. ખભા ઉપર બન્ને બાજુ કેશ, વાળની લટો ઉતારી છે એટલે ચતુઃમુષ્ટિ લોચ કરનાર પ્રથમ તીર્થપતિની આ મૂર્તિ છે એમાં સંદેહ નથી, છતાં કેટલાક મહાનુભાવો આ મૂર્તિ શ્રીનેમિનાથ પ્રભુજીની હોવાનું કહે છે. તેથી આ શ્રીનેમિનાથજીનું મંદિર છે એમ જણાવે છે. પોસીનાજી તીર્થનાં સચિત્ર છપાયેલાં હેન્ડબીલોમાં પણ આ મંદિરને શ્રીનેમિનાથજીનું મંદિર લખેલ છે. પરન્તુ અમે નજરે જોયું અને પ્રભુજીના સ્કંધ ઉપર વાળ ઉતારેલા હોવાથી આ મંદિર શ્રી આદિનાથ પ્રભુજીનું હોય એમ લાગે છે. तत्त्वं तु केवलिगम्यम् મૂર્તિ ઉપર લેખ નથી, લંછન પણ દેખાતું નથી. આમાં વેલબુટાની કોરણી ખૂબ આકર્ષક અને સુંદર છે.

મૂળનાયકજીની બાજુમાં જ પાર્શ્વનાથજીના બે ઊભા કાઉસગ્ગિયાજી છે. તે પણ પ્રાચીન છે. બહારના ભાગમાં-રંગમંડપમાં શ્રીઅંબિકાદેવી અને સરસ્વતીદેવીની સુંદર મૂર્તિઓ છે. પછી સામસામા બે ગોખલામાં બે મૂર્તિઓ છે. ત્યારપછી ડાબી બાજુની દેરીમાં તેર મૂર્તિઓ છે. અને જમણી બાજુની દેરીમાં ચાર પ્રતિમાઓ છે. આમાં મૂળનાયકજી શ્રીકેસરિયાજી પ્રભુજીની સુંદર શ્યામ મૂર્તિ છે મંદિરના દરવાજા પાસે ડાબી બાજુએ શ્રીમાણિભદ્રજી વીરની સ્થાપના છે. આ સ્થાપના પોસીનાજીના ઉપાશ્રયમાંથી અહીં પધરાવેલ છે. સ્થાન પ્રાભાવિક અને ચમત્કારી છે. અહીં દર્શન કરી બગીચામાં થઈ ચોથા મંદિરમાં જવાય છે. કંપાઉંડ એક હોવા છતાંયે આ મંદિર અંદરના બીજા વિભાગમાં કંપાઉંડથી ઘેરાયેલું છે.

## ૪—મહાવીર પ્રભુજીનું મંદિર :

મંદિરમાં જતાં પહેલાં ડાબી બાજુની પ્રદક્ષિણાના વિભાગમા મહાચમત્કારી વીરનું સ્થાનક છે. અહીંના મહાનુભાવ શ્રાવકો આ સ્થાનને બહુ જ ચમત્કારી માને છે. અમારો સંઘ આવવાનો છે, એની પહેલેથી ચમત્કારિક સૂચનાઓ થઈ હતી એમ કેટલાક માણસો કહેતા હતા.

બહારના રંગમંડપમાં જીર્ણોદ્ધારની પ્રવૃત્તિ ચાલતી હોય એવાં દશ્યો દેખાણાં. અંદર જતાં જ મૂળ ગભારાની બહાર અને રંગમંડપમાં જમણી બાજુની વેદી ઉપર મૂળનાયક શ્રીમહાવીર પ્રભુની અલૌકિક દિવ્ય મૂર્તિ બિરાજમાન છે પ્રભુજીની મૂર્તિ ઉપર અદ્ભુત તેજ ચમકી રહ્યું હતુ. અહીંની બધી મુલનાયકજીની મુર્તિઓ ભવ્ય અને મનોહર છે પરન્તુ મને તો આ અન્તિમ તીર્થપતિની મૂર્તિ બહુ જ ઓજસ્વિની અને હૃદયહારિણી લાગી. " અમીયભરી મૂર્તિ રચી રે ઉપમા ન ઘટે કોય " આવી અદ્ભુત મુર્તિ હતી. જાણે શરદ પૂર્ણિમાનો સોળે કળાએ ખીલેલો ચંદ્ર અહી આવીને કોઈ મૂકી ગયું હોય એવુ અદ્ભુત મુખારવિંદ દષ્ટિગોચર થાય છે. ગમે તેવા ભવ્ય પ્રાણીનું આ મૂર્તિ પાસે સ્વાભાવિકરીતે ભક્તિથી મસ્તક નમી જાય છે નીચે ગાદીમાં લેખ વગેરે નથી. વેલબુટા અને ધર્મચક્ર છે.

જીર્ણોદ્ધાર ચાલુ છે એટલે પ્રભુજી બહારના ભાગમાં બિરાજમાન છે; પ્રતિષ્ઠા થવાની છે. આ સિવાય બે કાઉસગ્ગિયાજી છે. બીજાં પરિકરોનાં ૧૭ વિભાગો છે. શ્રાવક શ્રાવિકાઓની મૂર્તિ છે. જેમાં ત્રણ ઉપર લેખ છે, જે અમે ઉતાર્યા છે. એક ખંડિત ચોમુખ છે, બહારના ભાગમા પરિકરના ઘણાં અંગો ખંડિત પડયાં છે. અહીં દર્શન કરી આગળ જતાં પ્રદક્ષિણાના જમણા ભાગમાં પરિકરની બે ગાદીઓ છે જેના ઉપર લેખ છે, તે આગળ આપવામાં આવશે. પાસે જ નાની દેરીમાં પાર્શ્વ યક્ષની મૂર્તિ પણ સુંદર છે.

આવી રીતે મંદિરોનો ટૂંક પરિચય આપ્યો છે. આ ચોથા મંદિરમાં સામે જ મોટા દરવાજો પૂર્વાભિમુખ છે પરંતુ અત્યારે પાછળથી જવાય છે. એટલે આ જાહેર દરવાજો અત્યારે બંધ છે.

**રોહીડા શ્રીસંઘ પોસીનાજીના તીર્થમાં ત્રણ દિવસ રહ્યો:**

**૧ કા. વ. ૧૨—મંગળવાર.**

શ્રીસંઘનો પોસીનાજી તીર્થમાં પ્રવેશ થયો. મંદિરોનાં દર્શન ચૈત્યવંદના આદિ કરી પૂજ્ય ગુરુમહારાજશ્રી પાસેથી માંગલિક સાંભળી શ્રીસંઘ ઉતારે ગયો અને સાંજનું સ્વામી-વાત્સલ્ય રોહીડા સંઘે કર્યું હતુ.

**૨ કા. વ. ૧૩—બુધવાર.**

સવારમાં દર્શન વગેરે કર્યાં, વ્યાખ્યાન શ્રવણ કર્યું અને ચાર (૭) મંદિરોમાં શ્રીમુળનાયકજી ભગવંતોની પૂજા વગેરેની બોલી-બોલાઈ; પૂજા આદિ કરી શ્રીસંઘ જમણ જમી બપોરે પૂજા પ્રભાવના વગેરે થયાં અને સાંજે શ્રીસઘનું જમણ થયું. રાત્રિના આરતીનું ઘી બોલાયું અને ભાવના પણ સારી થઇ. તેમજ ચૌદશે પ્રાતઃકાળમા ચઢાવવાની ધ્વજાઓનું ઘી પણ આજે સવારના વ્યાખ્યાનમાં જ બોલાયું હતું. કુલ ૭ ધ્વજાઓની બોલી બોલાઈ તથા શ્રીમાણિભદ્રજી, અંબિકાદેવી તથા સરસ્વતી દેવીનો બેસ, ચુંદડી વગેરેની બોલી બોલાઈ હતી.

તેમજ તેરશના પોસીનાના શ્રીસઘે એક વધુ દિવસ રોકાવાની અને પોસીના શ્રીસંઘ તરફનું જમણ સ્વીકારવાનો બહુ જ આગ્રહ કર્યો. રોહીડા શ્રીસંઘે પોસીનાના શ્રીસંઘનું આમંત્રણ સ્વીકાર્યું.

૩ કા. વ. ૧૪—ગુરુવાર.

ગઈ કાલે સવારમાં બોલી બોલાયા પ્રમાણે ખૂબ જ ઉત્સવપૂર્વક દરેક મંદિરો ઉપર ધ્વજા ચઢાવવામાં આવી તેમજ શાસનદેવને બેસ અને ચુંદડી તથા નાળીયેર વગેરે ચઢાવ્યાં. ત્યારપછી ગુરુ મહારાજ પાસે વ્યાખ્યાન શ્રવણ કર્યું. તેમજ પૂજા આરતી વગેરેની બોલી બોલાઈ. પૂજા આદિ કરી પોસીનાના શ્રીસંઘનું જમણ જમ્યા. સાંજે પણ પોસીના શ્રીસંઘ તરફનું જમણ હતું. રાત્રિના આરતી ભાવના વગેરે થયાં. તેમજ રાત્રિના સાધારણ ખાતાની ટીપ પણ થઈ.

૪ કા. વ. ૦))—શુક્રવાર:

આજે રોહીડા તરફનું પ્રયાણ હતું. કાલીકાંકરમાં પાણી વગેરેની સગવડ બરાબર ન હોવાથી રોહીડા સંઘ તરફનું બપોરનું જમણ જમીને નીકળવાનું હતું, બધાયે દર્શન પૂજન આદિનો ખૂબ સારો લાભ લીધો. સંઘ જમણ જમી બધા બપોરે 'ડંકો વાગ્યો ને સંઘ ઉપડચો રે' જેવું દૃશ્ય સરજાયું. પૂજ્ય શ્રમણ સંઘ વગેરે દશ વાગે વિહાર કરી કાલીકાંકરની ચોકીએ પધાર્યા હતા. અહીં નાનું એવુ સંઘ જમણ હતુ. પોસીનાજી તીર્થની પ્રાચીન ભવ્ય જિન મૂર્તિઓના દર્શન કરી શ્રીસંઘમા બધાને ખૂબ જ હર્ષ અને આનંદ થયો હતો.

**સંઘ વર્ણન:**

સંઘમાં કુલ શ્રમણ અને શ્રમણી સંઘ દશ સાથે હતા. પોસીનામાં સંઘ જમણમાં પાંચસો માણસની સંખ્યા હતી. સંઘમાં કુલ ૩૫૦થી ચારસો માણસોની સંખ્યા હતી. પોસીના તીર્થની યાત્રા કરવા માટે રોહીડા શ્રીસંઘમાંથી ૩૦૦ માણસો હતા તેમજ વાટેડા, વાસા, ભારજા, વીકરણી, સ્વરૂપગંજ આદિના પણ ભાઈ બહેનો યાત્રાર્થે સાથે આવ્યાં હતાં.

કાલીકાંકરની ચોકીથી માગશર શુદિ એકમને શનિવારે સવારમાં જ શ્રીસંઘે પ્રયાણ કર્યું અને ખાપાના બંગલે આવી પહોંચ્યો. અહીં વીકરણીવાસી શેઠ કાલીદાસજી માયાચંદજી તરફથી ખૂબ જ ભક્તિપૂર્વક સંઘ જમણ થયું.

ખાપાના બંગલેથી સવારમાં માગશર શુદિ બીજના દર્શન આદિ કરી નવકારશી પાળી દશ વાગે સંઘ રોહીડા જવા ઉપડચો. રસ્તામાં ભૂલા, સનવાડા ગામ થઈને બપોરે ત્રણ વાગે ચતુર્વિધ સંઘ રોહીડા આવી ગયો. ઉપાશ્રયે જઈ મંગલિક સાંભળી સૌ પોત પોતાના ઘરે શાંતિપૂર્વક પહોંચી ગયા.

શ્રીસંઘની સાથે નિરંતર દર્શન માટે શ્રીશાંતિનાથ પ્રભુજીની પંચતીર્થી પ્રતિમાજી હતાં. નિરંતર દર્શન પૂજનનો બધો લાભ લેતા હતા અને આખો શ્રીસંઘ જતાં ને આવતાં નિર્વિઘ્ન તદ્દન શાંતિપૂર્વક રોહીડા પહોંચ્યો એથી બહુ જ આનંદ થયો.

**રસ્તો:**

રસ્તો બહુ જ કઠિન અને પહાડી છે. ભૂલા પછી તો એકનો પહાડી પ્રદેશ જ આવે છે. આ પ્રદેશમા ભીલોની વસ્તી ઘણી છે. રસ્તામાં પહાડની ટેકરીમાં બબ્બે ચાર ચાર ઝુપડાં બાંધીને એ ભીલો વસે છે તીરકામઠાં એમનુ મુખ્ય શસ્ત્ર છે. એ લોકોમાં સંગઠન-સંપ એવો જબરો છે કે એનું ઢોલ પીટાય એટલે બધા ભેગા થઈ જાય. એનું એક નાનું છોકરું પણ સાથે હોય તો તમને કોઈ આંગળી ન અડાડી શકે દરેકની સરહદ આવે એટલે પાછા જાય. બીજી હદમા એ ન જાય કે એનું કાંઈ ન ચાલે.

જેમ રસ્તાની કઠિનતા છે તેવો જ ભીલોથી લુંટાવાનો પણ પૂરો ડર છે. બહુ જ સાવધાનીથી ચોકીયાતો સાથે લઈને જ પ્રયાણ કરવાનો પૂરો ખ્યાલ રાખવાની જરૂર છે.

પોસીનાજી આવવાના ત્રણ રસ્તા નીચે પ્રમાણે છે.

**૧ ઈડરથી પોસીના:**

| | માઈલ | શ્રા.ઘર | મંદિર |
|---|---|---|---|
| ૧ ઈડરથી | | ૧૫૦ | તીર્થ |
| વડાલી | ૮ | ૨૦૦ | અમીઝરા પાર્શ્વનાથ ૩ |
| ખેડબ્રહ્મા | ૮ | ૩૦ | ૨ |
| મટોડા | ૧૦ | ૧ | ૧ |
| ખેરોજ | ૧૦ | ૧૫ | ૧ |
| પોસીનાજી | ૬ | ૧૦ | ૪ |

ખેડબ્રહ્માથી પોસીનાજી મોટર જાય છે. ૩૨ માઈલ છે.

**૨. કુંભારિયાજીથી પોસીના:**

| | | | |
|---|---|---|---|
| ૨ કુંભારિયાજીથી | | ૦ | તીર્થ ૫ |
| અઢવાડીયા | ૧૦ | ૩ | ૧ |
| પોસીનાજી | ૮ | ૧૦ | તીર્થ ૪ |

કુંભારિયાજીથી મોટર જાય છે.

**૩. રોહીડાથી પોસીના:**

| | | | | |
|---|---|---|---|---|
| રોહીડાથી | | ૧૫૦ | | ૩ |
| સનવાડા | ૧ | ૧ | | ૦ |
| ભૂલા | ૩ | ૦ | | ૦ |
| ખાપાનો બંગલો | ૮ | ૦ | સ્ટેટ ચોકી છે— | ૦ |
| અંજની | ૬ | ૦ | ભીલને ત્યાં ઘર દેરાસર | |
| કાલાકંકરની ચોકી | ૦ | | પોલીસ ચોકી છે. | ૦ |
| વેરાજીનો બંગલો | ૨ | ૦ | | ૦ |
| પોસીનાજી | ૮ | ૧૦ | | તીર્થ ૪ |

પોસીનાથી ભોમિયા સાથે પહાડમાંથી પગદંડીના રસ્તે પણ રોહીડા અવાય છે તે રસ્તે ૨૪ માઈલ થાય છે. ઘોડાં ઊંટ જઈ શકે છે. ભીલો આ રસ્તે ખૂબ જ આવે—જાય છે પરંતુ રસ્તો વિકટ અને પૂરો જોખમભરેલો છે.

ખાપાના બંગલેથી વિકરણી પાંચ ગાઉ થાય છે ત્યાં શ્રાવકોના દસ ઘર છે. નાનું ઘર મંદિર છે શ્રાવકો ભાવિક છે વિકરણીથી પહાડી રસ્તે મેવાડમાં ઉદયપુર બે દિવસે પહોંચાય છે.

રોહીડાથી પોસીનાજીનો આ સંઘ સ્વતંત્ર એક વ્યક્તિનો ન હતો. બધાને યાત્રાનો લાભ મળે એટલે તેમાં ૨૭ ભાગીદારો હતા. આમાં મુખ્ય કાર્યકર્તા ચાર ભાઈઓ હતા. ગાંધી મીસાપચંદજી હેમચંદજી, સંતોકચંદજી, ખેમચંદજી અને લાધુરામજી. યદ્યપિ સંઘમાં આવેલા દરેક ભાઈઓ ઉત્સાહથી સેવા બજાવતા હતા. તેમજ દરેક નવયુવાન મહાનુભાવોએ તો રાત્રિના ચોકીમાં બહુ જ સારો લાભ આપ્યો હતો અને દિવસે પણ ખૂબ સારી સેવા બજાવતા હતા. [ સંપૂર્ણ ]



# સુનંદા અને સુમિત્ર

[ ગતાંકથી ચાલુ ]

**अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते।**
**विधिरेव तानि घटयति, यानि पुमान्नैव चिन्तयति ॥**

વિધિ–ભાગ્ય અયોગ્ય સંયોગવાળા પદાર્થોને જોડી દે છે અને યોગ્ય સંયોગવાળા પદાર્થોને જર્જરિત કરે છે અર્થાત્ વિધાતા અયોગ્યનો સંયોગ કરી આપે છે; સંયોગવાળાને જુદાં કરી દે છે અને જેની કલ્પના પણ ન હોય તેવું કાર્ય સિદ્ધ કરી આપે છે.

આ ચાલુ વાર્તામાં પણ એવું જ બન્યું છે.

રાજકુમારી સુનંદા અને શ્રેષ્ઠી પુત્ર સુમિત્ર બંને પોતપોતાના મનમાં અનેક સંકલ્પ વિકલ્પમાં મસ્ત છે. પરંતુ શું ધાર્યું હતું અને શું બન્યું? એ તો કલ્પનાતીત જ છે.

રાત્રિનો સમય છે. નિશાનાથ સુધાકર પોતાનાં શાંત ઉજ્જવલ કિરણોથી પૃથ્વીને શાંતિ આપી રહ્યો છે. ઠંડો પવન વહી રહ્યો છે. પૃથ્વીભૂષણ નગર આજે તદ્દન શૂન્ય છે. નગરની બહાર ઉદ્યાનમાં અનેક નરનારીઓ કલ્લોલ કરી રહ્યાં છે. અનેક જાતની ક્રીડાઓ-રમતો ચાલે છે ત્યારે શહેરમાં કાંઈક નવું જ બની રહ્યું છે.

રાજકુમારી રાજમહેલમાં બેઠી છે. પોતાના મહેલમાં આવવાની બારી નીચે નીસરણી મૂકી છે અને સખીઓ સુમિત્રના આવાગમનની રાહ જોઈ રહી છે.

આ વખતે પૃથ્વીભૂષણ નગરનો મહાબલ નામનો પ્રસિદ્ધ જુગારી પણ ક્યાંક લાગ મળે તો કંઈક લૂંટવા–ચોરી કરવા નીકળ્યો છે. મનમાં વિચાર તરંગ ચાલી રહ્યા છે. આ વખતે દાવમાં ખૂબ ગુમાવ્યું છે. એ બધુ પૂરું કરવાનો આજે અવસર મળ્યો છે. કોઈક શેઠિયાના ઘરમાં પેસી જાઉં તો દાળદળ ટળી જાય. આજે લાગ સારો મળ્યો છે. કોઈ માનવી શહેરમાં નથી અરે ચોકિયાતે નથી. અરે! કેવો ભાગ્યોદય છે! કૂતરાંયે ગામમાં નથી રહ્યાં. હે ભલા ભગવાન! સારું કર્યું, આજે આવો અવસર આપ્યો

ત્યાં તો દૂરથી એણે રાજમહેલ નીચે નીસરણી જોઈ મનમાં સમજ્યો. જરૂર કોઈકની સંકેતની નીશાની છે. લાવને ભાગ્ય અજમાવી જોઉં એ તો ચોરમાં મોર પડે; એમજ ચાલે. ધીમે પગલે નીસરણી પાસે આવી ટકોરો વગાડ્યો ઉપરથી દાસીએ કહ્યું: આવી ગયા? ધૂર્ત મહાબલે 'હ' એટલુ જ કહ્યું ઉપરથી દાસીએ કહ્યું નીસરણીથી ઉપર ચાલ્યા આવો.

પાસે ઊભેલી બીજી સખીએ રાજકુમારીને ખબર આપ્યા. બેન ! શ્રેષ્ઠીપુત્ર આવી ગયા છે.

**રાજકુમારીઃ**—અહીં તેડી લાવ.

દાસીએ આવેલા પુરુષને ઈશારાથી સમજાવી બાજુના ખંડમાં જવાનું સૂચવ્યું. ત્યાં અચાનક ઉદ્યાનમાંથી રાજમાતાએ દાસીઓને આજ્ઞા કરી જાઓ, રાજમહેલમાંથી અમુક અમુક વસ્તુઓ રહી ગઈ છે તે લાવો અને સાથે જ રાજકુમારીને કેમ છે તે સમાચાર લાવો. જો એને તદ્દન સારું હોય તો સાથે લાવજો. એને કહેજો બેન ! આજે ઉદ્યાનમાં માનવ મહેરામણ ઉલટયો છે વનરાજિ ખીલી છે અને સુધાકર આકાશપટમાં ખૂબ રમણ કરી રહ્યો છે આજનું અનુપમ દૃશ્ય ખૂબ જ જોવા યોગ્ય છે.

દાસીઓનું વૃંદ રાજમહેલમાં આવ્યું. આ સમાચાર પણે રાજકુમારીને પણ પહોંચ્યા. શયન ખંડમાંની દીપમાળો બુઝાવી નાંખવામાં આવી અને આવેલા પુરુષ સાથે જ રાજકન્યા ચૂપચાપ જઈને સૂતી.

દાસીઓને રાજકુમારીની સખીએ જવાબ આપ્યો. બેન ! હમણાં જ સૂતા છે. શિરોવેદના ખૂબ તીવ્ર હતી. લગાર શાંતિ થવાથી બેન સૂતાં અને આંખ મીંચાઈ છે; તેમના કહેવાથી બધી દીપમાળાઓ પણ બુઝવી નાખી છે. તમે કોઈ ઉતાવળે બોલશો નહિ. બાને કહેજો કે હવે ઠીક છે

આવેલા દાસીવૃંદે કહ્યું; અમે રાજમહેલમાંથી ખપજોગી વસ્તુઓ લઈને પછી જતી વખતે બેન જાગ્યા હોય તો ખબર કાઢીને જઈશું.

અહીં શયન ખંડમાં રાજકુમારી સાથે પેલા અજાણ્યા પુરુષે અંધારાનો લાભ લીધો. પેલા ધૂર્ત પુરુષે રાજકન્યાના કિંમતી આભૂષણો લીધાં અને જીવનધન શીલ પણ લૂંટયું.

દાસીઓએ કામ પૂરું થયેથી પુનઃ રાજકુમારીના ખંડમાં જવા માંડયું એટલે રાજકન્યાની સખીએ પેલા પુરુષને જલદી જલદી બારીએથી નીસરણી દ્વારા ઉતારી દીધો અને નીસરણી પણ ઉઠાવી લીધી.

રાજકન્યા તો ઓઢીને સૂતી હતી. દાસીએ આવીને કુશલ પ્રશ્ન પૂછ્યા. રાજકન્યાએ કહ્યું; અત્યારે મને તદ્દન સારું છે. પરંતુ બાને કહેજો અશક્તિ ઘણી છે એટલે અવાશે નહિ પરંતુ મારી ચિન્તા ન કરે.

આ સાંભળી દાસીઓ ત્યાંથી ઉદ્યાન તરફ ચાલી નીકળી.

[ ૫ ]

શ્રેષ્ઠીપુત્ર રૂપસેનકુમાર પોતાના મહેલમાં બેઠો છે. જ્યારે બધા બહાર ગયા એટલે સુંદર વસ્ત્રાભૂષણો સજ્યાં તેલ, અત્તર અને સુંદર પુષ્પ ગુચ્છોથી દેહને સુગંધી અને મહેકમહેક કરતો બનાવ્યો. કઈ રીતે રાજકન્યાને વશીકરણ કરું, કઈ રીતે રાજકન્યાને રીઝવું. અરે કઇ રીતે મારી પ્રિયતમા બનાવું વગેરે અનેક સંકલ્પો કરતો મધ્ય રાત્રિ થતાં જ પોતાના મહેલમાંથી ચાલી નીકળ્યો.

પાછળના ગુપ્ત રસ્તાથી રાજમહેલ તરફ જવાય છે એમ ધારી રાજમાર્ગ મૂકી પાછળના માર્ગે જાય છે ત્યાં એક મોટા ખખડધજ જૂના મકાન પાસેથી પસાર થતાં જ

અકસ્માત એ આખું મકાન કકડભૂસ કરતું પડયું અને પડતાં જ રૂપસેનકુમાર દબાયો, વિચાર તરંગમાંથી એ જાગ્યો અને બોલ્યો : ' हा ! किं जातम् ' ત્યાંતો મકાનના એક પછી એક ખંડો પડવા માંડયા. રૂપસેનના નીકળવાના તરફડાટ વ્યર્થ ગયા. એની ચીસ કોઈ સાંભળનાર નહોતું અને એવો જબરો આઘાત થયો કે ક્ષણવારમાં જ રૂપસેનકુમાર મરણ શરણ થયા. રૂપસેન કુમારે ચિંતવ્યું હતું કંઈક અને થયું કંઈક, મરતાં મરતાં રાજકુમારી સાથેના ભોગના વિચારોમાં મૃત્યુ પામી એ જ રાજકુમારીના ઉદરમાં ગર્ભપણે ઉત્પન્ન થયો. ખરેખર શાસ્ત્રકારોએ સાચું જ કહ્યું છે:—

" विषाणां विषयाणां च, दृश्यते महदन्तरम् ।
उपभुक्तं विषं हन्ति, विषयाः स्मरणादपि " ॥

વિષ અને વિષયમાં મોટું અંતર છે. વિષ તો ખાય ત્યારે મારે છે પરંતુ વિષયો તો સ્મરણ માત્રથી હણે છે.

રૂપસેન કુમારનું પણ આવું જ થયું. તે વિષયભોગના સ્મરણમાં જ મર્યો અને જેની સાથે રમવા જતો હતો તેની જ કુક્ષીમાં ઉત્પન્ન થયો. ભાગ્યની વિચિત્રતા એ આનું જ નામ છે ચાલુ વાર્તાનું " मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो: " નું મૂળ અહીં જ છે. રૂપસેન કુમારે હજી શરીરથી વિષયો ભોગવ્યા નહોતા, માત્ર સંકલ્પ કર્યો હતો, એ જ વિચારણા કરતો મનથી પ્રમુદિત થતો ચાલ્યો જતો હતો, એ જ વિચારણાથી રાજકન્યાના ગર્ભમાં જ ઉત્પન્ન થયો.

[ ૬ ]

**ભવપરંપરા :**

પેલો ધૂર્ત પુરુષ ભોગ ભોગવી રાજકન્યાનાં કિંમતી આભૂષણો લઈ ને ગયો તે ગયો જ. રાજકન્યાએ જયારે જોયું કે આભૂષણો નથી. ત્યારે વિચાર્યું કે કદાચ મારી ઉપરના પ્રેમથી શ્રેષ્ઠીપુત્ર સ્મરણ ચિહ્નરૂપે લઈ ગયેલ હશે, કાલે મળશે ત્યારે પૂછી લેવાશે.

પ્રાતઃકાળ થતાં જ નગરવાસીઓ નગરમાં આવ્યા રૂપસેન કુમારના પિતા અને ભાઈઓ વગેરે ઘેર આવ્યા. જોયું તો તાળું વાસ્યું છે. રૂપસેન કુમાર કયાં ગયો ? હમણાં બહારથી આવતો હશે. જંગલ ગયો હશે. એમ કરતાં બે ઘડી દિવસ ચઢયો પરંતુ રૂપસેન કુમારનો પત્તો જ નથી. તાળું તોડી બધાં ઘરમાં ગયાં રૂપસેન કુમારની તપાસ કરાવી. પણ કયાંય પત્તો ન લાગ્યો. આખરે તાળું તોડી બધાં ઘરમાં તો ગયાં પરંતુ ઘર શૂન્ય લાગ્યું. રૂપસેન કુમારની ચારે બાજુ શોધ કરાવી પરંતુ કયાંય પત્તો ન જ લાગ્યો.

રૂપસેન કુમારના પિતાએ રાજાને આ સમાચાર આપ્યા. રાજાએ પણ શેઠને ખૂબ જ આશ્વાસન આપ્યું અને કહ્યું : શેઠ ગભરાશો નહિ. હું હમણાં જ તપાસ કરાવું છું. આવો દેવ જેવો દીકરો જાય કયાં? ગમે ત્યાં હશે; અમે ત્યાં ગયો હશે, તોપણ તમારા પુત્રને શોધી લવાશે. રાજાએ પણ ઘણા ઘણા પ્રયત્ન કર્યા; ઘણી ઘણી શોધ કરી પણ પત્તા ન જ લાગ્યો. આખરે રાજા, શેઠ-શેઠાણી બહુ જ દુઃખી થયાં.

રાજકુમારીને બીજે દિવસે આ સમાચાર મળ્યા. હે ? રૂપસેન કુમાર નથી ? અરેરે અહીંથી જતા જ ઘરેણાંના લોભે કોઈકે મારી નાંખ્યા, લૂંટી લીધા? શું થયું ? રાજ-

કુમારીને પણ પારાવાર વેદના થઈ. આખરે બધાએ એ જ વિચાર્યું કે કર્મની ગતિ વિચિત્ર છે. કોઈ જ્ઞાની મુનિ મહાત્મા સિવાય કોણ આ વસ્તુનો સાચો ખુલાસો કરે ?

થોડા જ દિવસોમાં રાજકુમારીને ગર્ભ રહ્યાનાં ચિહ્નો જણાયાં. એણે પોતાની પ્રિય સખીને કહ્યું. અરેરે મારું શું થશે ? રૂપસેન કુમાર જીવતા હોત તો એની સાથે લગ્ન પણ કરત. પરંતુ એ તો ગયા ને મને મારતા ગયા. હવે તો આનું કાંઈક બીજું કર્યા સિવાય નહિ ચાલે સખીએ આબરુ અને જીવન બચાવવા તીવ્ર ઔષધિઓ આપી ગર્ભ-પાત કરાવ્યો અને રૂપસેન કુમારની ભવપરંપરા પણ શરૂ થઈ ગઈ.

રાજકુમારીના ગર્ભમાંથી અકાલ મૃત્યુ પામી રૂપસેન કુમાર નાગણીની કુક્ષીમા નાગપણે ઉત્પન્ન થયો. આ એનો ત્રીજો ભવ છે.

અહીં રાજકુમારીએ સખી દ્વારા માતાને પોતાનું લગ્ન કરવા જણાવ્યુ રાજમાતા આ સમાચાર સાભળી ખૂબ જ પ્રસન્ન થયા અને રાજાને આ સમાચાર આપ્યા. રાજાએ પણ ખૂબ જ રાજી થઈ ક્ષિતિપ્રતિષ્ઠાનપુરના રાજા સાથે ખૂબ મહોત્સવપૂર્વક સુનંદાનું લગ્ન કર્યું. કન્યાદાનમાં રાજાએ હાથી, ઘોડા, મણિ, માણેક, મોતી, સોનું, રૂપું અને આભૂષણો વગેરે આપ્યું.

**સાપ:** સુનંદા લગ્ન કર્યા પછી સાસરે ગઈ છે. દિવસો આમોદ–પ્રમોદ અને વિલાસમાં ચાલ્યા જાય છે. એક વાર ગરમીની ઋતુ છે. સવિતા નારાયણ પણ ખૂબ તપે છે. દુનિયામાં સર્વત્ર ગરમીનું મોજું ફરી વળ્યુ છે. સુનંદા પોતાના પતિ સાથે એક મનોહર લીલાછમ બગીચામા શાંતિથી ફરે છે. ફરતાં ફરતાં એક ફૂવારા પાસે જઈને બેઠાં ચારે બાજુ લતામંડપમાં અનેક લીલીછમ લતાઓ ફેલાયેલી છે. ફૂવારામાથી પાણી ઊડી રહ્યું છે. ભયંકર ગ્રીષ્મઋતુ પણ ભૂલી જવાય એવી ઠંડક–સુવાસ ફેલાઈ રહી છે. ત્યાં અકસ્માત નાગનું બચ્ચું દોડી આવ્યુ. એનું શરીર તો કાળું હતુ. વચમાં શરીરે નાના નાના સફેદ બિંદુઓ જાણે વાદળમાં ઢંકાયેલો અષ્ટમીનો ચંદ્રમા જોઈ લો. નાની જીભ લપલપ થઈ રહી હતી. નાના બચ્ચાએ સુનંદાને જોઈ, તેનો વિલાસ અને તેનું હસતું મુખડું જોયું. જાણે કોઈ ચિરપરિચિત હોય એમ એકીટશે સુનંદાને ધરાઇ ધરાઇને જોઈ. પૂર્વનો મોહ જાગ્રત થયો. સુનંદાએ આ નાના રમતિયાળ સાપના બચ્ચાને જોયું અને ભડકી. એમાં વળી એ સાપનું બચ્ચુ એકીટશે પોતાને જ જોઈ રહ્યુ છે, આ જોઈ–એ વધુ મુંઝાઈ, ગભરાઇ, અરેરે ! આ સાપ મારી જ સામે જોઈ રહ્યો છે; ફેણ માડી છે અને ફૂંફાડા મારે છે. આમ વિચારતી એકદમ સફાળી ઊભી થઈ અને નાસવા. માડી સાપનું બચ્ચું સુનંદાના પ્રેમથી–મોહથી આકર્ષાઈને તેની પાછળ દોડવા લાગ્યુ. આગળ રાજરાણી સુનંદા અને પાછળ સાપ આમ દોડવાની હરીફાઈ ચાલી રહી છે.

રાણી સુનંદાએ ચીસેચીસ પાડવા માંડી. મને બચાવો–બચાવો. મારા પાછળ સાપ પડ્યો છે. દોડો દોડો. આ સાભળી રાજા–રાજસેવકો દોડી આવ્યા અને એકદમ તીક્ષ્ણ હથિયારો વડે સાપને મારી નાંખ્યો.

વાંચકો ! ખ્યાલ રાખજો; આ એ જ રૂપસેન કુમારનો જીવ છે. નાગણીના ઉદરમાં સાપરૂપે જન્મ લઈ; મોટો થયો છે. ફરતો ફરતો લતામડપમાં આવ્યો;

સુનંદાને જોઈ અને એના જ પ્રેમના સંકલ્પ વિકલ્પમાં મૃત્યુ પામેલો. તેના જ ગર્ભમાં પેદા થયેલો; અને ત્યાંથી મરીને સાપ થતા સમયે અહીં સુનંદાને ઓળખી પરંતુ એ જ સુનદાએ ડરના માર્યા બિચારા સાપના પ્રાણ લેવરાવ્યા ?

**કાગડોઃ** સાપનો દેહ છોડી રૂપસેન કુમારનો જીવ **કાગડા પણે જન્મ્યો.** એનો ચોથો ભવ કાગડારૂપે થયો.

કાગડારૂપે જન્મેલો રૂપસેન માતાના પ્રેમથી સિંચાતો મોટો થયો. ઊડતાં શીખ્યો અને એની માતૃભાષા કાક કાકરૂપે બોલતાં શીખ્યો. એની કાગડાની જાતિમાં એના રૂપ અને ભાષાની ખૂબ જ પ્રશંસા થવા લાગી, આ કાગડાભાઈ એના લય અને તાલ સાથે બરાબર લલકારીને કાક, કાક, કાક કરે અને બધા કાગડા ખૂશખૂશ થઈ જતા. એક વાર એ કાગડાઓનું ટોળું રમતું; ઊડતું ફરતું ક્ષિતિપ્રતિષ્ઠાનપુરમાં આવી પહોંચ્યું. અને એ જ ગ્રીષ્મ ઉદ્યાનમાં ફરવા માંડ્યું. જાણે પરિચિત ભૂમિ હોય એમ લાગવા માંડ્યું. તે ઉદ્યાનમાં વૃક્ષની ડાળીઓમા રહે છે. ફળફૂલ ખાય છે અને મઝા કરે છે. રૂપસેન કુમારનો જીવ કાગડો એમ સમજવા લાગ્યો કે મારા જેવું કોઈ સુખી નથી. અરે ! મારા જેવો સંગીત આલાપ તો કોઈ શીખ્યું નથી.

એવામાં એકવાર રાજા, રાણી સુનંદા, થોડી સખીઓ અને સંગીતપ્રેમીઓનો એ બગીચામાં જલસો જામ્યો. કાગડાના ટોળાએ આ જોયું. દૂર રહીને બધાયે આ સંગીત સાંભળ્યું. ત્યાં રૂપસેનના જીવ કાગડાભાઈએ રાણીને જોઈ. જોતાં જ એના દિલમાં રાજ-રાણી સુનંદા પ્રતિ મોહ અને મમતા જાગ્યાં. એ ઊડતો ઊડતો જે ઝાડ નીચે સંગીતની મહેફીલ જામી હતી ત્યાં ઝાડ ઉપર આવીને બેઠો અને રાણીના માથા ઉપરની સામેની ડાળે બેસી સગીતના રસમાં તન્મય બનેલી રાણીને જોવા લાગ્યો એને થયું રાણીને સંગીત પ્રિય છે. હુ પણ મારું અદ્‌ભુત સંગીત કૌશલ સંભળાવુ અને એકદમ કાક્ કાક્ કાક્ કરી કાઉં કાઉં કાઉં શરૂ કરી દીધું. સંગીતના જલસામા આ કર્ણ કટુ અવાજે ક્ષોભ ઊભો કર્યો. રંગમાં ભગ પડ્યો. રાજાના હુકમથી કાગડાઓના ટોળાને ઉડાડવામાં આવ્યું. બધા કાગડા તો ચાલ્યા ગયા પરંતુ રાજરાણી સુનદાના મોહમાં અંધ થયેલા રૂપસેનના જીવ રૂપ કાગડો ત્યાં જ લપાઈ છુપાઈ ગયો. બધાં સાજ ફરી તૈયાર કરી ગવૈયાઓએ પુનઃ જલસો જમાવ્યો. પેલા એકલા છુપાયેલા કાગડાભાઈ પુનઃ ઝળક્યા અને રાજા–રાણીના મસ્તક ઉપરની ડાળે બેસી કુદાકુદ કરતા પોતાનું પરાક્રમ દેખાડના કાક્ કાક્ કાક્ કાક્ કરવા લાગ્યા પુનઃ પુનઃ ઉડાડવા છતાં કાગડાભાઈ મૌન ન રહી શક્યા. આખરે રાજાને કાગડાની ધૃષ્ટતા ઉપર ગુસ્સો ચઢ્યો અને નોકરને આજ્ઞા કરી કે ઉડાવી એને દો રાજઆજ્ઞા થતાં જ એક નોકરે પાછળ જઈ ચૂપકીદીથી ગોફણ એવી જોરથી તાકીને મારી કે બિચારો કાક્ કહેતાં જ નીચે પડ્યો એનો આત્મારામ કાગડાનો દેહ છોડીને કલહંસપણે ગર્ભમાં ઉત્પન્ન થયો.

**હંસઃ** એની માતા હંસલીએ ગર્ભસ્થિતિ પરિપૂર્ણ થતાં રૂપ રૂપના અંબાર સરખા હંસનો જન્મ આપ્યો. બધા હંસોમા જુદો પડી જાય એવું અદ્‌ભુત રૂપ આ બાલક હંસનું હતું ઉજ્જવલ રૂપેરી દેહલતા, મરોડદાર અંગો અને સોનેરી પીંછાં, લાંબી અને નમણી ડોક,

નાની તારા જેવી ચમકતી આંખો અને અધખીલી પોયણીના જેવું મુખડું બહુ જ આકર્ષક અને રમ્ય હતુ. બધા હંસોને આ બચ્ચું બહુ જ વહાલું અને પ્રિય લાગતું હતું થોડા સમયમાં એ બોલતાં અને ઊડતાં શીખ્યુ. એવું મીઠું મીઠું મધુરું કૂજન કરતું કે એની ભાષા સાંભળવાનું મન થાય.

રાજરાણી સુનંદાના રાજમહેલના પાછળના ઉદ્યાનના સરોવરમાં આ હંસ બચ્ચું રહેતુ-રમતુ અને મધુરું કૂજન કરતું. એક વાર રાજરાણીએ આ બચ્ચું જોયું અને એનું મન લોભાયું. આ તો રાજહંસનું બચ્ચું છે એમ એને લાગ્યું.

એક વાર રાજા ને રાણી રાજમહેલના પાછળના બગીચામાં એક મોટા અશોક વૃક્ષની છાયામાં બેઠા છે. તળાવમાંથી ઠંડા પવનની લહેરો આવી રહી છે. રાજા રાણીનો આનંદ વાર્તાલાપ ચાલી રહ્યો છે પેલું નાનું રાજહંસનું બચ્ચું રમતું ઊડતું કૂદતું બગીચામા આવી પહોંચ્યું અને રાજા ને રાણી જ્યાં બેઠાં છે ત્યાં ઝાડ ઉપર આવીને બેઠું. હંસના બચ્ચાએ રાણી સુનંદાને જોઈ અને તેને મોહોદય થયો. રાણીને જોઈ અને તેણે મધુર સ્વરે કૂજન શરૂ કર્યું. રાણીને આ ગમ્યુ. નાથ! શુ સુંદર હંસ છે! તેનું રૂપ, તેની મધુરી વાણી અને તેની ચાલ બધું અપૂર્વ છે. રાણી હંસને જોઈ પ્રમુદિત થઈ રહી હતી, ત્યાં હંસની પાસે જ એક કાગડો આવીને બેઠો. હંસના મધુર મીઠા કૂજનની ઈર્ષ્યા થઈ હોય તેમ કાગડાભાઈએ પણ કાકૂ કાકૂ કાકૂ શરૂ કર્યું. અરે! એટલેથી સંતોષ ન થયો-તે રાજાના ઉજ્જવલ વસ્ત્રો ઉપર ચરક—વિષ્ટા કરી. આ જોઈ રાજાને ગુસ્સો ચઢયો અને ગોફણ ચઢાવી. આ જોતાં જ ચકોર કાગડાભાઈ તો ઊડી ગયા પરન્તુ રાણીમાં મોહિત થયેલો હંસ તો બેસી જ રહ્યો. ગોફણની ગોળી હંસને વાગી અને એ તરફડિયાં મારતો રાજા પાસે જ નીચે ઢળી પડયો આ જોઈ એક સભ્યે કહ્યું. રાજન્! પાપ કર્યું કાગડાએ અને ફળ મળ્યુ હંસને. ત્યા બીજા સભ્યે કહ્યું—સોબતનુ ફળ મળ્યું એમ સમજી લો

નીચે પડેલો હંસ રાણી સામે જોતો, પીડાતો, તરફડતો મૃત્યુ પામ્યો. રાજાને પણ આ જોઈને પારાવાર દુઃખ થયુ પરન્તુ થયુ ન થયું થતુ નથી-એમ વિચારી શાંત રહ્યો.

**હરણ:**—હંસે તો ક્ષણવારમાં જ મૃત્યુ પામી હરણીની કુક્ષીમાં હરણપણે જન્મ લીધો. ગર્ભની સ્થિતિ પૂર્ણ થતા સુંદર બાળ હરણ તરીકે જન્મ થયો. હરણ તરીકે જન્મી માતાનું દૂધ પીતો, જંગલનુ ઘાસ અને ઝરણાનું પાણી પીતો, ઉછળતો કૂદતો એ જલદી મોટો થયો. જેમ મોટો થતો ગયો તેમ તેનું રૂપ ખીલવા લાગ્યુ. સુંદર કેસરી વર્ણ, વચ્ચે ચમકતા તારા જેવા સફેદ બિંદુઓ; બદામી રંગની છાયાવાળું લાંબુ મોઢું, ઊંચાં ઊભા ધારદાર તીક્ષ્ણ શીંગડાંઓની શોભા વધારતાં હતાં. પાતળા પગ અને પાતળું શરીર એને કૂદવા-ઠેકવામાં બહુ જ સહાય થતાં હતા. આખા જંગલમાં નિર્દ્વંદ્વ-પણે આ હરણિયો રમવા-કૂદવા અને ઠેકવા લાગ્યો.

એક વાર રાજરાણી સુનંદાએ પોતાના પતિને કહ્યુંઃ નાથ! તમે જંગલમાં રોજ શિકાર ખેલવા જાઓ છો તો ત્યાં મનુષ્યના આગમન માત્રથી અરે! તેના પદસંચારના

શ્રવણથી હરણિયાં દોડાદોડ-નાસભાગ કરી મૂકે એવાં ચપલ હરણિયાંને શી રીતે પકડો છો કે મારો છો? આ સમજાતું નથી.

**રાજા:**—સુનંદા! હરણિયાંને પકડવા માટે સંગીત કળામાં કુશલ ગવૈયાઓ સાથે લઈ જઈએ છીએ; કેટલાક માણસો દૂર દૂર ઝાડ ઉપર લપાઈ-સંતાઈને બેસી જાય છે. ગવૈયાઓ મૃદંગ, સારંગી, તંબૂરા ઉપર સંગીત શરૂ કરે છે. રાગ આલાપાય છે અને તે સાંભળતાં જ સંગીતપ્રિય હરણિયાં એના નાદ તરફ આકર્ષાય છે પછી તો ધીમે ધીમે ટોડી, સારંગ, સિંધુડો છૂટે છે અને એના મીઠા મધુર સ્વર સાભળતા હરણિયાઓની આસપાસ માણસો ધીમે પગલે આવી ચારે બાજુ ભયંકર જાળ ગૂંથી દે છે. પછી સંગીત બંધ થતાં હરણિયાં નાસવા માડે છે અને અમે શસ્ત્રો લઇ તેમની પાછળ દોડીએ છીએ. ચારે બાજુ જાળ પાથરેલી હોવાથી હરણિયાં તેની બહાર જઈ શકતાં નથી પછી એમાં અમે શિકાર ખેલીએ છીએ ઘણાં હરણિયાં મરાય છે અને કેટલાક જીવતાં પણ પકડીએ છીએ

**સુનંદા:**—નાથ! બિચારાં નિર્દોષ, જંગલનાં ઘાસપાણી ખાઇને જીવનાર આ પશુઓનો આમ સંહાર કરવો ઉચિત નથી. મનુષ્યે દયા, માનવતા અને કરુણાને ખાતર આ નિર્દોષ પશુઓનો સંહાર બંધ કરવો જોઈએ

**રાજા:**—સુનંદા! તમારી વાત સાચી છે. પરંતુ મારી રાજભૂમિનું ઘાસ અને પાણી પીને જીવનારાં આ પશુઓ મને કશું જ આપતાં નથી માટે રાજાની ફરજ છે કે મારે તેમની પાસેથી લેવું જોઇએ.

**રાણી:**—નાથ! ભલે તેમ હોય, મારે એકવાર એ દૃશ્ય નજરે જોવું છે.

ખરેખર શ્રીજિનેશ્વર ભગવાનની અમૃતમય વાણી જેના કર્ણપૂરમાં નથી પડી તેના દિલમાં દયા, પ્રેમ, મૈત્રી, કરુણા ક્યાંથી આવે!

એકવાર રાજા સાથે-રાણી સુનંદા અને બીજો મોટો પરિવાર જંગલમાં શિકાર ખેલવા ગયો છે.

કુશલગવૈયા, બીજા શિકારીઓ પણ સાથે છે. રાજાના આદેશથી ગવૈયાઓએ મધુર સંગીતથી હરણિયાને આકર્ષ્યાં. રૂપસેનનો જીવ પણ હરણરૂપે આમાં બધાની સાથે આવ્યો. આવતાં જ એણે રાણી સુનંદાને જોઈ અને એને રાણી ઉપર રાગ દશા-મોહદશા જાગી. સંગીત બંધ થયું બધાં હરણિયાં ચાલ્યાં ગયાં પણ રૂપસેન રૂપ હરણિયો તો રાણીની દૃષ્ટિ જાળમાં લુબ્ધ થઈ ગયો. રાણી સામે જ જોઈ રહ્યો. રાજાએ રાણીને કહ્યું: પ્રિયે! આ હરણને પૂર્ણ રાગ દશા જાગી છે બધાં હરણિયાં ચાલ્યાં પણ આ તો સ્તબ્ધ બનીને ઊભો જ છે.

જો હમણાં જ એની મોહનિદ્રા ઉડાડું છું રૂષ્ટપુષ્ટ એનું માંસ પણ બહુ જ સારું લાગશે. લે, જોઃ એમ કહેતાં જ તાકીને હરણને બાણ માર્યું. બાણ વાગતાં જ હરણિયો નીચે પડ્યો ને મૃત્યુ પામ્યો. અહીંથી મરીને હરણિયો વિંધ્યાદ્રિના પહાડમાં હાથણીના ગર્ભમાં હાથી તરીકે જન્મ્યો.

**હાથી:** આ બાજુ મરેલા હરણિયાને સેવકો પાસે ઉપડાવી રાજમહેલના રસોઈ ઘરમાં પહોંચાડ્યું.

રાજા અને રાણી જમવા બેઠા એ સમયે બે ત્યાગી તપસ્વી મુનિઓ આવ્યા જતાં જતાં જ્ઞાની મુનિરાજે જ્ઞાનથી આ પ્રસંગ જાણીને વિચાર કર્યો. અરેરે ! કર્મનો વિપાક તો જુઓઃ માત્ર મનથી જ સંકલ્પ કરવા માત્રથી આ જીવને કેવા ભયંકર દુઃખો સહવાં પડયાં છે મનથી કરેલા પાપના બદલામા મન વચન અને કાયાના યોગોથી એ કર્મફળ ભોગવવા છતાંયે હજીયે કર્મ જીર્ણ નથી થયું અને વારંવાર અકાલ મૃત્યુના ભોગ થવું પડે છે.

જે રાજરાણી સુનંદા માટે આ જીવ 'પુનરપિ મરણં પુનરપિ જનનમ્' ભોગવી રહ્યો છે તે રાજરાણી સુનંદા તો એ જ જીવનું માંસ પ્રીતિપૂર્વક અરે રસપૂર્વક ખાઈ રહી છે.

ધિક્કાર છે આ અસાર સંસારને. ધિક્કાર છે એવા સંયોગને અને ધિક્કાર છે આ વિષયભોગોને. આમ વિચારી મુનિમહારાજ માથુ ધૂણાવી આગળ વધ્યા. બારણામાંથી રાજાએ આ જોયું અને આમ તિરસ્કારજન્ય માથું ધૂણાવવાનુ કારણ જાણવા મુનિમહારાજને પાછા વળવા વિનતિ કરી.

મુનિરાજ લાભનુ કારણ જાણી પાછા વળ્યા અને રાજાએ પૂછ્યું. હે મુનિરાજ ! આપ આમ માથું ધૂણાવીને કેમ ચાલવા ગયા ? શુ અમે માંસાહાર કરીએ છીએ તેથી દુગછા થઈ કે બીજુ કાંઈ કારણ છે ? માસભક્ષણુ એ તો અમારો કુલપરંપરાગત ધર્મ છે. આમાં આપના જેવા મહાત્માને આવી રીતે માથુ ધુણાવવું ઉચિત નથી. માટે અમને લાગે છે કે આમાં કંઈક બીજો હેતુ છે માટે અમે પૂછીએ છીએ કે આપે આમ માથુ કેમ ધૂણાવ્યું તેનું કારણ જણાવો. N. [ ચાલુ ]



**કાળધર્મ પામ્યા :**

પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીવિજયનેમિસૂરીશ્વરજી મહારાજશ્રી ૭૭ વર્ષની વયે સં. ૨૦૦૫ના આસો વદ અમાવાસ્યા (દીવાળી)ના દિવસે સાંજના સાત વાગે મહુવા ગામમાં સમાધિપૂર્વક સ્વર્ગસ્થ થયા છે. એમની ખોટ જૈન સમાજમા પૂરાય એવી નથી. અમે અહીં યાદ આપીએ છીએ કે, આ માસિકનો આરંભ કરાવવામા તેઓ મુખ્ય હતા, તેમની મૂળ સહાયતા અને આજ સુધીની સહાનુભૂતિથી આ માસિકે ચૌદ વર્ષની મજલ કરી છે અને એથી અમારી સમિતિને તેમની ભારે ખોટ પડી છે. જૈન મંત્રની એ ખોટ સાથે અમારી સમવેદના રજુ કરતા ઈચ્છીએ કે, સ્વર્ગવાસી આત્માને શાંતિ મળો. તેમના નિમિત્તે મહુવા, અમદાવાદ, ભાવનગર, વઢવાણ શહેર, વઢવાણ કેંપ, જામનગર વગેરે સ્થળોએ અઠ્ઠાઈ મહોત્સવ ઉજવાયો છે.



પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયસુરેન્દ્રસૂરિજી મહારાજશ્રી તા. ૯-૧૧-૪૯ના રોજ રાતના સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે.




## મૂર્તિવાદ સામે :

અમદાવાદથી પ્રગટ થતા પાક્ષિક પત્ર 'સ્થાનકવાસી જૈન'ના તા. ૫-૧૧-૪૯ના અંકમાં "શ્રી લોંકાશાહ જયંતી" શીર્ષક અગ્રલેખ આલેખાયો છે. એ લેખમાં મૂર્તિપૂજક જૈન સંપ્રદાયની મૂર્તિમાન્યતા વિશે કેટલાક આક્ષેપાત્મક વિચારો રજૂ થયા છે, એ સંબંધે અમે વાચકોનું ધ્યાન દોરીએ છીએ.

આ લેખમાં મૂર્તિપૂજાના ઈતિહાસની સ્થાપના કરવાનો વિચિત્ર પ્રયાસ કરતાં લેખક જે કહે તે આ છેઃ

"અહીં સુધી જૈન મંદિરો નહોતાં, મૂર્તિપૂજા એ જૈનધર્મનું વિશિષ્ટ અંગ ગણાતું ન હતું; પરંતુ જૈન યતિઓ આ વખતે આચાર-વિચારમાં શિથિલ બની ગયા હતા. તેમને માટે આહાર મેળવવો કષ્ટસાધ્ય હતો. એટલે ઘણા યતિઓ દક્ષિણ પ્રદેશમાં જીવન નિર્વાહ માટે ચાલ્યા ગયા હતા. ઘણા યતિઓએ વૈષ્ણવોની જેમ જૈનમંદિરો ઊભાં કરાવ્યાં અને વૈષ્ણવ સંત ભક્તોની જેમ ચૈત્યવાસ સ્વીકાર્યો.

"આટલેથી જૈન વિકૃતિ સમાપ્ત થઈ નહોતી, પરંતુ પછી તો આ મંદિરો અને મૂર્તિપૂજાને અંગે દેવદ્રવ્ય, સ્નાત્રમહોત્સવ, અઠ્ઠાઈમહોત્સવ આદિ ધામધૂમ અને આડંબરો વધવા લાગ્યા."

લેખકે આ કથનનાં ઐતિહાસિક પ્રમાણો રજૂ કર્યાં હોત તો તેમનું વક્તવ્ય વજૂદવાળું ઠરત. મૂર્તિપૂજા અંગે જૈનગ્રંથોના પ્રમાણો એટલા બધાં છે કે, એ અમે આ ટૂંકા જવાબમાં આપવા ઇચ્છતા નથી. એ વિશે પ્રસંગોપાત્ત પાછળના અંકોમાં ઘણું લખાઈ ચૂક્યું છે તેથી એ અંકો જોઈ જવાની અમે લેખકને ભલામણ કરીએ છીએ, સાથોસાથ અમે અહીં પ્રામાણિક વિદ્વાનોના કેટલાક મંતવ્યો અને પુરાતાત્ત્વિક પ્રમાણો આપીને સંતોષ માનીશું.

૧. શ્રીરાધાકૃષ્ણનનો જૈનધર્મ વિશેનો મત 'ઇંડિયન ફિલોસોફી'માં પ્રગટ થયો છે તે જૂઓ.

૨. ખારવેલનો શિલાલેખ, જેમાં નન્દ મહારાજ જે કલિંગ જિનમૂર્તિને લઈ ગયા હતા તે પાછી મેળવી—તેની વિગત.

૩. લોહાણીપુરથી મળી આવેલી જૈનમૂર્તિઓ જે ઈ. સ. પૂ ૩૦૦-૩૫૦ના અરસાની છે એ વિશે ડૉ. કાશીપ્રસાદ જાયસવાલનો 'બિહાર ઓરિસા રિસર્ચ'માં પ્રગટ થયેલો લેખ.

૪. મથુરાની મૂર્તિઓ અને જૈનસ્તૂપ.

આ બધાં યે પ્રમાણો કરતાં મોહન-જો-દારોથી જે સામગ્રી મળી આવી છે અને જે ઈ. સ. પૂર્વે સવા પાંચ હજાર વર્ષ પૂર્વની મનાય છે તેમાંથી જૈન મૂર્તિઓ મળી આવ્યાનો પ્રમાણો પુરાતત્ત્વજ્ઞ વિદ્વાનોએ પ્રગટ કર્યાં છે. એ વિશે 'હિંદી વિશ્વ ભારતી'ના પૃષ્ઠ ૪૬૪માં જે વિગત પ્રગટ થઈ છે તેનું શબ્દશઃ ભાષાંતર નીચે મુજબ છેઃ

૫. "મોહન-જો-દારોથી મળેલી સામગ્રીમાં કાયોત્સર્ગસ્થ આસનવાળી મૂર્તિ મળી છે, જેની કંઈક સરખામણી ભગવાન 'જિન' સાથે કરી શકાય."

મળી આવેલી સામગ્રી ઉપરથી પુરાતત્ત્વવેત્તાઓએ એ સભ્યતાનો સમય આજથી લગભગ સવા પાંચ હજાર વર્ષ પહેલાંનો માન્યો છે.

આટલાં પ્રમાણો મૂર્તિવાદ માટે પર્યાપ્ત થશે. અહીં અમે એટલી યાદ આપીએ કે, બ્રાહ્મણ સંસ્કૃતિ, જેણે વેદની પ્રતિષ્ઠા કરી છે તેમાં ક્યાંઈ મૂર્તિવાદનો નિર્દેશ મળતો નથી. મૂર્તિવાદ એ તો શ્રમણ સંસ્કૃતિનું મહત્ત્વનું અંગ હતું. સં૫ા૦

**ઇતિહાસની વિડંબના:**

ઇતિહાસ એ ભૂતકાળની ઘટનાઓનું ખોખું છે કે અલંકારના ચોકઠામાં મઢેલા પૂતળાની કહાની ! જાણે આ બે પ્રકારે ઇતિહાસના વાસ્તવિક મર્મ કે પ્રાણની દરકાર રાખ્યા વિના હમણાં હમણાં સાહિત્યમાં ખૂબ દૃષ્ટિગોચર થતા જાય છે. લોક જીવનને સુંવાળા માર્ગે દોરતા કલ્પનાજીવી લેખકોના વૈભવથી કેટલાક લબ્ધપ્રતિષ્ઠ લેખકો પણ પ્રભાવિત થતા જોવાય છે. એનું એક તાજું ઉદાહરણ હિન્દીમાં પ્રગટ થયેલું 'હંસ-મયૂર' નામક નાટક છે. એના લેખક શ્રી વૃંદાવનલાલ વર્મા હિંદી સાહિત્યમાં સારી પ્રતિષ્ઠા વરી ચૂક્યા છે. આ નાટક રચનાની ઉત્પત્તિ કથા એવી છે કે, શ્રીવિજય ભટ્ટે સર્જન કરેલા 'વિક્રમાદિત્ય' નાટકને જ્યારે તેમણે રૂપેરી પડદા ઉપર નિહાળ્યું ત્યારે તેમને તેમાં ઇતિહાસની ગંભીર ભૂલો જણાઈ. બસ, આ ભૂલોને સુધારવા કહો કે રૂપેરી પડદા ઉપર ભજવવા કહો—તેમણે 'હંસ-મયૂર' નાટકનું નિર્માણ કરી નાખ્યું.

સાહિત્યના રાજમાર્ગનો રાહબર જ્યારે રૂપેરી પડદાના વૈભવથી અંજાઈને પોતાનું રચના કૌશલ બતાવવા મેદાને પડે છે ત્યારે સામાજિક નાટક પૂરતો ભલે અલંકારના ચોકઠામાં મઢેલા પૂતળાનો જ આશ્રય શોધે -પણ જ્યારે ઇતિહાસનાં પાત્રોને હાથમાં લઈ લેખક રૂપેરી પડદાની માયાવી જાળને ઉકેલવા મથે છે ત્યારે કોક વિરલ લેખકોને બાદ કરતાં પોતે પણ એ જાળમાં સપડાઈ જાય છે. આવી જ ભૂલભૂલામણીમાં શ્રીવર્માજી પડી ગયા હોય એમ તેમના નાટકને જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે.

આ નાટકમાં યુગપ્રધાન જૈનાચાર્ય શ્રીકાલક, સતી શિરોમણિ સાધ્વી સરસ્વતી અને વિષયાંધ ગર્દભિલ્લ વગેરેના ઐતિહાસિક પાત્રો રજુ કરવામા આવ્યાં છે. પરંતુ મહાદુઃખની વાત છે કે, લેખકે આ નાટકમાં ઇતિહાસનુ ગળું રુંધી નાખ્યું છે. જૈન સમાજમાં ક્રાંતિકારી યુગ પ્રવર્તાવનાર આ શ્રુતધરનો વાસ્તવિક ઇતિહાસ જૈન અનુશ્રુતિઓમાં સંગ્રહાયેલો છે આ આચાર્ય માટે તો ઓછામાં ઓછા પચાસ જેટલા જૈન કવિઓના હાથે લખાયેલી સુંદર રચનાઓ ઉપલબ્ધ થાય છે.

આમ હોવા છતાં શ્રીવર્માજીએ આ સાહિત્યનું અવલોકન કર્યા વિના જ ઇતિહાસના નામે તેમણે એ સૂરિપુંગવને દેશદ્રોહી બતાવી સાહિત્યમા એક નવી વિડંબના ઊભી કરી છે જે જૈન સમાજ અને ઇતિહાસનવેશો માટે અસહ્ય છે. આ વિષયમા બનારસથી પ્રગટ થયેલા 'જ્ઞાનોદય' માસિકે જે નિર્ભીક નોંધ આલેખી છે તે પ્રશંસનીય છે અને અમે એમા સાથ પૂરીએ છીએ.

આ વિડંબના આટલેથી અટકતી નથી પણ તેમાં ઉમેરો કરતી હોય તેમ આ નાટકનો યૂ. પી સરકારે ઇંટરના હિંદી પાઠ્ય ગ્રંથોમાં સ્વીકાર કર્યો છે એ બીના

વિદ્યાર્થીઓના સંસ્કાર ઉપર કારી ઘા સમી અને જૈન સમાજને પડકાર સમી થઈ પડે છે. આ વિષયમાં જૈન સંઘે જાગ્રત થઈ એ સરકાર સામે વિરોધ નોંધાવી તેને રદ–બાતલ ઠરાવવાની કોશીષ કરવાની જરૂરત છે એટલું જ નહિ શ્વેતાંબર, દિગંબર કે સ્થાનકવાસી તરીકેના મતભેદોને ભૂલી જઈ સમગ્ર સંઘે અને ખાસ કરીને યૂ. પી માં આગરા, લખનૌ, બનારસ, કાનપુર વગેરે સ્થળોમા વસતા જૈન ભાઈઓએ સંગઠિત થઈને વિરોધ નોંધાવવો જોઈએ. જૈનાચાર્યનો વિકૃત ઇતિહાસ ચિતરતા લેખકો પાસે સરકાર દ્વારા પણ આવી ભૂલ સુધરાવવા માટે પ્રયત્ન કરવો જોઈએ અને ભવિષ્યમાં ઇતિહાસની ઘટનાઓ સામે આવા ચેડાં કરતા લેખકોને રોકવા જોઈએ. —અભ્યાસી

**શ્રીસ્થૂલિભદ્ર ભગવાન બુદ્ધને શરણે :**

દૈનિક પત્ર 'સંદેશ'ના દીવાળી અંકમાં પ્રગટ થયેલી નાટિકા 'ભગવાન બુદ્ધને શરણે' માટે જૈન સમાજમાં મોટો ઊહાપોહ થયો છે. અમે એ વિષે કંઈપણ લખીએ તે પહેલાં તેના લેખક સાથે પત્ર વ્યવહાર ચાલુ કર્યો છે આથી અહીં માત્ર તા. ૯–૧૧–૪૯ના 'જૈન'ના સાપ્તાહિક પત્રમાં જે નોંધ આવેલી છે તેનો ઉતારો આપી સંતોષ માનીએ છીએ. સં.પા.૦

અમદાવાદથી પ્રસિદ્ધ થતા સંદેશ' પત્રના આ વખતના દીપોત્સવી અંકમા ભાઈશ્રી સુરેશ ગાંધીએ લખેલ 'બુદ્ધને શરણે' નામક એક નાટિકા પ્રકટ થઈ છે. આ નાટિકા તા. ૨૯–૧૦–૪૯ ને શનિવારની રાત્રે અમદાવાદ–વડોદરા રેડિયો ઉપર રજુ કરવામાં આવી છે. આ નાટિકામાં સ્થૂલિભદ્રને બુદ્ધને શરણે જતાં એટલે કે બૌદ્ધ ધર્મનો અંગીકાર કરતા બતાવ્યા છે. પણ ઇતિહાસની દૃષ્ટિએ આ બીના સાચી નથી. તેમણે સંભૂતિવિજય નામક જૈનાચાર્યની પાસે જૈન ધર્મની દીક્ષા લીધી હતી અને દીક્ષા લીધા પછી તેમણે પોતાના સંયમની કસોટી તરીકે પોતાની એક કાળની પ્રેયસી કોશાવેશ્યાને ત્યાં જ ચાતુર્માસ રહેવાની હામ ભીડી હતી, અને છેવટે કોશાવેશ્યાને પણ જૈનધર્મનો બોધ મળ્યો હતો. તેના ઐતિહાસિક પૂરાવાઓ મળે છે આમ છતાં ભાઈ સુરેશ ગાંધીએ તેમને બૌદ્ધધર્મની દીક્ષા લેતા શા આધારે વર્ણવ્યા છે તે સમજાતુ નથી

આ માટે બીજા બીજા પૂરાવાઓ ન જોઈ શકે તો પણ છેવટે શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશીના 'ભગવાન કૌટિલ્ય' પુસ્તકના ૨૦–૨૧ના પ્રકરણો જોઈ જવા; એમ ભાઈ સુરેશ ગાંધીને ભલામણ કરીએ છીએ. એમાં સ્થૂલભદ્રે જૈનધર્મની દીક્ષા ગ્રહણ કર્યાનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામા આવ્યો છે.

આ ઘટના જૈનધર્મની હોવાનો ઇતિહાસ એટલો સ્પષ્ટ છે કે એ માટે વિશેષ લખવાની જરૂર નથી.

આશા છે કે ભાઈ સુરેશ ગાંધી આ અંગેનો ઘટતો ખુલાસો વેળાસર પ્રગટ કરશે

*

**નવી મદદ**

૧૫૦) પૂ. આ. મ શ્રી વિજયપ્રતાપસૂરિજીના સદુપદેશથી શ્રીગોડીજી જૈન ઉપાશ્રય મુંબઈ

૧૦૦) પૂ. મુનિ શ્રીપરમપ્રભવિજયજીના સદુપદેશથી શ્રીનાગજી ભુદરની પોળનો જૈન ઉપાશ્રય અમદાવાદ

૫૧) પૂ આ. મ. શ્રીવિજયલબ્ધિસૂરિજીના સદુપદેશથી શ્રીજૈન શ્વેતાંબર જૈનસંઘ. કરાડ

૧૫) પૂ પં. મ શ્રી શાંતિવિજયજી ગણિવરના સદુપદેશથી શ્રીજૈન સંઘ. લુણાવાડા

૧૦) પૂ મુનિ શ્રીમહેન્દ્રવિજયજી મહારાજના સદુપદેશથી શ્રી સાગરગચ્છ-મોટી સાબુંદ

૫) પૂ. મુનિશ્રી રંગવિજયજી ના સદુપદેશથી શ્રીજૈન સંઘ સમસ્ત. આંકલાવ.

# ગ્રંથ સ્વીકાર

૧. **न्यायावतार वार्तिकवृत्ति—** [ સંસ્કૃત ] **કર્તાઃ** પૂર્ણતલગચ્છીય શ્રીશાંતિસૂરિ. **સંપાદકઃ** પં. શ્રીદલસુખભાઈ માલવણિયા. પ્રકાશકઃ સિંઘી જૈન શાસ્ત્ર શિક્ષાપીઠ, ભારતીય વિદ્યા ભવન, મુંબઈ. કિંમતઃ રૂા. ૧૬–૦–૦

૨. **ज्ञानपञ्चमीकथा—** [ પ્રાકૃત ] કર્તાઃ શ્રીમહેશ્વરસૂરિ. **સંપાદકઃ** પ્રાધ્યાપક ડૉ. અમૃતલાલ સ. ગોપાણી. **પ્રકાશકઃ** ઉપર મુજબઃ **કિંમતઃ** રૂા. ૭–૪–૦

૩. **पउमसिरीचरिउ—** [ **અપભ્રંશ** ] **કર્તાઃ** દિવ્યદષ્ટિકવિ ધાહિલ. **સંપાદકઃ** સાક્ષર શ્રી મધુસૂદન મોદી, તથા પ્રા૦ શ્રીહરિવલ્લભ ભાયાણી. **પ્રકાશકઃ** ઉપર મુજબ. **કિંમતઃ** રૂા. ૪–૧૨–૦

૪ **सिरिजम्बूसामिचरित्तं—** [ પ્રાકૃત ] સંપાદકઃ મુનિરાજ શ્રીશુભંકરવિજયજી. પ્રકાશકઃ ઝવેરચંદ રામાજી. નવસારી. પ્રાપ્તિસ્થાનઃ સંઘવી જીવણભાઈ છોટાલાલ. ડોશીવાડાની પોળ. અમદાવાદ. મૂલ્ય રૂા. ૧–૪–૦

૫. **श्रीप्राकृतविज्ञानपाठमालाः** [ પ્રાકૃત–ગુજરાતી ] રચયિતાઃ શ્રી વિજયકસ્તૂરસૂરિજી. પ્રકાશકઃ ઝવેરી ઝવેરચંદ રામાજી નવસારી. મૂલ્ય રૂા. ૪–૦–૦

૬. **દેવવંદનમાળા :** ( ગુજરાતી ) પ્રાચીન આચાર્યોનો રચનાસંગ્રહઃ

૭–૧૨ મુનિરાજ શ્રીનિરંજનવિજયજીનાં રચિત કે સંપાદિત પુસ્તકોઃ

| | | |
|---|---|---|
| ૧. | **શ્રેષ્ઠી ગુણસાર,** | કિંમત આઠ આના. |
| ૨. | **વરદત્ત ગુણમંજરી.** | ,, ,, ,, |
| ૩ | **વીતરાગ ભક્તિપ્રકાશ.** | ,, પાંચ આના. |
| ૪ | **વિવિધયુક્તિ સામાયિકસૂત્ર** | |
| ૫ | **શ્રીમનમોહનસ્તવનાવલી.** | ,, ચાર આના. |
| ૬. | **શ્રી મહાપ્રભાવિક નવસ્મરણાદિ સંગ્રહ.** | ,, ૭ આના. |

૧૩. **જયવિજયની કથાઃ** સંપાઃ મુનિ શભુંકરવિજયજી.

૧૪. **શ્રી સિદ્ધચક્ર સ્વરૂપ દર્શનઃ** દર્શકઃ મુનિરાજ શ્રીધુરંધરવિજયજી. પ્રાપ્તિસ્થાનઃ બાલુભાઈ રૂઘનાથ, જમાદારની શેરી. ભાવનગર.

ઉપર્યુક્ત પાંચથી ચૌદ નંબર સુધીનાં પુસ્તકોનું પ્રાપ્તિસ્થાનઃ જસવંતલાલ ગિરધરલાલ, ઠેઃ ૧૨૩૮ રૂપા સુરચંદની પોળ, અમદાવાદ.

૧૫. **સંગીત સુધાસિંધુઃ** સંગ્રાઃ મુનિરાજ શ્રીરસિકવિજયજી. પ્રકાશકઃ જગુભાઈ લલ્લુભાઈ શાહ મંત્રીઃ વિજયલબ્ધિસૂરિ સ્ત. પ્ર. મંડળ. છાણીઃ મુલ્યઃ ભેટ

૧૬. **પ્રકરણદોહન :** યોજકઃ મુનિરાજ શ્રી ભાનુવિજયજી. પ્રકાશકઃ માસ્તર માનચંદ સંપ્રીતચંદ, વીસનગર. કિંમત. ૧–૪–૦

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




પંદરમું વર્ષ
તૃતીય અંક

ક્રમાંક
૧૭૧

અમદાવાદ
તા. ૧૫-૧૨-૪૯

મંત્રીશ્વર વિમલની અશ્વારોહી પ્રતિમા
[ આબૂ-દેલવાડા ]

[ ભાવનગર-શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળાના સૌજન્યથી. ]

: તંત્રી :
ચીમનલાલ ગોકળદાસ શાહ

# विषय-दर्शन



## નવી મદદ

૫૧) પૂ. મુનિરાજ શ્રી દર્શનવિજયજી ત્રિપુટીના સદુપદેશથી શ્રી જૈન સોસાયટી જૈન સંઘ. અમદાવાદ

૨૫) પૂ. આ. મ શ્રીવિજયવલ્લભસૂરિજીના સદુપદેશથી શ્રી જૈન સંઘ સમસ્ત સાદડી. (મારવાડ)

૧૧) પૂ. મુનિ શ્રીબુદ્ધિવિજયજીના સદુપદેશથી શ્રી અંબાલાલ પાનાચંદની ધર્મશાળા. ખંભાત

૧૧) પૂ મુનિ શ્રીદર્શનવિજયજીના સદુપદેશથી (પાંચ વર્ષ સુધી) શ્રી ઉત્તમચંદ હરગોવિંદદાસ. અમદાવાદ

૧૦) પૂ મુનિ શ્રીભુવનવિજયજીના સદુપદેશથી શ્રી જૈન સંઘ. બાલાપુર

૧૦) પૂ. મુનિ શ્રીમહેન્દ્રવિજયજીના સદુપદેશથી શ્રી સાગરગચ્છ કમિટી. સાણંદ.

૧૦) પૂ. આ. શ્રી રંગવિમલસૂરિજીના સદુપદેશથી શ્રી ઉંઝા જૈન મહાજન. ઉંઝા

૧૦) પૂ. પં. શ્રીચરણવિજયજી ગણિવરના સદુપદેશથી શ્રી જૈન સંઘ. મોટા ખુંટવડા (સૌરાષ્ટ્ર)

॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्य प्रकाशक समितिनुं मासिक मुखपत्र



जेशिंगभाईनी वाडी : घीकांटा रोड
अमदावाद ( गुजरात )

# ઉત્તમ ધર્મવૃત્તિ

સિદ્ધરાજ જયસિંહ પછી કુમારપાલ ગુજરાતમાં રાજા થયો. એણે પણ સધરા જેસંગની પેઠે પરદુઃખભંજન કરવામાં રાજાનું કર્તવ્ય માન્યું. પણ સદ્‌વૃત્તિને, આત્માના એક માત્ર વિશ્વાસુ મિત્ર તરીકે માનવી, એ વાત બહુ બહુ કઠણ છે. સદ્‌વૃત્તિવાળાને પણ કીર્તિની લેહ લાગે છે. રાજા કુમારપાલને પણ થયું કે, જો મને સુવર્ણસિદ્ધિ મળે તો હું પણ, રાજા વીર વિક્રમની પેઠે આખી પૃથ્વીને કરજના ભારથી મુક્ત કરી દઉં !

સદ્‌ગુણની પણ જ્યારે અતિશયતા આવે છે ત્યારે એ વિષે વિવેકથી વિચાર કરવાનો રહે છે.

કુમારપાલે હેમચંદ્રાચાર્યને વાત કરી હેમચંદ્રાચાર્યે કહ્યું કે મારા ગુરુ દેવચંદ્રસૂરિએ સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત કરી છે.

રાજાએ તો દેવચંદ્રસૂરિને બહુ માનપૂર્વક પાટણમાં નિમંત્ર્યા. હેમચંદ્રાચાર્યની પાસેથી કુમારપાલની મહેચ્છા વિષે એમણે જાણ્યું. રાજાને વીર વિક્રમની માફક આખી પૃથ્વીનું કરજ ફેડીને કીર્તિ મેળવવી હતી.

ગુરુ દેવચંદ્રસૂરિએ જવાબ દીધો: 'જેને વર્તમાન જીવનમાં પ્રતિષ્ઠાનો મોહ થાય છે એને સદ્‌વૃત્તિનું છેલ્લું ફળ—આત્મસાધના—કદાપિ પણ મળતું નથી. રાજાને મોહ થાય માટે, સાધુઓ જો આવી અલૌકિક વસ્તુઓ બતાવતા રહેશે, તો એમાંથી લોકો ચમત્કારને ધર્મ માનશે, ને ધર્મને ઢોંગ ગણશે ! જીવનમાં કોઈ વસ્તુ સાધુને મળે અને પછી એનું એ પ્રદર્શન કરવા માંડે ત્યારે સમજવું કે હવે એની તપશ્ચર્યાનો અંત આવ્યો છે !'

ત્યાર પછી રાજા ને ગુરુ હેમચંદ્ર બન્ને લોકકલ્યાણમાં વધારે ધ્યાન આપવા લાગ્યા, ને કીર્તિની ઉપાસનાને ખોટો મોહ ગણવા લાગ્યા.

આ પ્રમાણે સદ્‌વૃત્તિથી કામ કરે તેમાં પણ સોપાનપરંપરા રહી છે, એ કોઈ ન ભૂલે. જેને નામશેષનો પણ મોહ ન રહે, માત્ર પોતે કર્તવ્યની ખાતર જ કર્તવ્ય કર્યા કરે, એ ધર્મવૃત્તિ સૌથી ઉત્તમ ગણાય !

( બોધકથાઓમાંથી )

ધૂમકેતુ

| वर्ष १५ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ. સં. ૨૪૭૬ : ઈ. સ. ૧૯૪૯ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ३ | માગશર વદિ ૧૦ : ગુરુવાર : ૧૫ ડિસેમ્બર | १७१ |



# ઈતિહાસના અજવાળે

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[ ૩ ]

જે મહત્ત્વ વૈશાલીનું પૂર્વે જોઈ ગયા, એ વિચારતાં આચાર્ય શ્રીવિજયેન્દ્રસૂરિ શોધખોળના આધારે 'વૈશાલી' નામની હિંદી પુસ્તિકામાં જે નિર્ણય પર આવ્યા છે. એ વિના સંકોચે સ્વીકારવો રહ્યો એ નિર્ણય સ્વીકારતાં વર્તમાન ક્ષત્રિયકુંડ એ ભગવાન શ્રીમહાવીરદેવનું જન્મસ્થાન નહીં પણ સ્થાપનાતીર્થ છે એમ માનવું રહ્યું પૂર્વકાળમાં ભક્તિથી પ્રેરાઈ, ઉપાસકવર્ગ પૂજન-દર્શનનો લાભ લઈ શકે એ રીતે સ્થાપનાતીર્થ ઊભાં કરવામાં આવતાં હતાં, એવું આજે પણ આબુ અને નાડલાઈમાં શત્રુંજય-ગિરનારની અવતારણારૂપે દેવાલયો જોતાં સહજ ગળે ઊતરે એમ છે ઐતિહાસિક ગણતરી પર મદાર બાંધતાં નીચેના કારણોને લઈ આજનું ક્ષત્રિયકુંડ એ સ્થાપનાતીર્થ છે, એમ પુરવાર થાય છે.

૧. ક્ષત્રિયકુંડ અને લિચ્છવાડ તરીકે ઓળખાતા સ્થાનો મુંગેર જિલ્લામાં ગણાય છે. મહાભારતમાં આ પ્રદેશનું સ્વતંત્ર નામ 'મોદગિરિ' લખેલું છે. પાછળથી એનો સમાવેશ અંગદેશમાં કરાયો છે. એ ઉપરથી ફલિત થાય છે કે આ સ્થાનો 'વિદેહ'માં આવી શકે નહીં.

૨. આજનું ક્ષત્રિયકુંડ પર્વત પર છે, જ્યારે પ્રાચીન વર્ણનોમાં પર્વતની વાત જણાતી નથી. વૈશાલીની આસપાસ પહાડ છે જ નહીં; એટલે પણ જન્મસ્થાન વૈશાલી નજીક હોવું સંભવિત છે.

૩. પ્રાચીન સાહિત્ય અનુસાર ક્ષત્રિયકુંડ અને વૈશાલીની પાસે ગંડકી નદી હોવાનો ઉલ્લેખ છે, જ્યારે આજના ક્ષત્રિયકુંડની તળેટીમાં માત્ર એક નાનકડું નાળું છે જે ગંડકી નદી નથી જ. ગંડકી નદી આજે પણ વૈશાલી સમીપ વહી રહી છે.

૪. આગમમાં આવતા વર્ણન ઉપરથી સ્પષ્ટ થાય છે કે, ક્ષત્રિયકુંડ ગામ વૈશાલીની નજીક હોવું જોઈએ, જ્યારે આજનું ક્ષત્રિયકુંડ તો દૂર આવેલું છે.

૫. ક્ષત્રિયકુંડ 'વિદેહ'ની અંતર્ગત હતું એવા ઉલ્લેખો મળે છે, અને વિદેહ દેશ ગંગાની ઉત્તરે આવેલ છે એમ જણાવેલું છે જ્યારે આજનું સ્થાન તો ગંગાની દક્ષિણમાં આવ્યું છે. આંખ સામેની આ પરિસ્થિતિ ચોકખું પુરવાર કરે છે કે ક્ષત્રિયકુંડ—ભગવાન મહાવીરની જન્મભૂમિ—વાસ્તવિક રીતે વૈશાલીની નજીક હોવી ઘટે. હવે વૈશાલીનો વિચાર કરીએ.

વિદેહ અને વૈશાલી એ ભારતવર્ષના ઇતિહાસમાં મહત્ત્વભર્યાં સ્થાનો છે. એની સાથે જૈનો, બૌદ્ધો અને વૈદિકોનો ઇતિહાસ સંકળાયેલો છે. એ કારણથી એ દરેકના સહિત્યમાં વિદેહ અને વૈશાલીના સંબંધમાં અધ્યયન કરવા જેવી ઘણી ઘણી સામગ્રી વિદ્યમાન છે,

વૈશાલી એક વિશાળ નગરી હતી. આજે એ સ્થાન 'બસાઢ' નામથી ઓળખાય છે. બસાઢની આસપાસ માઇલો સુધી પથરાયેલા પુરાણા અવશેષો, સાહિત્ય ગ્રંથોમાં આવતી એની સમૃદ્ધિ અને વિશાળતાની વાતોને પુષ્ટ કરે છે. આજે જે સ્થાનોમાં બસાઢ, બનિયાગાંવ, કૂમનછપરાગાછી વાસુકુંડ અને કોલ્હુઆ વસેલાં છે, તે પ્રાચીન કાળે વૈશાલી, વાણિજ્યગ્રામ, કોલ્લાગ સન્નિવેશ, કર્મારગ્રામ અને કુંડપુર તરીકે વિખ્યાત થયેલાં હતા પવિત્ર એવા શ્રીકલ્પસૂત્રમાં એ જાતના ઉલ્લેખો ભગવંતના વિહાર વર્ણનમાં જોવાય છે 'ભાગ્યું તો યે ભરૂચ' એ જનવાયકા મુજબ એ પ્રાચીન કાળની સ્મૃતિ આપતા લીસોટા સમા ઊભા છે, કેટલાકનાં નામોચ્ચાર માત્ર બદલાયા છે.

ભગવંત મહાવીરદેવના સમયમા વૈશાલીનું રાજ્ય એક સ્વતંત્ર અને સર્વોચ્ચ સત્તાસંપન્ન રાજ્ય હતું. ભારતવર્ષમાં એ ગણરાજ્યની કીર્તિ મધ્યાહ્ને પહોંચી હતી, જૈન શાસ્ત્રોમાં જે ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે, એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એ ગણતંત્રના નાયક યાને આજની વાણીમાં કહીએ તો પ્રમુખ રાજવી ચેટક હતા ચેટક રાજા યાને ચેડા મહારાજા ભગવંતના મામા થતા હતા. તેઓશ્રીની બહેન ત્રિશલાદેવી, એ સિદ્ધાર્થ રાજાની રાણી અને ભગવંત મહાવીરની માતુશ્રી થાય વળી ત્રિશલાદેવીના મોટા પુત્ર નંદિવર્ધન સાથે ચેડા મહારાજાની જ્યેષ્ટા નામે એક પુત્રીએ લગ્ન કર્યાં હતાં. આ રીતે વૈશાલીના રાજવીની બીજી છ પુત્રીઓ જુદા જુદા દેશના સ્વામીઓ સાથે પ્રણય ગ્રંથીથી જોડાઈ હતી. આ સર્વનો વિચાર કરતાં સહજ જણાશે કે, એ કાળે વૈશાલીનું ગણરાજ્ય અગ્રસ્થાને હોઇ રિદ્ધિ સિદ્ધિએ કીર્તિની ટોચે પહોંચેલું હતું.

ગણનાયક ચેટક, નવ મલ્લિ અને નવ લિચ્છવી કે જે વીર્યશાળી ક્ષત્રિયોની શ્રેણીઓ હતી, ને જેનો ઉલ્લેખ સામન્તો તરીકે કરાયેલો નજરે પડે છે તેના સ્વામી યાને પ્રમુખ હતા. આ જાતિઓ શરૂઆતમાં બહુસંપીલી હોવાથી આસપાસના પડોશી રાજ્યો ન તો તેઓનો પરાજય કરી શકતા કે ન તો એ ગણરાજ્યમાં સામ્રાજ્યશાહી દાખલ કરી શકતા. એનું બંધારણ લોકશાહી પદ્ધતિએ વ્યવસ્થિત હોવાથી અને પ્રમુખ સ્થાને મહારાજા ચેટક સરખા પ્રજ્ઞાસંપન્ન અને દીર્ઘદર્શી રાજવી હોવાથી આસપાસના રાજ્યોની લોલુપ દૃષ્ટિ એના ઉપર હોવા છતાં, એને નાબુદ કરવામાં કિંવા ત્યાં સામ્રાજ્યવાદી માનસ જન્માવવામાં સફળતા પ્રાપ્ત થઈ શકી નહોતી. પણ કાળદેવના પંજામાં એ પણ આંતરિક કુસંપના કારણે સપડાયુ. કુસંપના કારણમા આમ્રપાલી સરખી રૂપરાશિનું સૌન્દર્ય આગળ આવ્યું અને એ પછી મગધ અને એની વચ્ચે સ્વજન સંબંધના તાણાવાણા હોવા છતાં, સત્તાની સાઠમારીની શેતરંજ પથરાણી. બિંબિસાર ઉર્ફે શ્રેણિકના કાળમાં અહિંસાના ફિરસ્તાના સતત ઉપદેશને લઈ યુદ્ધ જ્વાળાનું નિમિત્ત ઉપસ્થિત થયા છતાં પણ એ અણપ્રકટી રહી હતી. પણ મગધના સિંહાસને અજાતશત્રુ કુણિક આવતાં જ એમાં આગ ચંપાઈ ગઈ. બાર વર્ષ સુધી ભયંકર સંગ્રામ ઉભય રાજ્યો વચ્ચે ચાલ્યો. યુદ્ધકાળની હાક-

મારીઓથી પ્રજા ત્રાસી ગઈ. વૈશાલીનો ચમત્કારિક સ્તૂપ ખોદી નાંખવારૂપ ઘેલછા જનતામાં જન્મી. અમોઘ બાણાવળી ચેડા મહારાજાના હાથ હેઠા પડ્યા. કુણિકે ધર્મમિષથી વૈશાલીની પ્રજાને છેતરી અને ગણરાજ્યનો એ રીતે અંત આણ્યો. 'વૈશાલી'ની મહત્તા ઐતિહાસિક દૃષ્ટિએ જેમ ઓછી નથી; તેમ ધાર્મિક નજરે પણ એમાં ઓછપ નથી. વૈશાલીમાં જૈનધર્મ કેન્દ્ર સ્થાને હતો, એ સિદ્ધ છે. 'ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ' (Jainism in northen India) નામના પુસ્તકમાં એ વાત વિસ્તારપૂર્વક દાખલા દલીલો ટાંકીને દર્શાવવામાં આવી છે.

ઇતિહાસ પ્રસિદ્ધ વૈશાલીની નજીક ક્ષત્રિયકુંડ ગામ હતુ, જે આજે 'બાસુકુંડ' કહેવાય છે. 'આચારાંગસૂત્ર' અનુસાર એ કાળે અહીં (ક્ષત્રિયકુંડમાં) જ્ઞાતૃક્ષત્રિયોનો વસવાટ હતો. આ ગામમાં ચરમ તીર્થપતિ શ્રીવર્ધમાનસ્વામીનો જન્મ થયો હતો. આ જ્ઞાતૃજાતિમાં ઉત્પન્ન થવાના કારણે ભગવાન મહાવીર 'જ્ઞાતપુત્ર' યાને 'જ્ઞાતૃપુત્ર' કહેવાય છે. આ ક્ષત્રિયકુંડમાં 'જ્ઞાત' ક્ષત્રિયો વસતા હોવાથી બાહ્ય ગ્રન્થોમાં 'જ્ઞાતિકા' 'નાતિકા' અથવા 'જાતિકા'ના પ્રયોગોથી એમના સંબંધે ઉલ્લેખો કરાયેલા છે. કોઈ જગાએ 'નાદિકા' પણ કહ્યા છે. 'મહાપરિનિબ્બાણસુત્ત'માં મહાત્મા બુદ્ધના અંતિમ વિહારના સ્થાનોની જે ગણતરી નોંધાઈ છે એ અનુસાર મહાત્મા બુદ્ધ રાજગૃહથી નીકળી કુશિનારા તરફ વિચર્યાની નોંધ છે. વિહારમાં કોટિગામ અને વૈશાલીની વચમાં 'નાદિકા' નામની જગા છે, જે વૈશાલીથી પહેલો મુકામ ગણાય છે. એ સૂત્રના ચીની અનુવાદ મુજબ ઉભય વચ્ચે (સાત લી) બે માઈલનું અંતર છે. પુરાતત્ત્વ વિભાગમાં જે જે સામગ્રીઓ સંગ્રહાઈ છે એ જોતાં ક્ષત્રિયકુંડ વૈશાલીથી અતિ દૂર નહીં પણ સમીપમાં હોવું ઘટે. 'વૈશાલી' સંબંધમાં આગળ જણાવ્યા મુજબ હાલ આટલું સ્વરૂપ વિચારી ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ 'બિંબિસાર' યાને મહારાજા શ્રેણિક સંબંધમાં શું કહે છે તે તરફ આંખ ફેરવીએ.

He (Srenike) is credited with the building of New Rajagriha, the lower town at the base of hill crowned by the ancient fort; and with the annexation of Anga, the small kingdom to the east corresponding with the modern district of Bhagalpur, and probably including Monghyr (Mungir). The annexation of Anga was the first step taken by the kingdom of Magadha in its advance to greatness and the position of supremacy which it attained in the following century; and Bimbesara may be regarded as the real founder of the Magadhan imperial power. He strengthened his position by matrimonial alliances with the more powerful of the neighbouring states, taking one consort from the royal family of Kosala and another from the influantial Lichehhavi clan at Vaisali, the latter lady was the mother of Ajatasatru also called Kunika or Kuniya.

ઉપરના ઉલ્લેખથી જે મુદ્દાઓ તરી આવે છે એમાં મહારાજા શ્રેણિકનું મહત્ત્વ મુખ્ય છે. મગધના કીર્તિવંત રાજ્યનો સાચો સ્થાપક તે જ હતો. એણે રાજ્ય વિસ્તારમાં પડોશના કોશલ અને વૈશાલી જેવા રાજ્યોની કન્યા પરણી સ્નેહ સંબંધ જોડ્યો હતો, એ વાત પણ ભૂલવાની નથી ઇતિહાસકાર લિચ્છિવીને લાગવગવાળા નોંધે છે એ સહેતુક છે. એ કાળે લિચ્છવી યોદ્ધા પરાક્રમ અને શૂરાતનમાં અગ્રપદે હતા. તેમના બ્રહ્મચર્યનું તેજ જ્વલંત હતું અને એમાં જૈનધર્મના ઉપદેશની અસર જેવી તેવી નહોતી. વૈશાલીની કન્યા એ જ અજાતશત્રુ ઉર્ફે કોણિકની માતા હતી એમ પણ ઉપરના ઉલ્લેખમાં કહેવાયું છે.

જૈન સાહિત્યમાં શ્રેણિક મહારાજના જીવન પ્રસંગો વિસ્તારથી નોંધાયા છે અને ભગવંત મહાવીરના ખાસ ભક્ત તરીકે એની નોંધ લેવાઈ છે એ ઉપરની વાતથી વાસ્તવિક લેખાશે. અલબત્ત, એમાં નંદા પુત્ર અભયકુમારે અને બૌદ્ધ ગ્રંથના આધારે કહીએ તો આમ્રપાલીના પુત્ર અભયે સુંદર ભાગ ભજવ્યો છે. પુત્ર કહો કે મુખ્ય મંત્રી કહો પણ અભયકુમાર એ બિંબિસારના રાજકાળમાં અકબર–બીરબલની જોડલીને તાજી કરાવે તેવુ પિતા–પુત્રનું જોડલું હતું. રાજ્ય વિસ્તારમાં એની બુદ્ધિમત્તા સ્વતઃ ખીલી ઊઠી છે અને એની પાછળ જૈનધર્મના ઉમદા અને ઉદાર સિદ્ધાંત–અહિંસાની પ્રભા છૂપી રહી શકતી નથી. એ મહામૂલા તત્ત્વના પ્રણેતા તરીકે ભગવંત મહાવીરને વીસરાય તેમ નથી જ. વૈશાલી અને મગધ જેવાં સ્પર્ધાશાળી મહારાજ્યોમાં પ્રથમ જૈનધર્મની પ્રભા સુવિસ્તૃત હતી. મહારાજા ચેટકનું આખું કુટુંબ તેમજ પ્રજાનો અતિ મોટો સમૂહ ભગવંત જ્ઞાતપુત્રનો ચુસ્ત અનુયાયી હતો. મગધનો સ્વામી બિંબિસાર શરૂઆતમાં મહાત્મા બુદ્ધનો અનુયાયી હોય એ વાત એટલા કારણે સંભવિત છે કે, એના જીવનના શરૂઆતનાં વર્ષોમાં એ માંસાહારી હોઈ શિકારનો ખાસ રસિયો હતો. ભગવંત મહાવીરના અહિંસા ધર્મ પ્રતિ એનું માનસ વાળવામાં અભયકુમારની બુદ્ધિએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, પણ એમાં અડગતા આણવામાં તો ચેટકપુત્રી ચેલણાની સતત પ્રેરણા અને એ અંગે તેણીએ હાથ ધરેલા પ્રસંગો જ અગ્રપદે આવે છે. સમય જતાં રાજા શ્રેણિક શ્રીમહાવીરદેવનો ચુસ્ત ઉપાસક બની જાય છે અને પરીક્ષક દેવોની પ્રતારણાથી પણ શ્રદ્ધાભ્રષ્ટ નથી થતો. આટલી દઢતા રાણી ચેલણાના સહવાસથી જ પ્રાપ્ત થઈ શકી હતી.

ઈતિહાસકાર વિન્સેન્ટ સાહેબના કથન અનુસાર શ્રેણિકનું રાજ્ય લગભગ અઠ્ઠાવીશ વર્ષ ચાલ્યું. ચેલણા પ્રતિ એનો સ્નેહ અસીમ હોવાથી તેમજ એ પ્રતિભાસંપન્ન નારી હોવાથી પટરાણી પદે પણ એજ હતી. એના પુત્ર કોણિક યાને અજાતશત્રુને ગાદી મળી, જો કે અભયકુમાર પાટવીકુંવર હતો છતા એને રાજ્યગાદીની લાલસા નહોતી. અને તેથી ભગવત શ્રીવર્ધમાન પાસે તેણે પોતાના પિતાશ્રીના જીવનકાળમાં જ પ્રવજ્યા સ્વીકારી હતી. અજાતશત્રુએ શ્રેણિક પ્રત્યે જે જાતનું વર્તન દાખવ્યું છે, એ સંબંધી જુદાં જુદાં મતવ્યો છે. એની વાત આગળ ઉપર.

---



# જૈનોનું તત્ત્વજ્ઞાન અને ચારિત્ર

### અનુવાદક : શ્રીયુત પં અંબાલાલ પ્રેમચંદ શાહ

ભારતીય ધર્મોના ઐતિહાસિક સંશોધનનો એ ઉષ:કાળ હતો જ્યારે બધા ધર્મો વિદેશી સંશોધકોનાં મોં તાકીને બેઠા હતા. અને પોતપોતાની પ્રાચીનતા તેમજ પવિત્રતાનાં બણગાં ફૂકતા હતા. માત્ર જૈનધર્મ એ સંશોધકોથી વેગળો રહ્યો પોતાનું સ્વાભાવિક તેજ પાથર્યે જતો હતો; જાણે એને એવા સંશોધનની પડી જ ન હોય, અથવા "રત્ન શોધાતું નથી પણ જડી આવે છે" એમ ઉદ્‌બોધતો હોય. આ જ કારણ છે કે, કોઈએ એને બૌદ્ધધર્મનો અવાન્તર ધર્મ, ઉછીનો વાદ કે આધુનિક કહીને અવગણ્યો. પરંતુ યુરોપના એક વિદ્વાનને હાથ એ ચડ્યો અને રત્નના પારખુ એ વિદ્વાને અધકચરા સંશોધકોને પડકારતાં કહ્યુ: **"જૈનધર્મ બાદ્ધધર્મથી તદ્દન જુદો એટલું જ નહિ તેનાથી યે પ્રાચીન છે."** ત્યારે જ એ સંશોધકો મોંમાં આંગળી ઘાલી જંપી ગયા. આજે એ વિદ્વાન ડૉ. હર્મન યાકોબી આપણી વચ્ચે નથી પણ એમના અક્ષરદેહ રૂપે અમર બનેલા એ લેખો જે તલસ્પર્શી અધ્યયન અને ઊંડી ગવેષણાને આભારી છે તે અંગ્રેજીમાં પ્રગટ થયા છે. આ લેખ જેનો ભાવાનુવાદ અહીં આપ્યો છે તે ઇ. સ. ૧૯૦૮માં ઓક્સફર્ડની ધાર્મિક ઐતિહાસિક પરિષદમાં વંચાયો હતો. આજે આટલાં વર્ષો થયાં છતાં એ લેખ એવો જ નૂતન પ્રકાશ પાથરી રહ્યો છે. દર્શનોના તુલનાત્મક જ્ઞાન માટે આ પ્રકારના અધ્યયનની પદ્ધતિ આદર્શ છે. આથી માસિકના વાચકો માટે અહીં આપવામાં આવે છે.

**જૈનોના** તત્ત્વજ્ઞાનના વિષયમાં જે મનુષ્ય પહેલવહેલો વિચાર કરે છે તેને એવો વિશ્વાસ બેસી જાય છે કે, એમા એક બીજા સાથે સબંધ નહીં રાખનારા અનેક સિદ્ધાંતો છે અને તે બધાનું સામાન્ય તેમજ મૂળભૂત કોઈ તત્ત્વ જ નથી ત્યારે તેને એ આશ્ચર્ય ઉપજે છે કે, આ અવ્યવસ્થિત ધર્મ અસ્તિત્વમાં કેમ કરીને આવ્યો અથવા આ ધર્મની સ્થાપના થવાની જરૂર શી હતી ? કેટલાક સમય પૂર્વે મારામાં પણ આવો જ ભ્રમ પેસી ગયો હતો. પરંતુ હવે મેં જૈનધર્મનો એક જુદા જ સ્વરૂપે અનુભવ કર્યો છે. મને હવે દસી ગયું છે કે, **જૈનધર્મની સ્થાપના એક એવા તાત્ત્વિક પાયા ઉપર ઊભી છે, જે બ્રાહ્મણ અને બૌદ્ધ એ બને ધર્મોથી ભિન્ન છે.** તે પાયો કયો છે, તેનો જ આજે હું મારા વ્યાખ્યાનમાં વિચાર કરીશ.

પ્રાચીન કાળે જે પ્રાંતમાં યાજ્ઞવલ્કય મહર્ષિએ ઉપનિષદોના કથન મુજબ એ સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું કે, **બ્રહ્મ** અને **આત્મા** એ જ વિશ્વનાં શાશ્વત અને કેવળ તત્ત્વો છે અને જે સ્થળે **મહાવીરસ્વામીના** સમકાલીન ગૌતમબુદ્ધે પોતાના **ક્ષણિકવાદનો** ઉપદેશ કર્યો, તે જ પ્રાંતમા અંતિમ જૈન તીર્થંકર **શ્રીમહાવીરસ્વામી** દ્વારા જૈનધર્મને

અંતિમ સ્વરૂપ પ્રાપ્ત થયું અને એટલા માટે જ તેને ઉપર્યુક્ત બંને પરસ્પર વિરુદ્ધ ધર્મોની અપેક્ષાએ પોતાના ધર્મનો નિશ્ચિત પાયો નાખવાની જરૂરત લાગી.

ઉપનિષદોના કર્તાઓએ એ તત્ત્વની શોધ કરી કે, પ્રત્યેક પદાર્થમાં રહેનારું એક શાશ્વત નિરાબાધ અને અદ્વિતીય તત્ત્વ સમગ્ર વિશ્વમાં વ્યાપ્ત થઈ રહેલું છે. આ તત્ત્વની તેમણે તેમનાથી બની શકે તેટલી મહિમા ગાઈ છે. જો કે આ શાશ્વત અવિનાશી તત્ત્વનો જડ વિશ્વ સાથે શો સંબંધ છે, તે તેમણે સ્પષ્ટરીતે બતાવ્યો નથી, તોપણ એમાં સંદેહ નથી અને દરેક નિષ્પક્ષ પુરુષ આ વાતનો સ્વીકાર કરશે કે, તેઓ આ દશ્ય જગતને સત્ય અથવા વાસ્તાવિક સમજતા હતા. અલબત્ત, આ વિષયમાં વેદાનુયાયીઓની ભિન્ન ભિન્ન શાખાઓએ જુદા જુદા વિચારો પ્રગટ કર્યા છે પરંતુ તેની મીમાંસા કરવાની અહીં જરૂર નથી.

આ નિત્ય શુદ્ધ બ્રહ્મવાળા સિદ્ધાંતની વિરુદ્ધ ગાતમબુદ્ધે એવો ઉપદેશ કર્યો કે, બધું જગત્ ક્ષણિક- વિનાશી છે. "પ્રત્યેક વિદ્યમાન પદાર્થ નશ્વર છે." આ જ તેમના છેલ્લા શબ્દો હતા. બૌદ્ધોનું કહેવુ છે કે, આત્મવાદ અર્થાત્ આત્માને અવિનાશી માનવો એ જ સૌથી મોટું મિથ્યાત્વ છે. સંસારમાં જેટલા પદાર્થો છે તે બધા કેવળ દેખાવા પૂરતા છે. બુદ્ધદેવના શબ્દોમાં આને આ રીતે કહી શકાય કે, 'સમસ્ત પદાર્થ ધર્મ છે પરંતુ તેનો કોઈ આધાર કે ધર્મી નથી.' મતલબ કે, કોઈ દ્રવ્ય નિત્ય નથી જેથી ધર્મ તેનો ગુણ અથવા વિશેષણ કહી શકાય.

આ પ્રકારે વિશ્વને એક બીજાના વિરુદ્ધરૂપે અવલોકન કરતાં બ્રાહ્મણ અને બાદ્ધ- એ બંનેએ પરસ્પર વિરુદ્ધ સિદ્ધાંતોની સ્થાપના કરેલી છે. હવે આપણે તત્ત્વદષ્ટિએ વિચાર કરીએ તો બ્રાહ્મણધર્મનું કથન છે કે, "વિશ્વનું સંપૂર્ણ અસ્તિત્વ અવિનાશી, નિરપેક્ષ અને એકરૂપ છે" એ સત્ય લાગે છે. પરન્તુ આપણા રોજના અનુભવ મુજબ વિચાર કરીએ તો "આખું જગત્ જન્મ અને મરણની એક પરંપરા છે" આવું બૌદ્ધોનું કથન વાસ્તવિક જણાય છે પરંતુ કોઈ એક પરોક્ષ જ્ઞાત વસ્તુનો નિર્ણય કરવામાં ભલે બ્રાહ્મણ- ધર્મના તાત્ત્વિક પ્રતિપાદનની સહાય લેવામાં આવે કે બાદ્ધોના અનુભવના આધારભૂત મતની સહાય લેવામા આવે છતાં બંનેયમા અનેક અડચણો આવીને ઊભી રહે છે અને જ્યાં સુધી એક માની લીધેલા સિદ્ધાંતની સત્યતામાં અંધવિશ્વાસ રાખવામાં ન આવે ત્યાં સુધી તે અડચણો દૂર થઈ શકતી નથી.

હવે એ જોવું જોઈએ કે. આ તાત્ત્વિક પ્રશ્નના સબંધમાં જૈનોનો મત શો છે? તેઓ કહે છે કે, **उत्पाद-व्यय-ध्रौव्ययुक्तं सत्** [તત્ત્વાર્થસૂત્ર-અધ્યાય ૫, સૂત્ર ૨૯] અર્થાત્- સમસ્ત પદાર્થો ઉત્પત્તિ, નાશ અને સ્થિતિ આ ત્રણ અવસ્થાઓથી યુક્ત છે. વેદાંતીઓના **નિત્યવાદ** અને બૌદ્ધોના **અનિત્યવાદ**થી જુદો સમજી શકાય એ ખાતર જૈનો પોતાના સિદ્ધાંતને **અનેકાંતવાદ** કહે છે. ધર્મી નિત્ય પરંતુ તેના ધર્મો કે ગુણો અનિત્ય છે અર્થાત્ તે ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે. જેમ પ્રત્યેક જડ પદાર્થ પુદ્ગલ સ્વરૂપની અપેક્ષાએ નિત્ય છે, પરંતુ તેમાં જે પુદ્ગલ પરમાણુ છે, તે જુદા જુદા આકારો અને ગુણોને ધારણ કરે છે તેથી અનિત્ય છે. પુદ્ગલપણાની અપેક્ષાએ માટી શાશ્વત-અવિનાશી

છે. પરંતુ ઘડાની અપેક્ષાએ અથવા રંગની અપેક્ષાએ તેમાં ઉત્પત્તિ અને નાશ એ બંનેનો સંભવ થઈ શકે છે.

સામાન્ય રીતે વિચાર કરતાં, જો કે જૈનોનો આ સિદ્ધાંત કંઈ રહસ્યભર્યો લાગતો નથી અને એ સમજવું કઠણ થઈ પડે છે કે, આને આટલું બધું મહત્ત્વ કેમ આપવામાં આવ્યું છે? તો પણ જૈન તત્ત્વજ્ઞાનનું આ મૂળ છે અને સ્યાદ્વાદ નયની અપેક્ષાએ વિચાર કરવાથી એનું વાસ્તવિક મહત્ત્વ ખૂબ સ્પષ્ટતાથી સમજમાં આવી જાય છે.

**स्याद्वाद-नय**નો સમાનાર્થવાચી શબ્દ **जैनप्रवचन** છે. જૈનો આ વિષયમાં ગૌરવ લે છે કે, મિથ્યા જ્ઞાનની જાળમાંથી છૂટકારો મેળવવા માટે આ જૈન પ્રવચન અદ્વિતીય સાધન છે. અસ્તિત્વ એટલે સત્તા, ઉત્પત્તિ સ્થિતિ અને નાશ—આ પરસ્પર વિરોધી ગુણોથી યુક્ત છે. આથી પ્રત્યેક અસ્તિત્વ ગુણયુક્ત પદાર્થના સંબંધમાં પણ આવી જ અનેકાંતતા હોય છે, જે સિદ્ધાંત એક દૃષ્ટિએ સત્ય હોય છે, તેનાથી વિરુદ્ધ સિદ્ધાંત પણ બીજી દૃષ્ટિએ સત્ય ઠરે છે. આ રીતે પ્રત્યેક પદાર્થ ઉપર ઘટતા **स्याद् अस्ति, स्याद् नास्ति** આદિ સાત નય છે. **स्यात्** શબ્દનો અર્થ **कथञ्चित्**—એક પ્રકારે અથવા કોઈ અપેક્ષાએ એવો થાય છે. આ **स्यात्** શબ્દ **अस्ति**નું વિશેષણ છે અને તે અસ્તિત્વની અનંતતાને પ્રગટ કરે છે. જેમ કહેવામાં આવે કે, **स्यादस्ति घटः** અર્થાત્ એક પ્રકારે ઘડો છે, તો આપણે તેનો એ જ અર્થ કરવો પડશે કે, આપણી અપેક્ષાએ ઘડો છે. પરંતુ **स्यान्नास्ति घटः** અર્થાત્ બીજા પદાર્થની અપેક્ષા એટલે કે પટ—વસ્ત્રની અપેક્ષાએ ઘડો નથી.

આ સ્યાદ્વાદ સિદ્ધાંતનો ઉપયોગ જો કે ઉપલક દૃષ્ટિએ જોતાં શુષ્ક જેવો લાગે છે, પરંતુ **एकमेवाद्वितीयम्** અને 'સર્વ વ્યાપી પર બ્રહ્મવાદ'ના નિરાકરણમાં ખૂબ કામ લાગે એવો છે, **नास्ति अस्ति** અને **अवक्तव्य** આ ત્રણે પદાભિધેય છે. અર્થાત્ પ્રત્યેક પદાર્થના સંબંધમાં આ પદોથી પ્રગટ કરાયેલી ત્રણે વાતો યથાર્થ મનાશે. કેમકે, ગમે તે પદાર્થ હોય તે ઉપર જણાવ્યા મુજબ **अस्ति** અને **नास्ति** આ બે શબ્દોનો વાચ્ય તો થાય જ છે. હવે રહ્યું ત્રીજું અભિધેય **अवक्तव्य**, તે ઉપર્યુક્ત પરસ્પર વિરુદ્ધ ગુણોનો ઉલ્લેખ આ શબ્દદ્વારા જ કરવો પડે છે. કેમકે **अस्ति** અને **नास्ति** રૂપ વિરુદ્ધ સ્વભાવોનું એક જ સમયે એક જ પદાર્થમાં રહેવું તે કોઈ પણ ભાષાના કોઈ પણ શબ્દથી પ્રગટ કરી શકાતું નથી, આ ત્રણે પદાભિધેયોનો જુદા જુદા પ્રકારથી ગુણાકાર કરતાં સાત નયોની (સપ્તભંગીવાણીના સાત પ્રકારોની) સ્થાપના થાય છે.

૧. **स्यादस्ति**, ૨. **स्यान्नास्ति**, ૩. **स्यादस्तिनास्ति**, ૪. **स्यादवक्तव्य**, ૫. **स्यादस्ति अवक्तव्य**, ૬. **स्यान्नास्ति अवक्तव्य** અને ૭ **स्यादस्तिनास्ति अवक्तव्य**—આને જ સ્યાદ્વાદ અથવા સપ્તભંગી કહે છે, આ સિદ્ધાંતનું વિસ્તૃત વિવેચન કરીને હું આપને કષ્ટ દેવા નથી ચાહતો અહીં મારા કહેવાનો અભિપ્રાય કેવળ એટલો જ છે કે અનેકાંતવાદથી આ સાત નયો ઉત્પન્ન થયા છે અને આ સ્યાદ્વાદ જ બધા સત્ય વિચારોને પ્રગટ કરવાની ચાવી છે.

ઉપર કહેલા નયો સ્યાદ્વાદના પૂરક છે. જૈનોનો મત છે કે, આ બધા નયો એકાન્તિક છે. અર્થાત્ પદાર્થનો એક અપેક્ષાએ વિચાર કરે છે. આથી તેમાં સત્યનો કેવળ અંશ રહેલો હોય છે.

નયો સાત પ્રકારના છે. નૈગમ, ૨ સંગ્રહ, ૩ વ્યવહાર, ૪ ઋજુસૂત્ર, ૫ શબ્દ, ૬ સમભિરૂઢ અને ૭ એવંભૂત. આમાંથી ચાર નયો 'અર્થનય' અને બાકીના ત્રણ 'શબ્દનય' છે. આવી ભિન્નતાનું કારણ વેદાંતીઓ જેમ કહે છે કે, પદાર્થનું અસ્તિત્વ અમિશ્ર નથી, અર્થાત્ તેમાં જુદી જુદી વસ્તુઓનું મિશ્રણ છે. આથી કોઈ પણ પદાર્થનું વર્ણન અથવા કોઈ પણ પ્રકારનું વિધાન સ્વભાવથી જ અપૂર્ણ અને એકાન્તિક યા એકપક્ષીય હોય છે. આ કારણથી કોઈ પણ પદાર્થના વિષયમાં એક જ દૃષ્ટિએ જો વિચાર કરવામાં આવે તો તે અવશ્ય ભ્રમાત્મક કે ખોટો ઠરે છે.

આ બધા વિચારોમાં કોઈ વિશેષ ગંભીરતા નથી જોવાતી પરંતુ ઉપનિષદોના પરસ્પર વિરોધી દેખાતા વિચારોની વિરુદ્ધ સામાન્ય અનુભવ જ્ઞાનનું સમર્થન કરવાનો આ જૈન સિદ્ધાંતનો હેતુ છે. આ જ પ્રકારે તેનો જ બીજો પરંતુ ગાણુ હેતુ બૌદ્ધોના ક્ષણિકવાદની વિરુદ્ધનો છે છતાં બૌદ્ધમતની સાથે સ્પષ્ટતઃ જાણીબુઝીને વાદ કરવાનો જૈન સિદ્ધાંતનો અભિપ્રાય નથી લાગતો, અને ઐતિહાસિક દૃષ્ટિએ એ સ્વાભાવિક પણ છે કેમકે મહાવીરનો જન્મ ઉપનિષદોથી બહુ પાછળ અને બૌદ્ધોના સમસમયમા થયેલો છે, એટલા જ માટે બ્રાહ્મણોના તત્ત્વોનો સ્પષ્ટતાથી નિષેધ કરવો અને બૌદ્ધ સિદ્ધાંતથી જુદો સિદ્ધાંત પ્રતિપાદન કરવો એ તેને માટે જરૂરી હતું.

[ ૨ ]

હજી સુધી એ જણાવવામાં નથી આવ્યું કે **સાંખ્ય-યોગ** અને **જૈનધર્મ**નો સંબંધ શો છે? જેમને અત્યારે યોગી કહેવામાં આવે છે તેમની ઉત્પત્તિ શ્રમણોમાંથી થઈ છે, આથી આ બને મતોમાં એક બીજાને મળતા અનેક સિદ્ધાંતો જોવામાં આવે છે. એ વાત હવે સર્વમાન્ય થઈ ચૂકી છે કે, સાધુઓના આચારો તથા યોગના હેતુઓ અને માર્ગોના વિષયમાં બ્રાહ્મણો, જૈનો અને બૌદ્ધોનો નિકટ સંબંધ છે અને તેમની ઉત્ક્રાંતિ એક જ સ્થળે થયેલી છે. મારે અહીં કેવળ સાધુધર્મ અને તેમની જરૂરિયાતો સંબંધે તાત્ત્વિક કલ્પનાઓનો વિચાર કરવો છે.

**સાંખ્ય**મતે ઉપનિષદો અને અનુભવ જ્ઞાનને મેળવવાનો પ્રયત્ન કર્યો છે. સાંખ્યના મતથી આત્મા અથવા **પુરુષ** નિત્ય છે અને **પ્રકૃતિ**થી સમગ્ર જડ વિશ્વ ઉત્પન્ન થયું છે અને જૈનમત અનુસાર પણ પુદ્ગલથી જ આખું ભૌતિક જગત ઉત્પન્ન થયું છે, આથી સાંખ્ય અને જૈનમતનો આ વિષયમાં એકમત છે અને મને જણાય છે કે, આ મત (પુદ્ગલથી જડ જગતની ઉત્પત્તિ માનવાનો) સૌથી અધિક પ્રાચીન છે. પ્રત્યેક વસ્તુમાં જે પરિણમન અથવા ફેરફાર થાય છે, પછી ભલે તે સ્વાભાવિક હોય કે મંત્રાદિ ઉપાયોથી હોય, પરંતુ તેનો આ સિદ્ધાંતના આધારે ખુલાસો થાય છે, જડ દ્રવ્યની આ એક જ કલ્પનાથી સાંખ્યવાદીઓ અને જૈનોએ જુદા જુદા સિદ્ધાંતો સ્થાપિત કર્યા છે. અત્યંત સૂક્ષ્મ બુદ્ધિથી લઈને અત્યંત જડ પદાર્થો સુધી બધાની ઉત્પત્તિ અને વિનાશનો ક્રમ

સાંખ્યમત મુજબ નિશ્ચિત અથવા નિયમિત છે. આ ક્રમ જૈનોને માન્ય નથી. તેઓ કહે છે કે, વિશ્વ અનાદિનિધન અને નિત્ય સ્થિતિરૂપ છે. એમના મતથી જડ સૃષ્ટિ પરમાણુઓથી બનેલી છે અને તેના સ્વરૂપમાં તથા તેની રચનામાં (મિશ્રતામાં) પરિવર્તન થતું રહે છે. કેટલાક પરમાણુઓ સૂક્ષ્મ અવસ્થામાં (અલગ અલગ) રહે છે અને કેટલાક સ્કંધ અવસ્થામાં રહે છે. તેમનું એ વિલક્ષણ મંતવ્ય છે કે, અસંખ્યાત સૂક્ષ્મ પરમાણુઓ એક સ્થૂલ પરમાણુના અવકાશમાં રહી શકે છે. આ મતનો તેમના આત્મવાદ સાથે શો સંબંધ છે તેનું વર્ણન હવે કરું છું.

હું અહીં એ પ્રગટ કરી દેવું આવશ્યક સમજું છું કે, સાંખ્યવાદી કેવળ બુદ્ધિ, અહંકાર, મન અને ઇંદ્રિયોના મિશ્રણથી આત્મવાદનું ઉપકરણ તૈયાર કરે છે તે રીતે જૈનો કરતા નથી. જૈનમત આ વિષયમાં સરળ અને સ્પષ્ટ છે. તેમનો સિદ્ધાંત છે કે, શુભ અને અશુભ પરિણામો અનુસાર કર્મ પરમાણુ જીવની સાથે સંબંધ કરે છે અને તેને (જીવને) અશુદ્ધ કરીને તેના ગુણોને ઢાંકી દે છે. જૈનો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે કર્મ એક પ્રકારનાં જડ પરમાણુઓ છે. તેમનુ આ કથન આલંકારિક નથી પરંતુ અક્ષરશઃ સત્ય છે. આત્મા અત્યંત હલકો છે અને તેનો સ્વભાવ ઊર્ધ્વ ગમન કરનારો છે. પરંતુ કર્મ પુદ્ગલોના કારણે તે જડ સરખો બનીને નીચે રહે છે અને તેનાથી (કર્મોથી) મુક્ત થતાં જ સરળ રેખા ઉપર જઇને લોકના ઉચ્ચતમ સ્થાનમાં સ્થિર થાય છે. કર્મોને જડ કહેવાનુ બીજું પ્રમાણ એ છે કે, જે કર્મ પરમાણુઓનો આત્મા સાથે સંબધ થઈ ગયો છે તે ભિન્ન ભિન્ન અવસ્થાઓને ધારણ કરી શકે છે. પાણીમાં ધોવાયેલી માટી સમાન તે (કર્મ પરમાણુ) કોઈ વખતે ઉદય અવસ્થામાં રહે છે તો કોઈ વખત જેમ માટી ઠરીને નીચે બેસી છે તેમ ઉપશમરૂપ રહે છે અને કોઇ વખતે જેમ પાણીથી માટીને તદ્દન અલગ કરી દેવામાં આવે છે તેમ ક્ષય અવસ્થાને પણ પ્રાપ્ત થાય છે. અર્થાત્ તેનામાં આત્માના ગુણોને ઘાત કરવાની શકિત રહેતી નથી. પાણીમાં મળી ગયેલા કીચડના પરમાણુઓની અપેક્ષાએ જો કે કર્મ પરમાણુ અનન્તગુણા સૂક્ષ્મ હોય છે. તોપણ તેને પુદ્ગલ અથવા જડ જ માનેલાં છે. આત્માની કૃષ્ણ, નીલ, કાપોત આદિ લેશ્યાઓનો તથા તેના રંગોનો વિચાર કરવાથી પણ આ જ વાત અનુભવમાં આવે છે. આજીવક નામના સપ્રદાયનું પણ આ જ મંતવ્ય છે. જેના વિષયમાં ડૉ. હોર્નલેએ 'એન્સાયકલોપીડિયા ઑફ રિલીજિયન" માં લખેલું છે. લેશ્યાના રંગો કર્મના મિશ્રણથી આત્મા પર ચડે છે. આ હકીકતથી પણ કર્મ જડ છે—પૌદ્ગલિક છે, એમ સિદ્ધ થાય છે.

કર્મ પરમાણુઓ જેનો આત્માની સાથે એક પ્રદેશાવગાહ સંબંધ થાય છે, તેના આઠ ભેદો છે. જે રીતે એક વાર કરેલું ભોજન શરીરના ભિન્ન ભિન્ન રસોમા પલટાય છે તેજ પ્રમાણે આત્માદ્વારા ગ્રહણ કરાયેલા કર્મ પરમાણુઓ આઠ પ્રકૃતિઓમાં પરિણત થાય છે. આ પુદ્ગલોથી એક સૂક્ષ્મ શરીર (કાર્મણ શરીર) બને છે અને તે જ્યાં સુધી જીવને મોક્ષ નથી થતો ત્યાં સુધી જન્મ, જન્માતરોમાં પણ આત્માની સાથે લાગેલું બધયુકત રહે છે. જૈનોના આ સૂક્ષ્મ અર્થાત્ કાર્મણ શરીરની તુલના સાંખ્યોના લિંગ શરીર સાથે કરી શકાય તેમ છે આ કાર્મણ શરીરના કાર્યો સમજવા માટે આપણે આઠ પ્રકારનાં કર્મોના સ્વરૂપનો થોડો વિચાર કરી લેવો જોઇએ.

**જ્ઞાનાવરણીય** અને **દર્શનાવરણીય** કર્મોથી આત્માના જ્ઞાન અને દર્શન ગુણનો ઘાત થાય છે. **મોહનીય** કર્મથી મોહ અને કષાયોની ઉત્પત્તિ થાય છે. **વેદનીય** કર્મથી સુખ અને દુ:ખનો અનુભવ થાય છે **આયુ** કર્મથી જીવને વર્તમાન જન્મમાં નિયમિત કાળ સુધી રહેવું પડે છે. **નામ** કર્મથી વર્તમાન શરીર સબંધી આકાર વગેરેની રચના થાય છે. **ગોત્ર** કર્મથી ઊંચા, નીચા કુળમાં જન્મ થાય છે અને **અંતરાય** કર્મથી સુખ-ભોગ અને શક્તિનો ઉપયોગ કરી શકાતો નથી આ આઠ કર્મોનું પરિણામ (પરિપાક-ઉદયમાં આવવું) ભિન્ન ભિન્ન રૂપે નિયત સમયમા થાય છે. પછીથી તે કર્મોની **નિર્જરા** થાય છે અર્થાત્ કર્મ પરમાણુ પોતાના સ્વભાવ અનુસાર ફળ આપીને ખરી પડે છે. આનાથી વિરૂદ્ધ અર્થાત્ આત્મામાં કર્મ પરમાણુઓને આવવાની ક્રિયાને **આશ્રવ** કહે છે. મન, વચન અને કાયાની ક્રિયાથી આશ્રવ થાય છે. મિથ્યા દર્શન, અવ્રત, પ્રમાદ અને કષાયોથી આત્માની સાથે કર્મ પરમાણુઓનો સબંધ થાય છે તેને **બંધ** કહે છે અને તેને રોકવાની ક્રિયાને **સંવર** કહે છે.

જૈનોએ પોતાના તત્ત્વજ્ઞાનની ઈમારત આ સરળ અને સ્પષ્ટ કલ્પના પર ઊભી કરેલી છે, અને સંસારની સ્થિતિનો તેમજ તેનાથી મુક્ત થવાનો ઉપાય બતાવ્યો છે. સાંખ્ય મતવાળાઓએ પણ આ પ્રકારના વિચારોને પ્રગટ કર્યા છે પરંતુ તેની રીતો કંઈક જુદા પ્રકારની છે.

**સંવરના**-( કર્મોના આશ્રવને રોકવાના ) મન, વચન અને કાયાનો નિરોધ કરવો (ગુપ્તિ), સમ્યક્ ચારિત્ર પાળવું, ધર્મધ્યાન કરવું અને સુખ દુઃખમાં માધ્યસ્થ્ય ભાવ રાખવો વગેરે-ઉપાયો છે. આમા સૌથી મહત્ત્વનો ઉપાય **તપશ્ચરણ** છે, કેમકે તેનાથી કેવળ નવીન કર્મોનું આગમન જ નથી રોકાતું પરંતુ પૂર્વ સંચિત કર્મોનો ક્ષય પણ થાય છે. અને આ કારણે જ આ મોક્ષનો મુખ્ય માર્ગ છે. જૈનમતમાં તપનો જે અર્થ કરવામાં આવ્યો છે, તે કંઈક અસાધારણ છે તે **અંતરંગ** અને **બાહ્યના** ભેદોથી બે પ્રકારે છે. ઉપવાસ કરવો, થોડું અથવા નીરસ ભોજન કરવુ ( ઊણોદરી, રસપરિત્યાગ ), અને શરીરને કલેશ દેવો વગેરે બાહ્ય તપ છે. પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, ધ્યાન વગેરે અંતરંગ તપ છે. જૈનોનું મંતવ્ય ધ્યાનમાં રાખવુ જોઈએ કે, ધ્યાન એ મુક્તિ પ્રાપ્ત કરવાના માર્ગનો એક ભાગ છે અને જો કે મોક્ષ પ્રાપ્ત કરવા પહેલા ધ્યાનની જ નિસરણી છે તોપણ બીજા પ્રકારનાં તપો એટલાં જ મહત્ત્વનાં છે. સાખ્ય-યોગ સાથે જૈનધર્મની તુલના કરતાં આ વાતનું મહત્ત્વ પ્રગટ થશે જ. સાંખ્યમતમા જૈનોનાં તપોના કંઈક ભેદો છે પરંતુ તેનું મહત્ત્વ ધ્યાનની અપેક્ષાએ બહુ ઓછુ છે. એટલું જ નહિ ધ્યાન જ યોગમાં મુખ્ય છે. બીજાં તપ અંગભૂત અથવા ગૌણ છે અને જે લોકો જ્ઞાનને જ મોક્ષ પ્રાપ્તિનું મુખ્ય સાધન માને છે, તેમના મતમા આવુ મંતવ્ય હોય એ સ્વાભાવિક છે. મને એવુ લાગે છે કે, સાંખ્યે જે બુદ્ધિ, અહંકાર, મન અને પ્રકૃતિની પરિણતિ નિશ્ચિત કરી છે તે ધ્યાનનું મહત્ત્વ વધારવા માટે જ છે સાખ્ય-યોગ એ યતિધર્મનું મહત્ત્વ વધારવા માટે જ છે સાખ્ય-યોગ યતિધર્મનો તત્ત્વવિચાર છે જૈનોનો યતિધર્મ કંઈક જુદા જ પ્રકારનો છે. તેનો ઉદ્દેશ આત્માને કર્મોથી મુક્ત કરાવવાનો છે. એ સમયે યતિધર્મમાં શરીરને કષ્ટ આપવાનો અત્યાચાર ખૂબ પ્રચલિત હતો. જૈનધર્મે તેને નષ્ટ

કરી નાખ્યો એમાં સંદેહ નથી. પરંતુ તેણે તેને કંઈ સર્વથા બદલ્યો નથી. બ્રાહ્મણોના યોગની અપેક્ષાએ ખૂબ પ્રાચીન કાળના સંન્યાસધર્મને જૈનધર્મે પુનરુજ્જીવિત કર્યો.

**અંતે**—ભારતના તત્ત્વજ્ઞાનમાંથી ન્યાય અને વૈશેષિક દર્શનના વિષયમાં થોડોક ઉલ્લેખ કરવો જરૂરી છે. સંસ્કૃત ભાષાના જાણનાર બધા લોકોની સામાન્ય વિચાર પદ્ધતિને નિશ્ચિત કરવી અને તેને વ્યવસ્થિત સ્વરૂપ દેવું—એ આ દર્શનનું કાર્ય હતું. જૈનો જેવાને અનુભવ જ્ઞાનની તરફ લક્ષ આપનાર એના દર્શનના વિષયમાં વિશેષ પ્રેમ હોય એ સ્વાભાવિક વસ્તુ છે, અને તેથી જ તેમણે ન્યાય વિષયના અનેક ગ્રંથો લખ્યા છે. પરંતુ મહાવીરસ્વામીના સમયમાં નૈયાયિકો વૈદિક ધર્મથી સર્વથા અલગ નહોતા થયા. જૈન ગ્રંથોથી ખબર પડે છે કે, વૈશેષિક દર્શનની સ્થાપના ચૌલુક્ય રોહગુપ્તે કરી હતી, જે પહેલાં જૈન હતો. વૈશેષિકોનો પરમાણુવાદ જૈનધર્મમાં પહેલેથી જ વર્ણવાયેલો હતો તેથી પણ જૈનોનું ઉક્ત કથન વાસ્તવિક હતો લાગે છે. ન્યાયદર્શન જૈનધર્મ પછી સ્થાપિત થયેલું છે, એ વિષયમાં કંઈ પણ સંદેહ નથી.

**જૈનધર્મ સર્વથા સ્વતંત્ર ધર્મ છે. મારો વિશ્વાસ છે કે, તે કોઈનું અનુકરણ નથી અને એટલા માટે જ પ્રાચીન ભારતવર્ષના તત્ત્વજ્ઞાનનો અને ધર્મ પદ્ધતિનો અભ્યાસ કરનારાઓ માટે તે ખૂબ મહત્ત્વની વસ્તુ છે.**

[ પ્રો. **હર્મન યાકોબી**ના લેખના આધારે ]

---

## ભારતનું સૌથી પ્રાચીન સ્થાપત્ય:

The Original erection of the stupa in brick in the time of Parsvanath the predecessor of Mahavira would fall at a date not later than B. C. 600

Probaly tharerfore this stupa of which Dr. Fuhrer exposed this foundation is the oldest known building in India.

**V. Smith**
*Muttra Antiquities*

ભગવાન મહાવીરના પુરોગામી ભગવાન પાર્શ્વનાથના સમયમાં જે સ્તૂપની મૂળ રચના ઈંટોથી કરવામાં આવી હતી તે ઈ. સ. પૂર્વે ૬૦૦ના પછીનો તો નથી જ એટલે કે, ઈ સ. પૂર્વે છઠ્ઠી શતાબ્દિ પહેલાનો આ સ્તૂપ ગણી શકાય.

તેથી પ્રાયઃ ડૉ. ફુહરરે જે સંશોધન કર્યું છે તે બધામાં આ સ્તૂપ ભારતના પ્રાચીન-તમ સ્થાપત્યમાં જૂનામાં જૂનો જ ગણાય છે.



# ગુલાબ અને કાંટા

કેટલાક વિદ્વાનો જૈન સાહિત્યના પ્રાંગણને પોતાની કળાજીવી દૃષ્ટિથી અજવાળે છે જ્યારે કેટલાક કચરો ફેંકી જઇ મેલું પણ બનાવે છે, એવી બીનાઓ ટુચકારૂપે જ આ સ્તંભમાં આલેખાય છે.

---

આપણે ત્યાં ક્રાંતિકારી વિચારસરણી ધરાવનારા ને એ દ્વારા કેટલાક સુજ્ઞ સ્ત્રી-પુરુષોનું સન્માન મેળવનાર. કેટલી સરળતાથી પોતાના અલગ, વાડા કે પથ સ્થાપવા લાગી જાય છે, એના અનેક ઉદાહરણો મૌજુદ છે. એ ઉદાહરણોમાં હાલમા 'સત્યભક્ત'ને નામે ઓળખાતા પં. દરબારીલાલજીનો સમાવેશ થયો દેખાય છે. 'સંગમ' નામના વર્ધાથી પ્રગટ થનાર પત્રના 'પયગંબર અંક'ને જોતાં તેઓએ પણ એક નવો ઢકોસલો શરૂ કર્યો લાગે છે. આ અંકમાં પ્રારંભમા સૂર્યછાપ ઝંડો લઇને દરબારીલાલજી ઊભા છે ને મથાળે હેડીંગ માર્યુ છે. 'સ્વામી સત્યભક્ત, વિશ્વ કે ઉદ્ધાર કે લિયે આગે બઢતે હુએ' ને નીચે તેમને દુનિયાના ઉદ્ધાર માટે ખડા થયેલા 'પયગંબર' તરીકે ઓળખાવ્યા છે. આ આખો અંક તેમને 'પયગંબર' તરીકે ઓળખાવવા માટે રચાયો છે, જેમાં શ્રી રતિલાલ મફાભાઈ જેવાએ પણ ભાગ લીધો છે. સ્વામી બની બેસનારને સેવકોનો તોટો હિંદમાં પડ્યો નથી જ!!

અખંડ સમાજ સ્થાપવાની જગ્યાએ જ્યારે આવા પંથ કે વાડા સર્જાતા જોઈએ છીએ અને તે પણ એક વખતના ક્રાંતિકાર વિચારકો દ્વારા સર્જાતા જોઈએ છીએ ત્યારે ખૂબ દુઃખ થાય છે. આખોયે અંક દરબારીલાલજીના 'સત્યભક્ત'પણાને ન છાજતો છે. અંધ શ્રદ્ધાને પોસનારો છે. અમે એમાં પ્રગટ થયેલી એકાદ કવિતા આપીને મૌન ધરવું ઉચિત સમજીશું ને નવા પેદા થયેલા આ પ્રભુ-પયંગબરોથી ચેતવા સમાજને કહીશું.

"સત્યભક્તજી સ્વામી, તુમકો લાખો પ્રણામ!
તુમ હો ઇસ યુગકે અવતારી, મહિમા કિસવિધ કરું તુમારી:
સત્યેશ્વર અવતાર, તુમકો લાખો પ્રણામ!
સત્યામૃત તુમને રચ દીના, જિસમેં ધર્મ સમન્વય કીના,
સત્યદેવ પયગંબર, તુમકો લાખો પ્રણામ.

પં. જુગલકિશોરજી શર્માના આ લાખો પ્રણામ પછી બીજી અનેક કવિતાઓ તેમણે આપી છેઃ એમાં તેમણે શ્રીકૃષ્ણના ગીતાવચન અનુસાર જ્યારે પૃથ્વી પર અધર્મનો ભાર વધ્યો ત્યારે સત્યેશ્વર પ્રભુએ દરબારીલાલજીને પોતાના પયગબર બનાવી મોકલ્યા, એમ જણાવ્યું છે.

આ અંકમાં અનેક ફોટાઓ છે. જેમાં સ્વામી સત્યભક્તનો તેમનાં પત્ની સાથેનો પણ છે. એમા એક ફોટામાં સત્યાશ્રમ વર્ધામા ધર્માલયની વેદીનો એક ફોટો આપ્યો છે, જેમાં વચ્ચે મોટી કૃષ્ણ-રુક્ષ્મણીની પ્રતિમાઓ ને પછી ડાબી બાજુ અશોજરથુસ્ત, ભ૦બુદ્ધ ને હનુમાનની મૂર્તિઓ લાગે છે. જમણી બાજુ કોઈ (ઇશુ જેવા લાગે છે. ફોટો અસ્પષ્ટ છપાયો છે) પછી ભગવાન મહાવીર, ને પછી બીજાની પ્રતિમાઓ છે. આગળ ઉર્દુમાં કંઈ લખાણ છે. આપણને થોડા દહાડામાં એ જાણીને આશ્ચર્ય નહિ થાય કે સ્વામી સત્યભક્ત જેવા કલિકાલના પયગંબરની મૂર્તિ મહાત્મા બુદ્ધ ને મહાવીર પ્રભુની પડખે શાનથી ખડી રહેશે!

+

જૈનોના અનેકવિધ પ્રશ્નોએ આજે જેમ જાહેર પ્રજાનું લક્ષ ખેંચ્યું છે તેમ, જૈનોના સુંદર સુલલિત વિશાળ વાર્તાવાહૂમયે પણ જૈનેતર લેખકોનું લક્ષ ખેંચ્યું છે, એ આનંદની વાત છે. અલબત્ત, એમાં અનેક ભારે વિચિત્ર છબરડાઓ થાય છે, અને શરૂઆતમાં થવા સ્વાભાવિક પણ છે. આવી ગલતીઓ કે જેમાં દ્વેષ નથી હોતો તે શ્રી જૈન સત્ય પ્રકાશ જેવાં પત્રો દ્વારા સુધારવાના પ્રયત્નો કરવામાં આવે છે, અને સરળ ને વિદ્વાન લેખકો તે તે ભૂલો સુધારવામાં પોતાની ઉદારતા પણ દાખવે છે.

પણ જ્યારે જૈન લેખકો તરફથી આવા છબરડા વળે છે, ત્યારે આપણને આપણા જુવાનો જૈનપરંપરાથી કેટલા અનભિજ્ઞ છે, તેનો સાચો ખ્યાલ આવે છે.

શ્રી. સ્થૂલિભદ્રજીને બુદ્ધના અનુયાયી બતાવનાર શ્રી. સુરેશ ગાંધી એક જૈન ભાઈ છે, છતાં તેઓ સ્થૂલિભદ્રજી જૈન હતા, તે જાણતા નથી, ત્યારે આપણા અફસોસનો પાર નથી રહેતો. અને એથી તો વધુ અફસોસ તો એના માટે થાય છે. કે જૈન પરંપરાને જાણવા તેમને જૈનેતર વિદ્વાનોના ગ્રંથોનો આધાર લેવા જવુ પડે છે! ભાઈ ગાંધીના કહેવા મુજબ 'રૂપકોશા' નામની સ્વ. શ્રી. મહાવીરપ્રસાદ દ્વિવેદીની કોઈ નવલ પરથી આ નાટિકા વણી લેવામાં આવી છે, પણ અમારી જાણ મુજબ હિંદીમાં આવી કોઈ નવલ નથી. અલબત્ત, ગૂજરાતીમાં શ્રી. મો. ચૂ. ધામી કૃત 'રૂપકોશા' નામની નવલકથા છે. છતાં કોઈ ભાઈ જાણતા હોય તો આ પત્રના તંત્રીને જરૂર લખી જણાવે.

×

ભાઈ ગાંધીએ નાટિકા લખી અને રેડિયો ઉપર ભજવાઈ પણ ખરી! આપણા રેડિયોના સંચાલકોના જ્ઞાન માટે તો શું કહેવું? તેઓ કોઈ પણ પ્રવચન થાય, તેની પ્રત ૧૫ દિવસ પહેલાં પ્રવચનકાર પાસેથી મંગાવે છે: ને વાંચીને પાસ કરે છે. આવાં ધાર્મિક લખાણોમાં જો તેઓ અન્ય કોઈ તજ્જ્ઞ વિદ્વાનની સલાહ લે તો, શકવિજય ને સ્થૂલભદ્રજી જેવા છબરડા થવા ન પામે. અને પછી દિલગીરીનાં નિવેદનો બહાર પાડવાં ન પડે.

×

તફડંચીનું બજાર હમણાં ગુજરાતી સાહિત્યમાં ગરમ છે. લેખક થવાના અભરખામાં ન જાણે ક્યાં ક્યાંથી ચોરીઓ થવા માંડી છે. '**ज्ञानोदय**' નામના **भारतीय ज्ञानपीठ काशी**' થી પ્રગટ થતા એક પત્રમાં **अन्तिम अभिनय**' નામની પં. ઇંદ્રદત્ત શાસ્ત્રીની પ્રગટ થયેલી વાર્તા, કોઈ ચંપકલાલ પરીખે પોતાના નામે અનુવાદિત કરી છપાવી દીધી છે. આ વાર્તા 'સંદેશ'ના દીપોત્સવી અંકમાં પ્રગટ થઈ છે, ને તે માટે તેના તંત્રીશ્રીને પુછાવતાં તેઓએ પણ આશ્ચર્ય જાહેર કર્યું છે. આ લેખક મહાશયે 'આષાઢભૂતિ'ના નામનો સુધારો 'આષાઢમૂર્તિ' કરી નાખ્યો છે.

×

આ આષાઢભૂતિ વિષેની એક વાર્તા મુંબઈથી પ્રગટ થતા 'સવિતા'માં પણ 'જીવન નાટક'ના શીર્ષકથી પ્રગટ થઈ છે. એના લેખક છેઃ 'ગુલાબચંદ જૈન!' નામકર્મનો ઉદય તે આનું નામ!

×

ભરતખંડ નામ ભ. ઋષભદેવના પુત્ર ચક્રવર્તી ભરત પરથી પડ્યું, એવા આ પત્રના ગયા અંકમાં કરેલા વિધાન અંગે, અમદાવાદથી પ્રગટ થતા દૈનિક 'વર્તમાન'માં એક ચર્ચાપત્ર ટૂંક સમય પહેલાં પ્રગટ થયું હતુ—જેમાં વિદ્વાનોને ભરતખંડ નામ કોના પરથી પડ્યું, તેનો નિર્ણય કરવા હાકલ કરવામા આવી છે.

×

ભગવાન મહાવીર સ્વામીની જન્મભૂમિ 'ક્ષત્રિયકુંડ' વિષે મુનિ દર્શનવિજયજી (ત્રિપુટી) હાલમાં સુંદર ગ્રંથલખી રહ્યા છે. જ્યારે 'કૌશાંબીનગરી' વિષે આ. શ્રી. વિજયેન્દ્રસૂરિજીએ '**જ્ઞાનોદય**'માં લેખમાળા શરૂ કરી છે.

×

વસ્તુઓનાં માપ ભિન્ન સ્થળે ભિન્ન રીતનાં હોય છે. શ્રી. પરમશિવ ઐય્યર નામના એક વિદ્વાન જણાવે છે, કે યોજનનો અર્થ જેમ ચાર માઈલ થતો તેમ, ૧૦૦ ધનુષ્ય પણ થતો. એક ધનુષ્ય એટલે ૭ ફુટ આમ યોજન એટલે ૬૦૦ ફુટ અને ૧૦૦ યોજન એટલે ૬૦,૦૦૦ ફુટ, સાઈઠ હજાર ફુટ એટલે લગભગ ૧૧ાા માઈલ

×

અજમેરનું સ્થાપત્ય 'અઢાઈ દિનકા ઝોંપડા' એક જૈન સ્થાનકમાં પરિવર્તન કરીને બનાવેલી મસ્જિદ છે, એ વાત અગાઉ કહેવાઈ ગઈ છે. દિલ્હીના કુતુબમિનાર માટે પણ ઈતિહાસકારો ને પ્રવાસીઓ એવો મત આપે છે. 'ભારતી'ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલ પોતાના એક પ્રવાસલેખમાં શ્રી. અંબુભાઈ પુરાણી જણાવે છે, કે—

'કુતુબમિનાર જોયા પછી મારા મનમાં જે એક નિર્ણય બંધાયો તેને બીજા શોધકોનો અને વિદ્વાનોનો ટેકો છે, કે નહિ તે જાણતો નથી. પરંતુ વિગતવાર સમીક્ષા કરીને હું એ નિર્ણય પર આવ્યો છુ, કે સુલતાન કુતુબુદ્દીને આ મિનારો ચણાવ્યો જ નથી. પાસે જ જેનાં ખંડિયેર રૂપે અવશેષ મળી આવે છે, એવા હિંદુ કે જૈન મંદિરના થાંભલાઓ આની સાક્ષી પૂરે છે. આજુબાજુની ભીંતો, કોટ, પગથિયાં વગેરે આ અસલ મંદિરના જુદા જુદા ભાગોથી ચણી લીધેલા સ્પષ્ટપણે જોવાય છે.'

×

મુંબઈ સમાચારના દીપોત્સવી અંકમાં જૈન સાહિત્ય સારા પ્રમાણમાં પ્રગટ થયું છે. શ્રી. ચંદુલાલ એમ. શાહ લિખિત 'શાલિભદ્રની ઋદ્ધિ'—શ્રી. તલકશી લાપસીઆકૃત 'સાચી અહિંસા' તથા શ્રી. રમણિક ન. વાઘાણીકૃત 'દેલવાડાનુ શિલ્પદર્શન' એમ ત્રણ લેખો પ્રગટ થયા છે.

× —જ.



# રોહિડાથી પોસીનાજી તીર્થનો સંઘ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

[ ગતાંકથી પૂર્ણ ]

**રોહિડાથી** પોસીનાજી જતાં ત્રણ રાજ્યોની સરહદ આવે છે. રોહીડાથી ભૂલા સુધી સિરોહી રાજ્ય છે પછી નદી ઉપરનો ઢોળાવ ચઢીને ઉતર્યા એટલે મેવાડ રાજ્યની હદ આવે છે. તે ઠેઠ કાલીકાંકરના બંગલા પાસેની નદીની આ પાર સુધી મેવાડ રાજ્ય છે અને નદીના સામા કાંઠેથી ઈડર રાજ્યની હદ શરૂ થાય છે. કાલીકાંકરની ચોકી ઈડર રાજ્યની છે. આમ ત્રણ સરહદોમાંથી પસાર થવું પડતું હોવાથી બરાબર સાવચેતી પૂર્વક જવું પડે છે.

**પોસીનાજી તીર્થના શિલાલેખો :**

**પોસીનાજીમાં** સૌથી વધુ પ્રાચીન મંદિર શ્રીમહાવીરપ્રભુનું મંદિર છે,

આ મંદિરના મૂલગભારાની બહારના રંગમંડપમાં કેટલાક કાઉસગ્ગિયા અને મૂર્તિઓ રાખેલી છે તેમાં એક શ્રાવક શ્રાવિકાનું યુગલ—સાથે જ છે તેની નીચે આ પ્રમાણે લેખ છે. લેખ સુંદર પડિમાત્રા લિપિમાં છે :

"संवत् १३५५ वर्षे वैशाख शुदि १२ महं नरपतिमूर्तियुग्म ॥ महं कुर्मणेण कारापिता ॥ (પુરુષની નીચેનો એ લેખ છે) ॥ महति मौहीणी मूर्ति ॥ (સ્ત્રીની નીચે આટલો લેખ છે)

બીજું એક શ્રાવક શ્રાવિકાનું યુગલ છે, તેમાં પુરુષની નીચેનો લેખ સીમેંટથી દબાઈ ગયો છે સ્ત્રીની નીચે આ પ્રમાણે વંચાય છે :

॥ ९ ॥ सं. । १३५१ वर्षे अषाढ शुदि १० गुरुसेत(ड)ढा(टा) त्रयमती कपुरदेवी कुलउद्योतितं ।

શ્રાવક શ્રાવિકાઓ હાથમાં પૂજાની સામગ્રી લઈને જતા હોય તેવી આકૃતિ છે, મૂર્તિ સારી છે:

આ જ મંદિરની પ્રદક્ષિણામાં રહેલ પરિકરની ગાદીમાં નીચે પ્રમાણે લેખ છે :

॥ ९ ॥ संवत् १० वर्षे वैशाख शुदि १४ गुरु × × × के जाकारिते

આવી જ રીતે-બીજા પરિકરની ગાદી નીચે પણ ઉપર પ્રમાણે જ લેખ છે.

આમાં બન્ને બાજુ શાસનદેવ અને શાસનદેવી છે. વચ્ચે સુંદર ધર્મચક્ર છે, એની બન્ને બાજુ નીચે હરણ છે અને ધર્મચક્રની પાસેની બન્ને બાજુમાં સિંહ છે.

એક છૂટા પથ્થર ઉપર આ પ્રમાણે લેખ છેઃ

× × त् १०१८ माघ शु०

× कारितमिति.

આ લેખ સંવત ૧૦૧૮નો છે. ઉપરના લેખમાં પણ સંવત ૧૦ વંચાય છે જ્યારે એની પછીના આંકડા વંચાતા નથી પણ તે લેખ ઉપર હજાર ઉપરનો આંક છે તે તો ચોક્કસ છે બન્નેની લિપિ સરખી છે. બન્ને લેખ પડિમાત્રામાં છે

આ લેખો જોતાંયે સ્વાભાવિક જ લાગે છે કે મંદિર પ્રાચીન છે એમાં તો સંદેહને સ્થાન જ નથી.

આદિનાથ પ્રભુજીના મંદિરના ઓટલા ઉપર રાખેલા પરિકરની ગાદીમાં નીચે પ્રમાણે લેખ છેઃ

(१) "संवत् १४९१ मार्ग शु॰ १३ प्राग्वाट। श्रे. हीरा भा. हीरुदे पुत्र श्रे.। देवा × न भा॰ भोजी (લાંછન) पुत्र पूंज्यादि कुटंब यु। क्तेन पोसीना ग्रामे देवालयस्थ। श्रीमहावीरप्रतिमायाः परि (२) श्रे. देवा. भोजीयुतेन च इति भद्रम् (લાંછન) × × करः कारितः प्रतिष्ठितः। तपागच्छनायक। श्रीश्रीश्रीसोमसुंदरसूरिभिः।"

ભાવાર્થ—સંવત ૧૪૯૧ માં માગશર શુદિ ૧૩-તેરશે પોરવાડજ્ઞાતીય શેઠ હીરા, તેમનાં પત્ની હીરૂદે તેમના પુત્ર શેઠ દેવા, તેમનાં પત્ની ભોજી, તેમના પુત્ર પૂંજા આદિએ કુટુમ્બસહિત પોસીના ગામના દેવાલયમાં રહેલ શ્રીવીરપ્રભુની પ્રતિમાનું પરિકર કરાવ્યું છે અને પ્રતિષ્ઠા કરનાર તપાગચ્છનાયક શ્રીસોમસુંદરસૂરિજી મહારાજ છે.

આદિનાથ પ્રભુજીના મંદિરમા જમણી બાજુની ઓરડીમા બિરાજમાન શ્રીઆદિનાથ પ્રભુની મૂર્તિ ઉપર નીચે પ્રમાણે લેખ છે:

(१) संवत् १४ × × वर्षे मार्ग वदि ४ दिने पुष्यार्के प्रागूवाट ज्ञाती।य व्य० गोपालभार्या अह्विवसुत व्य. अर्जून न सु.। × × × श्रेयोर्थे श्रीआदिनाथबिंबं

(२) कारितं प्रतिष्ठितं तपागच्छनायक श्रीसोमसुंदर सूरिभिः।। भद्रं भूयात् श्रीसंघ भट्टारकाय।।

ભાવાર્થ—સં ૧૪ × × વર્ષે માગશર વદિ ૪ના દિવસે પુષ્યાર્કના શુભયોગે પ્રાગ્વાટ જ્ઞાતિના શેઠ (વ્યવહારી) ગોપાલની ભાર્યા અહ્નિવ, તેમના પુત્ર વ્યવહારી અર્જૂન, તેમના સુત (નામ નથી વંચાતુ) ના કલ્યાણ માટે શ્રીઆદિનાથ પ્રભુની મૂર્તિ બનાવરાવી છે અને એની પ્રતિષ્ઠા તપાગચ્છનાયક શ્રીસોમસુંદરસૂરિજીએ કરાવી છે

પોસીનાજીના શ્રીપાર્શ્વનાથ પ્રભુજીના મંદિરમાં ઉત્તર તરફની દીવાલમાં મોટો શિલાલેખ છે, પથ્થર લગભગ અઢીથી ત્રણ ફૂટ લાંબો અને એક ફૂટ પહોળો છે. તેમાંનો લેખ નીચે પ્રમાણે છેઃ

(१) ९ ॥ नमः श्रीसर्वज्ञाय

॥ यन्महात्म्यमहोदधे ॥ निरवधि स्वर्धेनुकल्पद्रुमद्योकुंभादिविभूतये बहुविधिबिंदुपमां बिभ्रते, श्रीमांस्तीर्थपतिः शतक्रतुशतप्रारब्धपूजाविधिः । श्रीपार्श्वप्रभुरीहितानि

(२) तनुतां विघ्नापहारः सतां ॥१॥ अस्ति स्वस्तिपदं सदाप्यरिभयातीतं प्रतीतं सता, पोसीनाख्यपुरं पुराणमनणुश्रीणां विलासाश्रयः । तत्रामात्रनयश्रिया प्रकटितश्रीरामराज्यस्थितिः, श्रीमान् साल्ह

(३) महिपतिः पदमभूदौदार्यधैर्यश्रियः ॥२॥ तस्यांगजो जयति सायरनामधेयः, सम्प्रत्यसीममतिरप्रतिमप्रतापः । येन स्वनिर्वृतिकृते नितमामनीतिभावेप्यहो स्फुरति सर्वत एव नीतिः ॥३॥ तत्राजनिष्ट जिनधर्मनिविष्टि

(४) तात्मप्राग्वाटवंशमुकुटः स्फुटकीर्तिलक्ष्मीः यात्राद्यमात्रशुभकृत्यकृतौपटिष्ठः । श्रेष्ठी गरिष्ठगुणआजडनामधेयः ॥४॥ तस्यांगजातवृजिनौ भवतः स्महापासाहूवयौ सुकृतकृत्यकृनार्थितार्थौ । तत्रादिमस्य तनया विनया

(५) वदाता जाताः सरित्पतिमिताः प्रथितास्तथाहि ॥५॥ आद्योऽनवद्यगुणभूरिह देवसिंहः, ख्यातः क्षितौ विजयसिंह इति द्वितीयः, कोलाभिधः शुभधियां वसतिस्तृतीयस्तुर्यः समुज्जलयशाः

(६) किल कर्मसिंहः ॥६॥ देवसिंहस्य सामंताः कर्मसिंहस्य चांगजाः । जाता देपालनोडाकभीमसिंहाभिधाः बुधाः ॥७॥ श्रीधर्मकार्ये विजयादिसिंहश्रेष्ठी सीतुः सर्वधुरीणवृत्तेः । छाडुरुडुः पांडुतया गुणानां विडम्बयन्ती दयिता च

(७) भुवि ॥८॥ तनया अनयोः कलागुणैः सुभगंभावुकमूतयस्त्रयः । प्रथमो हरिदेवसंज्ञया सहदेवाभिधया द्वितीयकः ॥९॥ तृतीयकः सम्प्रति राजमान्यो, नान्योपमः सर्ववदान्यमौलिः । गोपालनामा प्रथितः पृथिव्यां समस्ति सर्वोपकृतिप्रवीणः

(८) ॥१०॥ तस्यप्रशस्यशीलश्रीः प्रेयसी श्रेयसीमतीः । विभात्यहीवदेवीति ख्याता पुण्यक्रियोद्यता ॥११॥ तनुभुवः कीर्तिभुवस्तयोस्त्रयो गुणश्रियां मंदिरमादिरर्जुनः तथा द्वितीयः समराभिधः सुधीः पाल्हाह्वयः पुण्यपरस्तृतीयकः ॥१२॥ भलीः

(९) श्रृंगारदेवी वपूइश्चेत्यभिधाजूषः निस्वपत्नगुणा पत्न्यस्तेषां सन्ति क्रमादिमाः ॥१३॥ तेष्वादिमस्य जज्ञाते प्रज्ञातौ विनयान्वितौ । तनयौ पुनपालाख्यस्तथा सधरसंज्ञितः ॥१४॥ इतरश्च । अशेषापायेपामपसरतो दूषणततेः सहामंदायन्ताखिल—

(१०) खलजनां निंदकविधौ, अतीताया मार्गं निरुपमतया वाङ्मनसयोर्गुणः श्रेणेर्भार्या सकलसुजनाश्च स्तुतिकृतौ ॥१५॥ तेषां तपागणमहार्णवपुर्णिमेन्दुश्रीदेवसुंदरगुरूत्तमसूरिराजां पट्टाम्बरेन्वः( श्वर )सूरीश्वरतारकेर्काः श्रीसोमसुंदरगुरुप्रवरा जयन्ति

(११) ॥१६॥ स्तुतोप्येषामेषां त्रिभुवनगताशेषसुभगोपमानश्रीसर्वंकषगुणरमोपेतवपुषां। प्रगल्भंते प्राज्ञाः प्रथयितुमलंकारमुपमा यदौपम्ये नैवानुपचरितवृत्या यदि परं ॥१७॥ प्रोत्सर्पत्कलिकालपंकपतितश्रीशासनोद्धारणःश्रापारंभपरं धुरंध

(१२) रतया जे यो विभ्रते गौतमं। श्रीमन्तस्तुलनां युगोत्तमपदप्रादुष्क्रियाप्रह्वया त्रैलोक्याहयरुपयापि च गुणश्रेणीसमृद्धया धु (ध) नी ॥१८॥ गोपाल एष उपदेशगिरो गुरूणां एषां निशम्यनिज × × कृतार्थनाय प्रासादमर्पितत्रिलोकीमनः

(१३) प्रासादं सन्मंडपद्वयमचीकरदुच्चमुच्चैः ॥१९॥ एतस्मिन् बहुनिवृदा [त्या] गतमहाश्रीसंघसन्मानना नानादानपुरस्सरोत्सवगणैः मान्यः स लोकंर्प्र णैः। वर्षे तैर्गुरुभिर्हयाश्वभुवन १४७७ × त (मिते) प्रतिष्ठापितां, श्रीपार्श्वप्रतिमामतिष्ठिपदयं

(१४) भूयोन्यबिंबान्वितां ॥२०॥ एष प्रभुः प्रथमतोप्यनलादिनानाप्रत्यूहसंहतिहृतिप्रकटप्रभावः। विघ्नापहार इति सर्वजनप्रसिद्धामाह्वामवाप जगतां पतिराश्वसेनिः ॥२१॥ × × [क]टां वाटिकामेकां पार्श्वपूजाकृते कृतः

(१५) सायरः कारयांचक्रे वक्रेतरमना नृपः ॥२२॥ तथा ॥ वर्धमानजिनमंदिरं निजैः पूर्वजैविरचितं व्यदीधपत्। मंडपद्वयं विभूषितं सुधीर्भूरिशोभामयमेव दारवं ॥२३॥ अपिच ॥ नैकश्रीजिनबिंबकारणदानार्हमभ्यर्ह

(१६) णा श्रीसंघार्चनरैवतादिकमहश्रीतीर्थयात्रादिभिः। वव्रेऽसौ सुलगंभविष्णुरुदयिपुण्यैरगण्यैः स्वयं सौवर्णाभरणैरिव प्रणयतः संघाधिपत्यश्रिया ॥२४॥ हृद्गोचरे चारणतोनिशं तथा मिथ्यात्वदुःश्वापदभीनिवारणा

(१७) तज्जिनस्य गाः पालयतीत्यसौ स्फुटं नाम स्वमन्वर्थमपीपृथद् भुवि ॥२५॥ तदेष निःशेषगुणैर्विभूषितः समूलकाषं सुकृतः कलिं कषन्। गोपालनामा व्यवहारिपुंगवः। प्रशस्यतां नार्हतिक ।

(१८) × × मतः ( मनः ) ॥२६॥ धिष्णश्रीजुषि यावदेष गगने चंद्रोदयालंकृते। रुचिष्णौ गुरुसंपदोदयरमामारुह्यां पतिः श्लिष्यति। प्रासादोयमिहाद्भुतोन्नतिमितोऽस्यापि प्रतिष्ठापितस्तावत् कारयिता च संघ स

(१९) × × (हितं) भद्रं त्वमी भूतले ॥२७॥ चारित्ररत्नगणिना। श्रीगुरुक्रमरेणुना। कृता चंद्रार्कमेषा तु। प्रशस्तिः स्वस्तिशालिनीः ॥२८॥ मंगलं भवतु समस्तश्रीसंघाय ॥छ॥ उत्कीर्णेयं सु॰ वरणाकेन ॥छ॥

આ સિવાય એક બીજો નાનો પથ્થરનો શિલાલેખ છે, જે લગભગ અર્ધો ફૂટ પહોળો અને દોઢ ફૂટ લાંબો છે; એમાં અગિયારથી વધુ પંક્તિઓ અને અગિયાર શ્લોકો છે.

(૧) ॥९॥ ॐ नमः श्रीशांतिनाथाय ॥

जाने यस्यांगजाग्रत्तममहिमबलाक्रांतविश्वत्रयस्य सद्रत्नस्वर्गधेनुर्द्युकलशसुमनः(२) पादपाद्यैपदार्थैः बिभ्यानैर्दानशक्ति सपदि सदुपदिभावमापादिता स्वा ( ? ) ।

स श्रीमान् शांतिनाथः प्रथयतु विपुलं मंगलं वः(३) सदापि ॥ १ ॥

जज्ञे प्राग्वाटवंशश्रीवल्लीपल्लवनांबुदः । प्रोत्फुल्लकीर्तिमल्लीकस्तडमल्लाभिधो घनी ॥ २ ॥

लाखाजयतासंज्ञौ । तन(४) यौ विनयौचितियुतौ तस्य लाषातनयाः कडुआ । हीरावयराह्वया जाताः ॥ ३ ॥

जयतादयितामंजुर्मजूज्ज्वलगुणान्विता(५) मूल्लुर्विलुनमिथ्यात्वः अप्रथेस्तनयस्तयोः ॥ ४ ॥

वरमादेवी परमा शीलरमां बिभ्रति प्रिया तस्य । मारुमांडणसंज्ञौ तयोस्तनुजौ(६) विराज्येत ॥ ५ ॥

मारुनाम्नः प्रिया लाछुरतुच्छगुणशालिनी । तयोर्जेसिंहलिंपाकौ । सुतौ पुण्यसमुद्यतौ ॥ ६ ॥

मंडनस्य पुण्यवतां । (७) मंडनव्यवहारिणः । कान्ता माणिक्यदेवीति गुणमाणिक्यमंडिता ॥ ७ ॥

जहाखेतारवींद्राः पुत्रचतुष्कादिपरिवृताः सततं । पुण्यानि धन्यधुर्यस्तनोत्यगण्यानि मंडनः सुकृती ॥ ८ ॥

श्रीदेवकुलिकामेतां श्रीशांतिप्रतिमान्वितां । श्रीपार्श्वनाथप्रासादे कारयामास मंडनः ॥ ९ ॥

(८) तपागच्छाधिराजश्रीसोमसुंदरसूरिभिः । प्रतिष्ठितेयमानंदसंपदेऽस्तु सतां चिरं ॥ १० ॥

यावद् भूमिरियं धराधरवरैरापूरिता वर्तते । (१०) यावद् वात्यसमुद्रवारिलहरीप्रोछासमासादयत् चंद्रार्कप्रमुखाग्रहाश्च गगनं प्रासादयन्ति स्वयं ।

(११) तावद् शांतिजिनेशदेवकुलिका केशा ( ह्येषां ) चिरं नंदतु ॥ ११ ॥

संवत् १४८१ वर्षे प्राग्वाटवंश व्य. मांडणेण श्रीपार्श्वनाथप्रासादे श्रीशांतिनाथदेवकुलिका कारिता ॥छ॥

પહેલા શિલાલેખ પ્રમાણે પ્રતિષ્ઠા કરાવનાર સુશ્રાદ્ધવર્યનું વંશવૃક્ષ આ પ્રમાણે તૈયાર થઈ શકે છે.

નગર. પોસીનાપુર, રાજા સારંગ, પછી સાયર.

પોરવાડ શેઠ આજડશાહ




પુણ્યપાલ સદ્દર

પ્રતિષ્ઠાપક આચાર્યવર્ય આ. શ્રીદેવસુંદરસૂરિજી તત્પટ્ટે આ. શ્રીસોમસુંદરસૂરિ સં. ૧૪૭૭.

બીજા શિલાલેખનું વંશવૃક્ષ આ પ્રમાણે થઈ શકે—

પોરવાડ શેઠ તહમલ્લ શાહ




પ્રતિષ્ઠાપક આચાર્યવર્ય શ્રીસોમસુંદરસૂરિજી સં. ૧૪૮૧.



# પ્રતીકાર ને પ્રત્યુત્તર

## શ્રીયુત સુરેશગાંધીના ખુલાસા અંગે :

જૈનધર્મના એક સમર્થ સાધુપુરુષ શ્રીસ્થૂલિભદ્રજીએ બુદ્ધધર્મની દીક્ષા ગ્રહણ કર્યાનું પ્રતિપાદન કરતી (સંદેશના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલી) 'બુદ્ધને શરણે' નામક નાટિકા સંબંધમાં અમે અમારા તા. ૬-૧૧-૪૯ના અંકમાં એક નોંધ લખીને એના લેખક ભાઈ સુરેશ ગાંધીનું ધ્યાન દોર્યું હતું અમારી જેમ જ બીજી જૈનસંસ્થાઓએ કે ભાઈઓએ પણ સુરેશ ગાંધીને એ માટે લખ્યું હતું. આ પછી તા. ૧૩-૧૧-૪૯ ને રવિવારના 'સંદેશ' પત્રના અંકમાં શ્રી સુરેશ ગાંધીએ નીચે મુજબ ખુલાસો પ્રગટ કર્યો છે. તેઓ લખે છે કે—

"મારી 'બુદ્ધને શરણે' નાટિકા માટે જૈન સમાજમાં ઊહાપોહ થવા પામ્યો છે એટલું જ નહી કેટલાક ચર્ચાપત્રો પણ આવ્યાં છે. ખાસ કરીને શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ, તેમજ ભાવનગરથી પ્રગટ થતા 'જૈન' સાપ્તાહિકમાં પણ એ અગે ચર્ચા ઉપસ્થિત થઈ હોવાથી તેમજ વિરોધ જગવવામાં આવ્યો હોવાથી એ બધાને એકસામટો ખુલાસો કરું છું.

"જૈન ચર્ચાપત્રીઓએ અને પત્રોએ સ્થૂલિભદ્રજીએ જૈનધર્મ સ્વીકાર્યો હોવાનો ઉલ્લેખ કર્યો છે. પણ મેં જેમાથી સ્થૂલિભદ્રનું પાત્ર લીધું છે એ શ્રીમહાવીરપ્રસાદ દ્વિવેદી નામના એક હિંદી લેખકના 'રૂપકોશા' નામના પુસ્તકમાં એવો ઉલ્લેખ છે કે સ્થૂલિભદ્રજીએ પ્રથમ બૌદ્ધધર્મ ઉપગુપ્ત પાસેથી સ્વીકાર્યો હતો અને ત્યારબાદ એણે જૈનધર્મની દીક્ષા લીધી હતી.

"આવા બનાવો જૈન ધર્મશાસ્ત્રોમાં સંખ્યાબંધ પ્રમાણમાં જોવામાં આવે છે. રાજા બિંબિસારે પણ પહેલાં બૌદ્ધધર્મ અંગીકાર કર્યો હતો અને ત્યાર પછી મહાવીરસ્વામી પાસે જૈનધર્મની દીક્ષા લીધેલી, એ જૈનો સારી રીતે જાણે છે. એટલે સ્થૂલિભદ્ર માટે આમ બનવુ સર્વથા અશક્ય તો નથી જ, છતાં જૈનધર્મીઓ સ્થૂલિભદ્ર માટે એમ માનવા તૈયાર ન હોય તો હું એમની લાગણી દુભવવા માંગતો નથી. ભવિષ્યમાં હું જૈન માન્યતાનો સ્વીકાર કરી, મારા પ્રગટ થનારા નાટિકાસંગ્રહમાં બુદ્ધને શરણે નટિકામા સ્થૂલિભદ્રને જૈન તરીકે ચિતરવાનો સુધરો કરી લઈશ."

ભાઈ સુરેશ ગાંધીનો આ ખુલાસો તેમનો પોતાની જવાબદારી દૂર કરવા પૂરતો બરાબર છે અને તેથી જૈન સમાજને સંતોષ થશે એમ અમે માનીએ છીએ છતા તેમના આ નિવેદનમાં બેએક મુદ્દા જરૂર વિચારવાના રહે છે.

પહેલું તો એ કે એક વ્યક્તિ માટે અમુક ઘટના અમુક રીતે બની હતી તે ઉપરથી બીજી વ્યક્તિને માટે પણ એવી ઘટના બન્યાનુ માનવુ કે કલ્પવુ એ તર્કશુદ્ધ ન ગણાય. એટલે બીજાઓ બુદ્ધધર્મ ગ્રહણ કર્યા પછી જૈન બન્યા હતા માટે સ્થૂલિભદ્રે પણ તેમ કર્યું એમ કલ્પી લેવુ યોગ્ય નથી. સ્થૂલિભદ્રને લગતો ઇતિહાસ તો સાવ સ્પષ્ટ જ છે અને એવો ઇતિહાસ સ્પષ્ટ મળતો હોવાને કારણે જ જૈનો સ્થૂલિભદ્રે જૈનધર્મની દીક્ષા લીધાનું માને છે તેથી ભાઈ સુરેશ ગાંધીએ પોતાના નિવેદનમાં જે એમ લખ્યું છે કે "છતાં જૈન

ધર્મીઓ એમ માનવા તૈયાર ન હોય તો હું એમની લાગણી દુભવવા માગતો નથી" એ બરાબર નથી આમાં માનવા ન માનવા તૈયાર હોવાનો સવાલ જ નથી. ભાઈ ગાંધીએ આમ નહોતું લખવું જોઈતું, ખેર.

બીજું–શ્રી મહાવીરપ્રસાદ દ્વિવેદીએ પણ ભલે પહેલાં બુદ્ધધર્મ ગ્રહણ કર્યા પછી પણ છેવટે–જ્યારે સ્થૂલિભદ્રે જૈનધર્મ અંગીકાર કર્યાનું લખ્યું છે ત્યારે ભાઈ સુરેશ ગાંધીએ એ અર્ધ સત્યનો જ શા માટે સ્વીકાર કર્યો ? સ્થૂલિભદ્રના જીવનના ઘટના એટલી રોમાંચક અને કાવ્યપૂર્ણ છે કે એને ઇતિહાસ પ્રમાણે યથાસ્થિત રીતે સ્વીકારવામાં આવે તો પણ કશી રસક્ષતિ ન થાય ત્રીજી વાત એ કે આજ કાલ આપણે મૂળ આધારને વેગળો મૂકી દઈને કોઈ પણ વસ્તુને આપણી મૂળ કૃતિ તરીકે ઓળખાવવા એટલા લલચાઈ જઈએ છીએ કે પરિણામે ખોટી જવાબદારી આપણા માથે આવી પડે છે ભાઈ સુરેશ ગાંધીની 'બુદ્ધને શરણે' નાટિકા એનો એક નમૂનો છે તેમણે જો પોતાની એ નાટિકા સાથે આધાર ગ્રંથનું નામ ટાંકયું હત તો તેમને ચર્ચામાં ઉતરવાનું બહુ ઓછું રહેત કોઈ પણ સાહિત્ય કૃતિમાં જેનું જેનું જે કંઈ અલ્પ પણ ઋણ હોય તેનો આપણે સ્વીકાર કરવો જોઈએ એ આ પ્રસંગનો ફલિતાર્થ છે અને સૌથી મહત્ત્વનો મુદ્દો આ ઘટનાના મૂળ સુધી પહોંચવાનો છે. અમે અમારા ગયા અંકમા કાલકસૂરિની અવહેલનાનાં મૂળ ઊંડા હોવાનુ લખ્યું જે તે જ રીતે સ્થૂલિભદ્રે બુદ્ધધર્મની દીક્ષા લીધાની વાતનાં મૂળ પણ ઠીક ઠીક ઊંડા છે. શ્રીમહાવીરપ્રસાદ દ્વિવેદી હિન્દી સાહિત્યના લબ્ધપ્રતિષ્ઠ અને સમર્થ લેખક છે. આ ભૂલને સુધારવા માટે આપણે એના મૂળ સુધી પહોંચવું હોય તો શ્રી મહાવીરપ્રસાદ દ્વિવેદી સાથે સંપર્ક સાધવો જોઈએ અને તેમની વાત જાણી લઈને આપણી વાત તેમને જણાવવી જોઈએ. આ ભૂલને સુધારવાનો આ જ ખરો માર્ગ છે. આશા છે જૈન ઇતિહાસના જાણકાર આપણા વિદ્વાનો આ માર્ગ જરૂર ગ્રહણ કરશે. [ જૈન પત્ર ]

**જૈન ઇતિહાસનો એક વધુ વિપર્યાસ :**

અમારા એક વાચક મિત્રે પત્ર લખી નીચેની બીના તરફ અમારું-જૈન સમાજનું ધ્યાન દોર્યું છે. તેઓ લખે છે;—

"અમદાવાદથી પ્રગટ થતા 'આરામ' સાપ્તાહિકના સં ૨૦૦૫ ના દીપોત્સવી અંકમાં પૃષ્ઠ ૧૧ ઉપર "ચક્રવર્તી." એ શીર્ષક નીચે લેખક શ્રી જેઠાલાલ ત્રિવેદીનો એક ઐતિહાસિક લેખ પ્રસિદ્ધ કરવામા આવ્યો છે.

આ લેખમાં મહારાજા બિંબિસાર, તેના પુત્ર અજાતશત્રુ તથા રાણી વૈદેહી (ચેલ્લણા ?) અને સુનંદા ( અજાતશત્રુની નવી મહારાણી તરીકે વર્ણવી છે) વગેરેને પાત્રો તરીકે સમાવી લઈ કાંઈક જૈન ઇતિહાસથી વિકૃત રીતે વસ્તુને રજુ કરવામા આવી હોય તેમ જણાય છે, તો તે લેખ તપાસી લઈ જરૂર જણાય તો લેખકને સાચી માહિતી જણાવી ઘટતો ખુલાસો માગવા ઘટતુ કરશો."

અમે 'આરામ' ના દીપોત્સવી અંકમાંથી ઉક્ત સંવાદાત્મક વાર્તા વાચી છે એમા મહારાજા શ્રેણિક–બિંબિસારની અંતિમ અવસ્થાનું ચિત્ર જૈન ઇતિહાસમા મળે છે તેને મળતું જ લગભગ ચિત્ર દોરવામા આવ્યું છે. વાર્તામાં શ્રેણિકના બદલે બિંબિસાર, કોણિકના બદલે અજાતશત્રુ અને ચેલ્લણાને વૈદેહી નામ આપ્યાં છે. અને એમા મહારાજા બિંબિસારને ભગ-

વાન તથાગત–બુદ્ધના અનુયાયી બનાવવામાં આવ્યા છે. આપણે જે ઇતિહાસ જાણીએ છીએ તે રીતે તો મહારાજા શ્રેણિક–બિંબિસાર પોતાની પાછલી જિંદગીમાં તો ભગવાન મહાવીરના સંઘમાં જ ભળ્યા હતા અને પોતાના અંતિમ સમયે તેઓ પ્રભુ મહાવીરના જ ઉપાસક હતા. આ રીતના સ્પષ્ટ ઐતિહાસિક ઉલ્લેખો મળતા હોવા છતાં ભાઈ જેઠાલાલ ત્રિવેદીએ તેમનું ચિત્ર આ રીતનું શા આધારે દોર્યું છે તે તેમની પાસેથી જાણવું બાકી રહે છે. આશા છે કે ભાઈશ્રી જેઠાલાલ ત્રિવેદી આ માટેના પોતાના આધાર ગ્રંથ અંગે ઘટતો ખુલાસો બહાર પાડશે. જૈન ઇતિહાસના વિદ્વાનો પણ આ માટે જરૂરી લખાણ પ્રસિદ્ધ કરે એ ઇચ્છવા જેવું છે.

આવા બધા પ્રસંગો એક વાત ખૂબ ઉચ્ચ સ્વરે આપણને સંભળાવે છે કે–આપણે જૈન ઇતિહાસને ખૂબ સંશોધિત અને વ્યવસ્થિત રૂપમાં બહાર પાડવો જોઈએ અને એનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ. ઊંડા અભ્યાસ અને ગંભીર જ્ઞાન તરફ અત્યાર લગી થયું તેમ ઉદાસીન રહેવાથી હવે ચાલી શકવાનું નથી. એ સ્વરને આપણે ક્યારે કાને ધરીશું?

[ જૈન પત્ર તા. ૨૭–૧૧–૪૯ ]

# लंडे अक्षरोंमें जैन शास्त्र

( लेखक—डॉ. बनारसीदास जैन )

" लंडा " शब्द पंजाबी भाषाका है जिसका अर्थ है " पुच्छविहीन; " और लंडे उन अक्षरोंको कहते हैं जिनके साथ स्वरोंकी मात्राएं न लगी हों। इन अक्षरोंको सीखना और लिखना तो आसान है, परन्तु उन्हें पढ़ना बहुत कठिन है। इनका लेखक भी कुछ दिनोंके पीछे इनको शुद्ध नहीं पढ़ सकता। लंडे अक्षरोंका प्रयोग व्यापारी लोग करते हैं ताकि उनका लेख गुप्त रहे और दूसरा आदमी उन्हें न पढ़ सके। इस कारणसे इनको " महाजनी " अक्षर भी कहते हैं। इनके संदिग्ध पाठके विषयमें बहुतसी कथाएं प्रचलित हैं। जैसे– किसी गुमाश्तेने लिखा कि " सेठजी अजमेर गये हैं, बड़ी बही भेज दो "। स्वरमात्रा न होनेके कारण पढ़नेवालेने पढ़ा " सेठजी आज मर गये, बड़ी बहूको भेज दो "। ऐसा होने पर भी व्यापारियोंका लाखों करोड़ोंका बहीखाता तथा पत्रव्यवहार इन्हीं अक्षरोंमें चलता है और पढ़नेमें कभी संदेह नहीं पड़ता। हां, साहित्य लिखनेमें लंडे अक्षर काममें नहीं आते।

प्रारंभमें सिक्ख गुरुओंकी वाणी लंडे अक्षरोंमें लिखी जाती थी क्योंकि पहले पहल सिख धर्मका प्रचार व्यापारी वर्गके खतरी अरोड़ोंमें हुआ था। ये लोग अपना वहीखाता रखनेके निमित्त लंडे सीख लेते थे। लेकिन जब लंडोंमें लिखी वाणीके पढ़नेमें कठिनता प्रतीत हुई तो उसे " गुरुमुखी " अक्षरोंमें लिखने लगे। गुरुमुखीका प्रयोग पंजाबके सिक्खों तक ही सीमित है। यद्यपि लंडोंमें लिखा हुआ कोई ग्रंथ नहीं मिला तथापि जीरा नगरके यतियोंके भंडारमेंसे लंडोंमें लिखे हुए " नवतत्व, " " योगद्वार " आदि ग्रंथ उपलब्ध हुए हैं, जिनको "लखमण मल वोथरा" ने सं. १८८४ में जीरा नगरमें लिखा था।



# ગ્રંથ સ્વીકાર

૧. યુગવીર આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિ : ભા. ૨ : પ્રયોજક : શ્રી ફૂલચંદ હરિચંદ દોશી, મહુવાકર. પ્રકાશક : શ્રી આત્માનંદ જૈન સભા, ગોડીજીની ચાલ, પાયધુની, મુંબઈ. કિંમત ૨–૮–૦

૨. શ્રી વિજયાનંદ : (જયંતી ખાસ અંક) પ્રકાશક : શ્રી આત્માનંદ જૈન સભા, ૮૧ ધનજી સ્ટ્રીટ, મુંબઈ. ૩.

૩. ગુજરાતનું પરમધન મુનિરાજ વિદ્યાવિજયજી : લેખક : મૂળજીભાઈ પી. શાહ, પ્રકાશક : શ્રી રાયચૂરા ગોલ્ડન જ્યુબિલી પ્રિન્ટીંગ વર્ક્સ, રાવપુરા, વડોદરા. કિંમતઃ ૭–૦–૦

૪. श्रीनेमिदूतम् : કર્તા : શ્રી સાગણસુતુ–મંત્રી વિક્રમ, ટીકાકાર : ઉપા. ગુણવિનયગણિ, સંપાદક : મુનિ વિનયસાગર, પ્રકાશક : શ્રી હિંદી જૈનાગમ પ્રકાશક સુમતિ કાર્યાલય, જૈન પ્રેસ, કોટા (રાજસ્થાન) કિંમત. ૧–૮–૦

૫. जैनमतका स्वरूप : લેખક : ન્યાયાંભોધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી. પ્રકાશક : ચદુલાલ જમનાદાસ શાહ, સંચાલક, શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા, છાણી

૬. હરિબલ મચ્છીની કથા : સંપાદક : મુનિ શુભંકરવિજયજી. પ્રકાશક : શેઠ ઝવેરચંદ રામાજી, નવસારી પ્રાપ્તિસ્થાનઃ જસવંતલાલ ગિરધરલાલ શાહ, ૧૨૩૮ રૂપાસુરચંદની પોળ, અમદાવાદ. કિંમત ૦–૮–૦

૭. રસબોધ : સંયોજક : દેવશી ડુંગરશી મોમાયા પ્રકાશક : 'પ્રકાશ' કાર્યાલય, મુંબઈ ૯. કિંમત ૦–૧૨–૦

૮ हैम-संस्कृतप्रवेशिका-प्रथमा : કર્તા : શ્રી શિવલાલ નેમચંદ, પ્રકાશક : શિવલાલ નેમચંદ, કેસરબાઈ જ્ઞાનમંદિર, પાટણ. કિંમત. ૨–૮–૦

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૫ : અંક ૪ ] તંત્રી [ ક્રમાંક : ૧૭૨

ચીમનલાલ ગોકળદાસ શાહ

# વિષય-દર્શન







# વિંધ્યાચલ પર્વત અને બીજાં સ્થળોનું અવલોકન

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીકાંતિસાગરજી.

મુનિરાજ શ્રીકાંતિસાગરજી મહારાજશ્રી પુરાતત્ત્વના વિષયમાં ખૂબ દિલચસ્પી ધરાવે છે અને શિલ્પ-સ્થાપત્યમાં તો તેમની દૃષ્ટિ વધુ વિકસિત અને શાસ્ત્રીય બની ગઈ છે, એ હકીકત તેમના વિવિધ લેખોથીયે પુરવાર થાય છે. વિહાર દરમિયાન આવતા પ્રત્યેક પ્રદેશને તેઓ એ દૃષ્ટિએ નિહાળે છે. નવીન વસ્તુઓ જે સાંપડે તેની યાદી કે નોંધ કરી લઈ પ્રકાશમાં મૂકી આપણી અંધારી દિશાને અજવાળે છે.

હજીયે આપણા સંશોધકો જૈન મૂર્તિઓને બૌદ્ધ મૂર્તિ કહી દેવાની ભ્રામક અંધ-પરંપરાને ચિપકી બેઠેલા છે તેમને અને જૈન, જૈનેતર તેમજ સરકારી આગેવાનો સાથે તેઓ સંપર્ક સાધી સ્થાપત્યનું વાસ્તવિક મૂલ્યાંકન કરવાનો રાહ બતાવતા રહે છે.

'જૈન' પત્ર તા. ૮-૧-૫૦ના અંકમાં તેમણે કેટલીક નવીન હકીકતો આપી છે તે વાચકોને અત્યંત ઉપયોગી હોવાથી તેની તારવણી નીચે આપીએ છીએ. સંપા૦



(૧) કૌશાંબીમાં પ્રયાગ વિશ્વ વિદ્યાલય તરફથી શ્રીયુત ગોવર્ધનરાય શર્માની દેખરેખ નીચે પ્રાચીન સંશોધન અંગે ખોદકામ ચાલી રહેલું છે. આ સ્થળોને નિહાળતાં તે ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીનાં હોવાનું માલૂમ પડે છે. ખોદકામમાંથી જે સામગ્રી નીકળી આવી છે તેમાં જૈનધર્મ સાથે સંબંધ ધરાવતી કેટલીક વસ્તુઓ પણ મળી આવી છે. તેમાં એક પથ્થરમાં કોરાયેલ યક્ષ-યક્ષિણી સહિત શ્રીનેમિનાથ ભગવાનની લેખ વિનાની મૂર્તિ મળી આવેલી છે. આ પ્રતિમા ઈ. સ. પૂર્વેની પ્રાચીન દીવાલોના અવશેષ સાથે મળતી હોવાથી એટલી જ પ્રાચીન હોવાનું પુરવાર થાય છે. એટલું જ નહિ મથુરાથી મળી આવેલી ઈ. સ. પૂર્વની મૂર્તિઓ સાથે તેના શિલ્પવિધાનનું સામ્ય જોવાય છે અને તેથી આ પ્રતિમા ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીની હોય એવું સપ્રમાણ નિર્ણીત થાય છે.

(૨) મીરજાપુર આવતાં વચ્ચે વિંધ્યાચલ પર્વત આવે છે. ઉત્તર ભારતના હિંદુઓનું આ મોટું તીર્થધામ મનાય છે. અહીંના મંદિરોનું શિલ્પ-સ્થાપત્ય ઉચ્ચ કોટિનું અને દર્શનીય છે પરંતુ સખેદ કહેવું પડે છે કે, અહીં પર્વત ઉપર જે અષ્ટભુજા દેવીની ગુફા છે, જેમાં વચલી મૂર્તિની બાજુમાં પદ્માસનસ્થ જૈન પ્રતિમા છે, જેને ત્યાંના પંડયાઓ

[ અનુસંધાન માટે જુઓ ટાઈટલ પેજ ત્રીજું ]

# કર્મનો સિદ્ધાંત

**કર્મનો** સિદ્ધાંત પાપીના મનમાં એટલો ઉત્સાહ પ્રેરે છે કે પાપચરણ બંધ કરવાને ને પુણ્યને પંથે વાળવામાં કદી વેળા વહી જતી નથી. જાગ્યા ત્યાંથી સવાર. નિરાશા ને દુઃખ, પાપ ને સંકટની સામે આશાના દરવાજા કદી બંધ થતા નથી એમ કર્મનો સિદ્ધાંત પોકારીને કહે છે તે આપણને પાપી પ્રત્યે ઉદારભાવે વર્તવા સમજાવે છે, કેમકે માણસો ઘણીવાર દુરાત્મા હોય છે એના કરતાં વધારે દુર્બળ મનના હોય છે. માણસનું હૃદય દુષ્ટતા ને પાપાચારમાં જ રાચે છે અને તેને પુણ્ય કરતાં પાપ જ વધારે રુચે છે, સ્વર્ગના સીધાં ચડાણ કરતાં નરકનો સહેલો ઉતાર જ વધારે ગમે છે, એમ કહેવાય કે મનાય તો તે સાચું નથી.

**દુર્ભાગ્યે** હિંદુસ્તાનમાં માણસ પોતે જ્યારે સામર્થ્યહીન થઈ ગયો અને પોતાથી બનતો બધો પુરુષાર્થ કરી છૂટવાની મર્દાનગી તેનામાં રહી નહીં ત્યારે કર્મનો સિદ્ધાંત અને દૈવવાદ એનો ગોટાળો થઈ ગયો. કર્મના સિદ્ધાંતને લોકોએ જડતા ને ભીરુતા પોષવાના બહાના તરીકે વાપરવા માંડ્યો, ને તે આશાનો સંદેશો હતો તેમાંથી બદલીને તેને નિરાશાનો સંદેશો બનાવી દેવામાં આવ્યો. તેણે પાપીને કહ્યું, "તું દુરાચારી તો છે જ, પણ એથી સારો તું કદી થઈ શક્યો જ ન હોત. એ લેખ તારે લલાટે વિધાતાએ અનાદિકાળથી લખી જ રાખેલો હતો." આવી નિરાશાની ફિલસૂફી કર્મના સિદ્ધાંતમાંથી ફલિત થતી નથી

હિંદુ જીવનદર્શન ]

—શ્રીરાધાકૃષ્ણન


॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित श्री जैनधर्म सत्य प्रकाशक समितिनुं मासिक मुखपत्र




जेशिंगभाईनी वाडी : घीकांटा रोड
अमदावाद ( गुजरात )

| | | |
|---|---|---|
| વર્ષ ૧૫ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ. સં. ૨૪૭૬ : ઈ. સ. ૧૯૫૦ | ક્રમાંક |
| અંક ૪ | પોષ વદિ ૧૨ : રવિવાર : ૧૫ જાન્યુઆરી | ૧૭૨ |



# મોહેન્-જો-દારોમાં
# શ્રીપાર્શ્વનાથ ભગવાનની આકૃતિ

### લેખક: પૂજ્ય મુનિરાજ શ્રીજંબૂવિજયજી

તત્ત્વજ્ઞાનની ઐતિહાસિક મર્યાદામાં જૈનધર્મની પહોંચ ખૂબ પ્રાચીન કાળ સાથે સંબંધ ધરાવે છે એ હવે નિર્ણીત થઇ ચૂક્યું છે. પરંતુ ભારતના પ્રાગ્‌ઐતિહાસિક કાળના ધ્વંસાવશેષો સાથે જૈનધર્મનો સંબંધ કેવો અને કેટલો હતો એ દિશા તરફ હજી પુરાતત્ત્વવિદોનું ધ્યાન ગયું નથી. આ લેખ એ દિશામાં પહેલ કરે છે, એટલું જ નહિ મૂર્તિવાદની એક સમસ્યા ઊભી કરે છે.

વેદમાં મૂર્તિવાદને સ્થાન નહોતું અને બૌદ્ધધર્મમાં બુદ્ધ ભગવાનની મૂર્તિ તેમના નિર્વાણ પછી કેટલોય કાળ વીત્યા બાદ બનાવવામાં આવી હતી. મોહન જો દડોની વસ્તુ-સામગ્રી પાંચ હજાર વર્ષ પૂર્વથી લઈને તે પછીના કાળ સુધીની સાબિત થઇ ચૂકી છે અને તેથી મૂર્તિવાદનાં મૂળ કેટલાં ઊંડાં છે અને જૈનધર્મ સાથે તેનો સંબંધ કેટલો પ્રાચીન છે એ સહેજે કલ્પનામાં આવી જાય છે. પોણા ત્રણ હજાર વર્ષ પૂર્વના લગભગના કોઈ કાળની આ જૈન આકૃતિ મૂર્તિવાદની પ્રાચીનતાનો નિર્દેશ કરે છે. વસ્તુતઃ યજ્ઞની સામે પ્રતીકાર કરનારી જે સંસ્થા હતી તેમાં મૂર્તિવાદનું સ્થાન મુખ્ય હતું. એ સંસ્થા કઇ કઇ હતી એનો નિર્ણય કરવાનું પુરાતત્ત્વવિદોને સોંપીએ છતાં એટલું નિશ્ચિત છે કે એ સંસ્થાઓ પૈકી જૈનધર્મનો હિસ્સો મુખ્ય હતો. સં.પા૦



શ્રી અન્તરિક્ષ પાર્શ્વનાથ ભગવાનની ગયા વર્ષે (સં ૨૦૦૫ માં) અક્ષયતૃતીયા ઉપર યાત્રા કરીને ત્યાંથી વિહાર કરી અમારે આકોલા આવવાનું થયું હતુ. ત્યાં થોડા વખતની સ્થિરતા દરમ્યાન વાંચવા માટે એક બુકસેલર પાસેથી કટલાક ભૌગોલિક અને ઐતિહાસિક અંગ્રેજી પુસ્તકો હું લાવ્યો હતો. તેમાં એક A Pageant of India નામનું Kemmeth Saunders નામના લેખકે લખેલું ઇંગ્લાંડની ઓકસફર્ડ યુનિવરસીટિથી પ્રસિદ્ધ થયેલું પુસ્તક હતું. આમાં ભારતવર્ષના ઉપલબ્ધ પ્રાચીનતમ ઇતિહાસથી આરંભી અર્વાચીન ઇતિહાસ આપેલો હતો કે જે સામાન્યરીતે ગણાતા-માનતા ઇતિહાસના પુસ્તકોથી જુદી જ ઢબે આલેખાયેલો હતો. આના પ્રારંભમાં સરકારી પુરાતત્ત્વખાતાએ ખોદકામ કરીને શોધી કાઢેલા (સિંધમાં આવેલા) મોહેન્-જો-દારો નામના પ્રાચીન નગરમાંથી મળી આવેલી કેટલીક વસ્તુઓનું વર્ણન હતું. આમાં ધાતુના પતરા ઉપર કોતરેલી એક આકૃતિનું પણ વર્ણન હતું. એ વર્ણન વાંચતાની સાથે જ મને લાગ્યું કે આ આકૃતિ બીજી કોઈ નહીં,

પણ વડના ઝાડ નીચે કાયોત્સર્ગ ધ્યાને ઊભેલા ફણાધારી **શ્રીપાર્શ્વનાથ ભગવાનની** જ છે. આથી એ અંગ્રેજી પુસ્તકના મહત્ત્વના લખાણને મેં તે જ વખતે નોંધી લીધું અને પછી પુસ્તક પાછું આપી દીધું.

આ અંગ્રેજી લખાણ જાણવા પહેલાં **મોહેન્ જો દારો** શું છે, ક્યાં આવ્યું છે, મોહન્ જો દારોની સંસ્કૃતિની પ્રાચીનતા કેવી છે, તથા મોહેન્જોદારોનું નામ ઐતિહાસિક પુસ્તકોમાં-શાથી આટલું બધું ગાજ્યા કરે છે તે જાણવું ઉપયોગી અને જરૂરી છે.

## મોહેન્-જો-દારો

આ સ્થળ **સિંધપ્રાંતના લારખાના** જિલ્લામાં લારખાનાથી દક્ષિણે લગભગ ૨૫ માઈલ તથા **ડોકરી** સ્ટેશનથી આઠેક માઈલ દૂર સિંધુ નદીના પશ્ચિમ કિનારે લગભગ ૨૭° ૧૫' ઉત્તર અક્ષાંશ અને ૬૮° ૧૫' પૂર્વ રેખાંશ પર આવેલું છે. સિંધી ભાષામાં મોહેન્-જો-દારો નો અર્થ 'મરેલાઓની ટેકરીઓ' એવો થાય છે. (**मोहेन्=મરેલા, जो=ની, दारो=ટેકરીઓ.**) આ સંબંધમાં એવી આખ્યાયિકા ચાલે છે કે, પહેલાં **સિંધપ્રાંતમાં दलुराय** નામનો એક અત્યંત જુલ્મી રાજા રાજ્ય કરતો હતો. તેના જુલ્મથી પ્રજા તો શું પણ તેના સ્વજન-સંબંધી પણ ઘણા ત્રાસી ગયા હતા. તેની દુષ્ટતા વધતાં વધતાં એટલે સુધી વધી કે તેણે પોતાની ભત્રીજી ઉપર પણ અત્યાચાર કરવાની તૈયારી કરી. તેની દુષ્ટતાથી કુદરત પણ કોપાયમાન થઈ ગઈ અને બરાબર તે જ વખતે આકાશમાં પ્રચંડ વાદળ ચડી આવ્યું, જોરદાર વૃષ્ટિ થઈ, વીજળી પડી અને મોટો ધરતીકંપ થયો. તેથી **દલુરાયની** રાજધાની અને બીજાં અનેક સિંધનાં શહેરો તેમાં દટાઈ ગયાં અને તે સ્થળે અનેક નાની નાની ટેકરીઓ નિર્માણ થઈ.[૧] આથી આ સ્થળનું **मोहेन्-जो-दारो**=મરેલાઓની ટેકરીઓ એવું નામ પડ્યું છે.

---

૧. આના અનુસંધાનમાં જૈન અનુશ્રુતિઓમાં આવતી એક વાત ધ્યાનમાં લેવા જેવી છે—

સિંધુ નદીની પાસે હોવાથી સિંધુસૌવીર નામે ઓળખાતા દેશમાં વીતભયપુરપત્તન નામનું નગર હતું. તેમાં ઉદાયન નામના રાજા રાજ્ય કરતા હતા કે જેઓ ચેડા મહારાજાની પ્રભાવતી નામની પુત્રીને પરણ્યા હતા. એક વખત વહાણના વેપારી પાસેથી ગોશીર્ષચંદનની બનાવેલી ભગવાન મહાવીરદેવની જીવત્સ્વામી પ્રતિમા રાજાને પ્રાપ્ત થઇ હતી. રાજા-રાણી બંને પૂજા કરતાં હતાં. અનુક્રમે રાણી સ્વર્ગે ગયા પછી કુબ્જા દાસી પૂજા કરતી હતી. એક પ્રસંગે પ્રાપ્ત થયેલી ગુટિકાના પ્રભાવથી દાસી કુબડી મટીને અત્યંત રૂપવતી બની ગઇ હતી. તેથી તેની ઉજ્જયિનીના ચંડપ્રદ્યોતન રાજાની સાથે પરણવાની ઇચ્છા થવાથી ચંડપ્રદ્યોતન ત્યાં રાતોરાત આવીને ભગવાન મહાવીરની કૃપર જણાવેલી પ્રતિમા સાથે દાસીનું હરણ કરી ગયો હતો. આ વાતની સવારમાં ખબર પડતાં ઉદાયન રાજા પ્રચંડ સૈન્ય લઈને ઉજ્જયિની આવી પહોચ્યા હતા અને ચંડપ્રદ્યોતનનો પરાજય કરીને ભગવાન મહાવીરદેવની મૂર્તિને ઉઠાવવા ગયા, પણ પ્રતિમા ચાલી નહી. છેવટે અધિષ્ઠાયકે કહ્યુ કે "તારું **વીતભયપુરપત્તન** ધૂળની વૃષ્ટિથી દટાઇ જશે માટે આ પ્રતિમા ત્યાં ન લઈ જઈશ." ત્યાર પછી રાજા પાછા ફર્યા. એક વખત ઉદાયન રાજાની ભગવાન મહાવીર પ્રભુ પાસે દીક્ષા લેવાની ભાવના થઈ, ભગવાન ત્યાં પધાર્યા અને રાજાએ પણ પોતાના ભાણેજ કેશીકુમારને રાજ્ય સોંપીને ભગવાન પાસે દીક્ષા લીધી. જૈનશાસનમા આ અવસર્પિણીમા છેલ્લા રાજર્ષિ તરીકે ઉદાયન રાજા પ્રસિદ્ધ છે. દીક્ષા લીધા પછી કોઈક વખતે ઉદાયન રાજર્ષિ વીતભયપુરપત્તનમાં પધાર્યા હતા. તે

**પંજાબ**માં **રાવી** નદીના પૂર્વ કિનારે **મોંટગોમેરી** જિલ્લામાં લગભગ ૩૧ ઉત્તર અક્ષાંશ તથા ૭૩° ૨૫' પૂર્વ રેખાંશ ઉપર **હરપ્પા** નામનું એક સ્થળ આવેલુ છે. સરકારી પુરાતત્ત્વખાતાના અધિકારી **જોન માર્શલ**નું બ્રિટિશ મ્યુઝિયમમાં જોયેલા નાણાં અને **એલેક્ઝાંડર કનિંગહામે આર્કયોલોજિકલ સર્વે ઑફ ઇન્ડીઆ**ના સન. ૧૮૭૨–૭૩ના રિપોર્ટમાં પ્રસિદ્ધ કરેલા હરપ્પામાંથી મળી આવેલા સિક્કાના ઉલ્લેખ ઉપરથી હરપ્પા તરફ લક્ષ્ય ગયું. અને રાયબહાદુર **દયારામ સહાની** નામના વિદ્વાન દ્વારા ઇસ્વી સન ૧૯૨૧ના જાન્યુઆરી મહિનામાં હરપ્પામાં ખોદકામની શરૂઆત કરી, અને ત્યાંથી એક પ્રાચીન નગરના અવશેષો મળી આવ્યા. બરાબર બીજા જ વર્ષે પુરાણ વસ્તુ સંશોધન ખાતાના અધિકારી **રાખાલદાસ બેનર્જી**ની દેખરેખ નીચે ઈસ્વીસન ૧૯૨૨માં મોહેન્–જો–દારોની એક ટેકરીના ખોદકામની શરૂઆત થઇ. ત્યાર પછી પણ જુદા જુદા અધિકારીઓની દેખરેખ નીચે ખોદકામ થયું. મોટી આશ્ચર્યની વાત એ છે કે મોહેન્–જો–દારોમાં એક ઉપર એક એમ બાંધવામાં આવેલાં ૭ થી સાત નગરો નીકળ્યાં છે. હરપ્પામાં જેવી નગર રચના મળી

---

વખતે 'રાજા તમારી પાસેથી રાજ્ય પાછું લેવા માટે આવ્યા છે' આવાં મંત્રીઓનાં વારંવાર કથનથી ભરમાયેલા કેશી રાજાએ ભિક્ષા સમયે તેમને આહારમાં વિષ અપાવ્યું હતુ. વિષના પ્રયોગથી રાજર્ષિનું નિર્વાણ થયું હતું.

રાજાના આ દુષ્કાર્યથી કોપાયમાન થયેલા દેવોએ ત્યા ધૂળની ઘોર વૃષ્ટિ કરી અને તેમાં સમગ્ર નગર દટાઈ ગયું હતુ. ઉદાયન રાજર્ષિને વિષ આપવામાં આવ્યું ત્યારે તેઓ કુંભારના ઘરમાં રહેતા હતા તેથી જ્યારે ધૂળની વૃષ્ટિથી નગર દટાઈ ગયું ત્યારે તેમાં કુંભારનું ઘર બચી ગયું હતું તેથી આ સ્થાનને कुम्भकारप्रक्षेप પણ કહે છે. 'આવશ્યક ચૂર્ણિ' (પૃ. ૩૪, ૫૫૩)ના કથનાનુસાર આ સ્થાન **સિણવલ્લી**માં આવેલું હતું. **પ્રેમી અભિનંદન** ગ્રંથમાં છપાયેલા जैनग्रंथोंमें भौगोलिक सामग्री और भारतवर्षमे जैनधर्मका प्रसार નામના લેખમાં (પૃ. ૨૬૨માં) પં. જગદીશચંદ્ર જૈન લખે છે કે **પંજાબના મુજફ્ફર ગઢ** જિલ્લામાં **સનાવન** અથવા **સિનાવત** નામનુ સ્થાન છે કે જ્યાંની જમીન ઉખર છે. આ જ **સિણવલ્લી** સંભવતઃ હોવું જોઈએ, અથવા તો સિંધ કે પંજાબમાં કોઈ રેતીમય પ્રાચીન સ્થાન સિણવલ્લી હોવું જોઈએ."

મુજફ્ફરગઢ પંજાબમાં સિંધુ નદીની નજીકમાં પૂર્વ કિનારે ૩૦° ૫' ઉત્તર અક્ષાંશ અને ૭૧° ૧૪' પૂર્વ રેખાંશ ઉપર આવેલું છે.

જગદીશચંદ્ર જૈનની વૈકલ્પિક સંભાવના સત્ય હોય કે અસત્ય હોય ગમે તે હો, પણ ઉપર જે દક્ષુરાયની કથા આપેલી છે તેની સાથે આપણી કથામાં અમુક સમાનતા સ્પષ્ટ દેખાય છે. શું મોહેન્–જો–દારો જ પ્રાચીન વીતભયપુરપત્તન હશે? મોહેન્જોદારો અને વીતભયપુરપત્તન ભલે કદાચ એક ન હોય તો પણ બલુચિસ્તાન–સિંધ–પંજાબ વગેરે પ્રદેશોમાં આવાં આવાં નાના મોટા પ્રકારનાં ૩૭ સ્થળે ખોદકામ થયાં છે અને ત્યાંથી અવશેષો મળી આવ્યા છે. એટલે આવાં બીજાં ઘણાં નગરો ત્યાં દટાયેલાં છે. સંભવ છે કે આપણું વીતભયપુરપત્તન પણ તે પૈકીનુ એક હોય.

આ વાત પણ સ્મરણમાં રાખવા જેવી છે કે કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ મહારાજ 'ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર'માં જણાવે છે કે ભગવાન મહાવીરદેવે સ્વમુખે કહ્યુ હતું કે "દટાઇ ગયેલા વીતભયપુરપત્તનમાંથી કુમારપાલ રાજા ભગવાન મહાવીરસ્વામીની પ્રતિમા કઢાવશે અને મહોત્સવપૂર્વક પાટણમાં પધરાવશે." અને બરાબર તેમજ થયું હતું. કુમારપાલ રાજાને ખોદકામ કરતાં એ પ્રતિમા મળી હતી અને પછી મહામહોત્સવપૂર્વક પાટણમાં લાવીને પધરાવી હતી. આ પ્રસંગનું અતિસુંદર વર્ણન 'ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર'ના છેલ્લા પર્વમાં તથા 'કુમારપાલ મહાકાવ્ય'માં છે.

આવી લગભગ તે જ જાતની નગરરચના મોહેન્-જો-દારોમાં હોવાથી આ બંને નગરો એક જ પ્રકારની સંસ્કૃતિવાળા લોકોએ વસાવ્યાં હશે એવું સંશોધકોનું અનુમાન છે. સંશોધકોનું માનવુ છે કે પહેલાં સિંધમાં ઘણો જ વરસાદ પડતો હતો અને નદીના પ્રવાહો વારંવાર બદલાતા હતા તેથી નદીના પૂરમાં આ શહેર દટાઈ જતું હશે અને પછી પૂર ઊતર્યા બાદ લોકો ત્યાં આવીને જૂના નગર ઉપર જ નવીન નગર બાંધતા હશે. આથી એક ઉપર બીજું એમ ઉપરા ઉપર બાંધેલાં ૭ સાત નગરો અનુક્રમે ખોદકામ કરતાં નીકળ્યાં છે. ગમે તે હો, આ સ્થળો ઘણાં જ પ્રાચીન છે એમાં શંકા નથી.

૨ જે ટેકરી ઉપર ખોદકામ કરવામાં આવ્યું તે ટેકરીની ટોચ ઉપર બૌદ્ધ સ્તૂપ છે. તેથી આને 'ટેકરી' પણ કહે છે. આ સ્તૂપની નીચે દટાયેલું મંદિર હોવાની સંશોધકોની સંભાવના છે, પણ બૌદ્ધ ધર્માનુયાયીઓની ભાવના ન દુઃખાય એટલા માટે તેને તોડીને નીચે ખોદકામ કરવામાં આવ્યું નથી. આ સ્તૂપ ૨૦૦૦ વર્ષ જૂનો છે, એમ માનવામાં આવે છે. બીજે સ્થળે ખોદકામ કરતાં એક નીચે એક એમ ૭ સાત નગરો નીકળ્યાં છે 'તેમાં જે સૌથી તળિયાનું શહેર છે તેની નગર રચના બહુ જ ઉત્તમપ્રકારની અને શાસ્ત્રીય ગણવામાં આવે છે. આ નગરમાં દક્ષિણોત્તર જનારા અનેક મુખ્ય રસ્તાઓ સમાંતરે બાંધેલા છે અને તે દરેક એક બીજા સાથે નાની નાની ગલીઓથી જોડાયેલા હોવાને લીધે અનેક ચોક બનેલા છે. તેમાં સૌથી સુંદર રસ્તાની પહોળાઈ ૩૩ ફુટ છે. દરેક ઘરો પાકી ઈંટોથી બાંધેલાં છે અને પ્રત્યેક ઘરમાં સ્નાનગૃહ, અને બીજા નાના મોટા ઓરડાઓ છે. સ્નાનગૃહમાં ખાળ બાંધેલા છે અને તે સડકની બંને બાજુએ બનાવેલા ખાળોની સાથે જોડી દેવામાં આવેલા છે. ઘરો એક બીજાની અડોઅડ ન બાંધતાં પ્રત્યેક ઘર વચ્ચે થોડું થોડું અંતર રાખવામાં આવેલું છે અને અંતરમાં જ સ્નાનગૃહ બાંધેલાં છે. દરેક ગલીમાં સાર્વજનિક કૂવો છે અને ત્યાં પાણી ભરવા માટે આવેલા માણસોને બેસવા માટે કૂવા પાસે ઈંટથી બેઠકો બાંધેલી છે. પ્રત્યેક મોટા ઘરમાં કૂવો છે અને એક મકાનમાં તો ૩૯ ફુટ લાંબો ૩૩ ફુટ પહોળો અને આઠ ફુટ ઊંડો હોજ છે. સામાન્ય રીતે નાનું ઘર ૨૭ × ૩૦ ફુટ લાંબુ-પહોળું છે અને મોટા ઘરનો વિસ્તાર તેનાથી ડબલ હોય છે એક મકાન તો વળી ૨૩૦ × ૭૮ ફુટ લાંબુ-પહોળું છે. બીજું એક મકાન ૨૨૦ × ૧૧૫ ફુટ લાંબુ-પહોળું છે. ઘર સિવાય દુકાનો પણ નીકળી છે. આખું નગર વ્યવસ્થિત રીતે બાંધેલું છે.

આ ઉપરાંત જ્યારે આ ટેકરીનું ખોદકામ ચાલતું હતું ત્યારે તેમાંથી અનેક પ્રકારની વસ્તુઓ મળી આવી હતી. સોના-મણિના આભૂષણો, વીંટીઓ, ચિત્રોવાળાં ધાતુનાં પતરાં, ધનુષ, બાણ, તલવાર, ખંજર, કુહાડા, હાથીદાંતની બંગડીઓ, સ્ત્રીપુરુષોનાં પૂતળાં, ધાતુનાં નાનાં મોટાં વજન-માપ, નાણાં, છોકરાંઓને રમવાનાં અનેક પ્રકારનાં માટી વગેરેનાં બનાવેલાં રમકડાં તથા ઘઉં અને જવ વગેરે ધાન્ય પણ નીકળ્યાં હતાં. મોહેન્જોદારોમાં એક મ્યુઝિયમ બાંધીને તેમાં આ બધી વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે

૨. મોહેન્જોદારોમાં ત્રણ ચાર સ્થળે ખોદકામ થયું છે તેમાં એક ટેકરી ઉપર સ્તૂપ હોવાથી તેને Stupa Mound = સ્તૂપ ટેકરી કહે છે. જ્યારે બીજા ખોદકામવાળા પ્રદેશોના અંગ્રેજોએ Dk પ્રદેશ, Vs પ્રદેશ, Hr પ્રદેશ એવાં નામો રાખેલાં છે. સ્તૂપ ટેકરી અને Dk પ્રદેશ ખાસ જોવા લાયક ગણાય છે.

ઉપલબ્ધ થયેલી વસ્તુઓ ઉપરથી સંશોધકોનું માનવું છે કે ચારથી પાંચ હજાર વર્ષ જૂનું આ નગર હોવું જોઈએ. કારણ કે અહીં મળી આવેલી વસ્તુઓમાં અને બીજાં બે ત્રણ હજાર વર્ષ જૂનાં સ્થળોએ ખોદકામ કરતાં મળી આવેલી વસ્તુઓમાં સમાનતા નથી. મળી આવેલા ધાતુઓનાં પતરાં ઉપર અનેક પ્રકારના દેવ–દેવી આદિનાં ચિત્રો આલેખેલાં છે. પણ તે આજે હિંદુસમાજમાં પ્રલિત દેવ–દેવીઓનાં નથી. આથી પણ અનુમાન કરવામાં આવે છે કે વર્તમાન હિંદુ સંસ્કૃતિથી આ સંસ્કૃતિ પ્રાચીન હોવી જોઈએ અને કાલક્રમે તે નષ્ટ થઈ ગઈ હશે અથવા વર્તમાન સ્વરૂપની હિંદુ સંસ્કૃતિમાં તે ભળી ગઈ હશે. ધાતુઓનાં સચિત્ર પતરાં (સિક્કા) ઉપર અગ્રભાગે અક્ષરો લખેલા છે. આ લિપિ ઉકેલવા માટે ઘણો ઘણો પ્રયત્ન થયો છે છતાં હજી સુધી કંઇ જ સમજી શકાયું નથી. અક્ષરો બધા ચિત્રલિપિમાં લખાયેલા છે. આથી પણ આની પ્રાચીનતા માનવામાં આવે છે. સંશોધકોનું માનવું છે કે સૌથી ઉપરનાં ત્રણ નગરો ઓછામાં ઓછા ૪૫૦૦ વર્ષ પૂર્વેનાં હશે. એક નગર વસ્યા પછી તે દટાઇ જાય અને તેના ઉપર બીજું નગર વસે આ પ્રક્રિયામાં સહેજે ઓછામાં ઓછાં ત્રણસો વર્ષ જાય એમ માનવામાં આવે તો પણ સૌથી નીચલા થરનું સાતમા નંબરનું શહેર કેટલું અતિપ્રાચીન હશે એની સ્વયં કલ્પના કરી લેવી જ ઠીક છે. આમ છતાં એ ભૂલવું ન જોઈએ કે સૌથી ઉપર જે બૌદ્ધ સ્તૂપ છે તે બે હજાર વર્ષ જૂનો જ માનવામાં આવે છે.

આ બધા ઉપરથી એ સમજી શકાય તેમ છે કે તે લોકો બધા પ્રકારની કળાઓમાં ઘણા જ કુશળ અને આગળ વધેલા હતા.

આ ખોદકામના સંબંધમાં મોટા મોટા સાત દળદાર વોલ્યુમો–પુસ્તક વિભાગો સરકારી પુરાતત્ત્વસંશોધન ખાતા તરફથી બહાર પડેલાં છે અને તેમાં **જોન માર્શલે** ઉપલબ્ધ થયેલી વસ્તુઓનું વિસ્તારથી સચિત્ર વર્ણન કર્યું છે. જ્યારથી આ માહિતી પ્રકાશમાં આવી ત્યારથી જગતના મુખ્ય મુખ્ય સંશોધકોનુ આ તરફ ધ્યાન ખેંચાયું છે અને ઇતિહાસમાં આને ઘણું જ મહત્ત્વનુ સ્થાન મળી ગયુ છે. ઐતિહાસિક પુસ્તકમાં આનું થોડું ઘણું સચિત્ર વર્ણન પ્રાયે હશે જ હશે ઉપર જણાવેલા સાત વિભાગોને આધારે બીજા લેખકોએ પોતાના શબ્દોમાં સંક્ષેપમા યા વિસ્તારથી ઘણું ઘણું લખ્યું છે.

પુરાતત્ત્વખાતા તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકના સાત ભાગો તો જો કે મારા જોવામાં નથી આવ્યા, પરંતુ મેં લેખના પ્રારંભમાં જ જણાવેલા A Pagent of India નામના પુસ્તકના પહેલા **मोहेन्जोदारो** નામના પ્રકરણમાં **જોન સાર્શલ**ના કથનને આધારે જ જે એક આકૃતિનું વર્ણન છે તે શ્રીપાર્શ્વનાથ ભગવાનની આકૃતિને જ મળતું છે. એ આખો અંગ્રેજી પેરેગ્રાફ ગુજરાતી ભાષાતર સાથે નીચે મુજબ છે—

Here too are a cobra rearing it's many–hooded heads over a human figure, which may be the prototype of Buddhist images and a sacred tree which may be the Banyan prominent in Buddhism. [ A Pageant of India. P. 4 ]

ભાવાર્થ–" અહીંઆં પણ[3] એક મનુષ્યનું એવું ચિત્ર મળી આવ્યું છે કે તેની પાછળ સર્પ રહેલો છે અને તેણે તે મનુષ્યના મસ્તક ઉપર પોતાની ફણાઓને પસારી છે. વળી આ દૈવી આકૃતિની પાછળ એક વૃક્ષ છે કે જે વડનું ઝાડ જણાય છે. એમ જણાય છે કે આ મનુષ્યની (દેવની) આકૃતિ એ બુદ્ધની મૂર્તિનો નમૂનો હોવો જોઈએ. અને જે વટવૃક્ષ છે તે બુદ્ધ ધર્મનું પ્રસિદ્ધ વૃક્ષ (બોધિવૃક્ષ) હોવું જોઇએ.

**જોન માર્શલ** આ ધાતુના પતરા ઉપર મળી આવેલા ચિત્રને બુદ્ધનું ચિત્ર હોવાનું જણાવે છે, પણ જૈન તીર્થંકરો અને જૈનધર્મના સ્વરૂપથી તદ્દન અપરિચિત જોન માર્શલને ક્યાંથી ખબર હોય કે આને બુદ્ધની આકૃતિ સાથે કશી જ લેવા દેવા નથી પણ આ આકૃતિ ત્રેવીશમા જૈન તીર્થંકર દેવાધિદેવ **શ્રીપાર્શ્વજિનેશ્વર**ની જ છે! જોન માર્શલે વધારે વિચાર કર્યો હોત તો અવશ્ય ખ્યાલમાં આવત કે બુદ્ધના જીવનમાં સર્પ અને વટવૃક્ષ સાથે સંબંધ ધરાવતી કોઇ પણ પ્રકારની હકીકત આવતી નથી. પરંતુ પાશ્ચાત્યોનું એવું અજ્ઞાન યા વલણ રહ્યું છે કે જૈનધર્મ સાથે મળતી આવતી વસ્તુઓને હમેશાં બૌદ્ધધર્મને નામે જ તેઓ ચડાવી દે છે.

હવે આપણે જૈન માન્યતા સાથે ઉપરના વર્ણનને સરખાવીએ. પ્રત્યેક જૈન જાણે છે કે **પાર્શ્વનાથ** ભગવાન છદ્મસ્થાવસ્થામાં વડના ઝાડ નીચે કાઉસ્સગ્ગધ્યાને રહ્યા હતા તે વખતે પૂર્વભવના વૈરી કમઠાસુરે આવીને ભગવાનને અનેક ઉપસર્ગો કર્યા હતા, છતાં ભગવાન જ્યારે અચલ રહ્યા ત્યારે છેવટે કલ્પાંતકાળ જેવા મેઘ વિકુર્વીને તેણે ભયંકર વૃષ્ટિ વરસાવી હતી. આ વખતે ધરણેંદ્રે આવીને સર્પનું રૂપ વિકુર્વીને ભગવાનના મસ્તક ઉપર ફણાનું આચ્છાદાન કરીને ઉપસર્ગનું નિવારણ કર્યું હતું. આ સંબંધી શાસ્ત્રોમાં ઘણાં પ્રમાણ છે. પણ આપણે પ્રસિદ્ધ અને સુલભ ઉપાધ્યાય શ્રીવિનયવિજયજી મહારાજ વિરચિત 'કલ્પસૂત્ર–સુબોધિકા'નો જ પાઠ જોઈ લઈએ—

स्वामी प्रव्रज्यैकदा विहरंस्तापसाश्रमे कूपसमीपे न्यग्रोधाधो निशि प्रतिमया स्थितः। इतः स मेघमाली सुराधमः श्रीपार्श्वमुपद्रोतुमागत्य क्रोधान्धः स्वविकुर्वितशार्दूल–वृश्चिकादिभिरभीतं प्रभुं निरीक्ष्य गगनेऽन्धकारसन्निभान् मेघान् विकुर्य कल्पान्तमेघवद् वर्षितुमारेभे ... .... क्षणादेव च प्रभुनासाग्रं यावज्जले प्राप्ते आसनकम्पेन धरणेन्द्रो महिषीभिः सममागत्य फणैः प्रभुमाच्छादितवान्, अवधिना च विज्ञातोऽमर्षेण वर्षन् मेघमाली धरणेन्द्रेग हक्कितः प्रभुं शरणीकृत्य स्वस्थानं ययौ॥ [ कल्पसूत्र सुबोधिका–सूत्र. १५८ ]

ભાવાર્થ—(શ્રી પાર્શ્વનાથ) સ્વામી એક વખત વિચરતા તાપસાશ્રમે આવ્યા હતા અને ત્યાં કૂવાની પાસે વડના ઝાડ નીચે રાત્રિએ પ્રતિમા ધારણ કરીને રહ્યા હતા; આ

3. અહીં "પણ" શબ્દ વાપર્યો છે તેથી બીજા સ્થળનું અનુસંધાન હોવું જોઇએ. અત્યારે મારી પાસે મૂળ પુસ્તક ન હોવાથી કંઇ નિર્ણયાત્મક કહી શકતો નથી પણ "જેમ હરપ્પામાં તેમ અહીંઆં "પણ" એવો આશય હોવો જોઇએ એમ મારી સંભાવના છે. હરપ્પામાથી પણ સંભવ છે કે, આવું ધાતુના પતરાં ઉપર કોરેલું ચિત્ર મળી આવ્યું હોય. મોહેન્જોદારોના જ કોઇ બીજા પ્રદેશની અપેક્ષા હોય એ પણ કદાચ બનવાજોગ છે.

અવસરે દુષ્ટ મેઘમાલી દેવે આવીને **શ્રીપાર્શ્વનાથ ભગવાનને** સિંહ, વિંછી વગેરે વિકુર્વીને ઉપસર્ગ કર્યા છતાં અડગ જોઈને મેઘ વિકુર્વીને કલ્પાંતકાળના મેઘની જેમ વૃષ્ટિ કરવા માંડી. આથી ક્ષણવારમાં જ ભગવાનની નાસિકાના અગ્રભાગ સુધી પાણી આવી પહોંચ્યું. આ જ વખતે ધરણેન્દ્રનું આસન કંપાયમાન થયું અને પટરાણીઓ સાથે આવીને ધરણેન્દ્રે ભગવાનને ફણાથી આચ્છાદિત કર્યા. ત્યાર પછી અવધિજ્ઞાનથી મેઘમાલીને ઉપદ્રવ કરતો જાણીને ધરણેન્દ્રે તેની તર્જના કરવાથી મેઘમાલી પણ ભગવાનને નમીને શરણ થઈ સ્વસ્થાને ગયો.

આ જ હકીકત **શ્રીસુમતિવિજયજી** કવિરાજના શિષ્ય અઢારમી સદીના **શ્રીરામવિજયજી** મહારાજે રચેલા "સેવો ભવિયણ જિન ત્રેવીશમો" આ સ્તવનમાં નીચે મુજબ જણાવી છે.—

"વહાલો મારો વડ હેઠળ કાઉસગ્ગ રહે, મેરુતણી પરે ધીર;
ધ્યાન શુકલ તે મનમાં ધ્યાવતા, ઊંચાં ચઢિયાં છે નીર. સેવો ભવિયણ."

આ હકીકત જૈન સાહિત્યમાં એટલી બધી પ્રસિદ્ધ છે કે આ વિષે વધારે કંઈ લખવાની જરૂર જેવું નથી.

સંશોધકો આ મોહેન્-જો-દારોની સંસ્કૃતિને ભલે ચાર-પાંચ હજાર વર્ષ જૂની માનતા હોય પણ ઉપર રહેલા બૌદ્ધસ્તૂપને ૨૦૦૦ વર્ષ જૂનો જ માને છે. વળી ઉપર જણાવેલી ફણાધારી આકૃતિને તેઓ બુદ્ધની આકૃતિને મળતી જ જણાવે છે. ભગવાન **શ્રીપાર્શ્વનાથના** નિર્વાણને પોણા ત્રણ હજાર વર્ષ થયાં છે. એટલે ભગવાનના નિર્વાણ પછી આ ધાતુના પતરાં ઉપર આલેખેલું ચિત્ર હોવામાં અને માનવામાં કશો વાંધો નથી.

પુરાતત્ત્વખાતાથી પ્રસિદ્ધ થયેલા સાત વિભાગોમાં જોન માર્શલે આ વર્ણન કયા વિભાગમાં કર્યું છે તેમજ ત્યાં આ ચિત્રનો કોઈ ફોટો આપ્યો છે કે નહીં એ તપાસવામાં આવે તો ઘણું જ ઉપયોગી થઈ પડશે. બાકી જે વર્ણન આપ્યું છે તે સર્વાંશે ભગવાન શ્રીપાર્શ્વનાથની વડ નીચે કાઉસગ્ગ ધ્યાનમાં રહેલી ફણાધારી અવસ્થાને જ મળતું છે. ધાતુનાં પતરાઓ ઉપર જેમ બીજા અનેક દેવોનાં ચિત્ર મળી આવ્યાં છે તે પ્રમાણે આ પણ છે. હું એવા સ્થળે બેઠો છું કે આ સાત વિભાગો મને અહીં પ્રાપ્ત થવા મુશ્કેલ છે. ભવિષ્યમાં મારા હાથમાં આવશે ત્યારે હું તપાસ કરીશ. પરંતુ તે પહેલાં જો કોઈ મહાનુભાવના હાથમાં આવે તે આ વિષે વિશેષ તપાસ કરે અને વિસ્તૃત હકીકત પ્રકાશમાં લાવે એ ઈચ્છનીય અને પ્રશંસનીય છે. અત્યારે આને શ્રીપાર્શ્વનાથ ભગવાનનું આલેખેલું ચિત્ર માનવામાં કશો જ વાંધો નથી.

આ જાણીને અતિઆનંદિત થવાની વાત એ છે કે ભારતવર્ષના અતિપ્રાચીન મનાતા સ્થળની અંદર પણ જૈનધર્મની દિગંતવ્યાપી ધ્વજ-પતાકા ફરકતી હતી. આપણે જાણીએ છીએ કે ભગવાન **મહાવીરદેવ સિંધુસૌવીર** દેશમાં પધાર્યા હતા અને ત્યાંની રાજધાની **વીતભયપુરપત્તનના ઉદાયન** રાજાને દીક્ષા આપી હતી. આ **ઉદાયન** રાજા **ચેડા મહારાજાના** જમાઈ, ભગવાન **મહાવીરદેવના** પરમભક્ત અને છેલ્લા રાજર્ષિ હતા. અને છેવટે અનસન કરીને કેવળજ્ઞાન ઉપાર્જન કરી મોક્ષમાં ગયા છે. આ મોહેન્-જો-દારો

પણ સિંધુ દેશમાં જ છે. એટલે જૈનધર્મનું પશ્ચિમમાં સિંધુથી માંડીને પૂર્વમાં મગધ-સુધી અને ઉત્તરમાં તક્ષશિલાથી માંડીને દક્ષિણમાં પાંડુ મથુરા[૪] (મદુરા) સુધી સામ્રાજ્ય પ્રવર્તતું હતું. આપણે સૌ કોઈ શાસનદેવ પાસે પ્રાર્થીએ કે એ ભવ્ય સમૃદ્ધ અને ગૌરવવંતા ભૂતકાલીન ઇતિહાસનું શીઘ્રમેવ પુનરાવર્તન–પુનરાગમન થાય.

पोष शुक्ल पंचमी सं. २००६
मु. बालापुर. (जिल्ला–आकोला)
(विदर्भ)

मुनिराज श्रीभुवनविजयान्तेवासी
मुनि जम्बूविजय.

૪. કૃષ્ણે કોપાયમાન થઇને પાંડવોને પોતાનો પ્રદેશ છોડી જવાનો હુકમ કર્યો ત્યારે પાંડવોની માતા અને કૃષ્ણની ફઈ સતી કુંતીની વિનંતિથી કૃષ્ણે દક્ષિણ કિનારે વસવાની છૂટ આપી હતી. અને પાંડવો જે સ્થળે નગર વસાવીને રહ્યા હતા તે સ્થળનું પાંડુ મથુરા નામ પાડવામાં આવ્યું હતુ આ જાતનો ઉલ્લેખ દ્રૌપદીનું અપરકંકામાં હરણ થયા પછી ભરતક્ષેત્રમાં પાછી લાવવામાં આવી અને કૃષ્ણને ગંગા નદી તરીને આવવું પડયુ તે પ્રસંગના વર્ણનમાં શાસ્ત્રોમાં આવે છે. ભારતનો સૌથી દક્ષિણનો સિલોન–લંકા પાસેનો ભાગ પાંડય દેશના નામથી પહેલાં ઓળખાતો હતો અને આજની મદુરા કે જેનું સાચું નામ મથુરા છે તે પાંડયદેશનું પાટનગર હતું. મદુરા એ મથુરાનો આજકાલ થઈ ગયેલો અપભ્રંશ છે. તેથી સંશોધકનું માનવું છે કે પાંડુ મથુરા તે પાંડય દેશની રાજધાની આજની મદુરા જ હોવી જોઈએ. આ વાતનો સ્વીકાર કરીએ તો પણ પાંડવ સંબંધી કથાનકને કશો જ બાધ આવતો નથી.

પાંડવો દરિયા કિનારે વસ્યા હતા એવું જો કે શાસ્ત્રોમાં કથન આવે છે પણ મદુરા કંઈ સમુદ્રથી ઘણી દૂર નથી જ અને સમુદ્રની પાસેનો સમીપનો બધો ભાગ સમુદ્ર કિનારો કહેવાય એમાં કંઇ વાંધા જેવું નથી.

\+ + +

## પ્રકીર્ણક

### જૈનધર્મ વિશે ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનનો મતઃ

ઐતિહાસિક પ્રમાણોથી બતાવી શકાય એમ છે કે, ઈ. સ.ની પહેલી શતાબ્દિ પૂર્વે પ્રથમ તીર્થંકર ઋષભદેવની કેટલાયે લોકો પૂજા કરતા હતા. એ પ્રમાણમાં પણ હવે શંકા નથી કે વર્ધમાન અને પાર્શ્વનાથની પહેલાં પણ જૈનધર્મ ફેલાઈ ચૂક્યો હતો કમકે, યજુર્વેદમાં ઋષભદેવ, અજિતનાથ અને અરિષ્ટનેમિ નામના ત્રણ તીર્થંકરોનો ઉલ્લેખ આવે છે. ભાગવત પુરાણ આપણું લક્ષ ખેંચે છે કે, જૈનધર્મના સંસ્થાપક શ્રીઋષભદેવ ભગવાન હતા. [ ઇંડિયન ફિલોસોફી ]

### જૈનધર્મ વિશે જસ્ટિસ રાંગતેકરનો મતઃ

The origin of Jainism is pre–Vedic.

જૈનધર્મનું મૂળ વેદ પહેલાંનું છે.

૩




# લાબ અને કાંટા

**કેટલાક વિદ્વાનો જૈન સાહિત્યના પ્રાંગણને પોતાની કળાજીવી દૃષ્ટિથી અજવાળે છે જ્યારે કેટલાક કચરો ફેંકી જઇ મેલું પણ બનાવે છે, એવી બીનાઓ સંક્ષિપ્ત રીતે જ આ સ્તંભમાં આલેખાય છે.**

---

જૈનોએ સર્વ ધર્મ સમન્વય સાધ્યો છે, એવા દાખલા ઇતિહાસમાં અનેક છે. એ વખતે તેઓએ માત્ર કલાપ્રેમને જ લક્ષમાં રાખ્યો છે.

ગુર્જરેશ્વરોએ બંધાવેલ સિદ્ધપુરના તૂટેલા રુદ્રમહાલયનો ઉદ્ધાર શાહ સાલિગ દેશલહરાએ કર્યો હતો. શાહ સાલિગ શત્રુંજય તીર્થના ઉદ્ધારક સમરાશાહના ભાઈ થાય. તે ઓસવાલ જૈન હતા.

કોણ કહી શકે કે જૈનો સંકુચિત વૃત્તિના હતા ?

* * *

શ્રી. દુર્ગેશ શુક્લ કૃત ‘ઉત્સવિકા’ નામની ૧૩ સ્ત્રીપાત્ર વિનાનાં નાટકોની પુસ્તિકા હાલમાં બહાર પડી છે: એમાં ‘અમીચંદ’નું એક નાટક છે: જેમાં એને જગતશેઠ ઠરાવીને લખવામાં આવ્યું છે. અમીચંદ જગતશેઠ નહિ, પણ તેમનો શીખ ગુમાસ્તો હતોઃ એ હવે સિદ્ધ થયેલી ઐતિહાસિક બીના છે. જગતશેઠોએ તો પોતાની લક્ષ્મી અને પોતાના પ્રાણ દેશને ચરણે ધર્યા છે. આશા છે, કે ભાઈશ્રી શુક્લ આગામી આવૃત્તિમાં તેનો સુધારો કરી લેશે.

‘અમીચંદ’ વિષે ઐતિહાસિક માહિતીથી ભરેલી નવલિકા હાલમાં શ્રી. જયભિખ્ખુના નવા પુસ્તક “માદરે વતન”માં પ્રગટ થઈ છે, તે તરફ પણ ધ્યાન દોરીએ છીએ.

* * *

આજકાલ ઘણાંય વર્તમાનપત્રો પક્ષીય પ્રચાર માટે ચાલે છે તેઓ જનતાને સત્ય હકીકત રજૂ કરવા ઇંતેજાર નથી હોતાં, પણ પક્ષને લાભકર્તા કિસ્સાઓ ભારે જોરશોરથી રજૂ કરે છે. આ કારણે આટલાં વર્તમાનપત્રો હોવા છતાં ક્યાંય જનતાનો સાચો અવાજ રજૂ થતો નથી.

આ વિષે એક સુંદર વાત જાણવા મળે છે. પોંડીચરીના અરવિંદ આશ્રમમાં એક લાયબ્રેરી છે. તેમાં અનેક વિભાગો છે. એમાં એક વિભાગ છે “ફોલ્સ હુડ”નો. અર્થાત “જુઠાણાં વિભાગ” આ વિભાગમાં મુખ્યત્વે રોજિંદા વર્તમાન પત્રો મૂકવામાં આવે છે!

* * *

આપણે ત્યાં મંદિરોમાં કે ઘરોમાં અખંડ દીપક પેટાવવાની પ્રથા હતી. આજે પણ કેટલેક સ્થળે છે: અખંડ દીપક એ અખંડ નિષ્ઠાનો ઘોતક હતો. પણ છેલ્લા વખતમાં તેનો સાચો અર્થ ન સમજાવાથી તે પ્રથા ઢીલી પડી છે, જ્યારે પરદેશોમાં તેનુ અનુકરણ કરવામાં આવે છે.

* * *

ઈ. સ. ૧૯૪૫ના ૯ મી ઓગસ્ટે જાપાનના નાગાસાકી ને હીરોશીમા નામના બે ગામો પર એટમબોંબ નાખી તેનું સત્યાનાશ કાઢવામાં આવ્યું હતું. આ પછી આ બંને ગામોની પુનરરચના થતાં ત્યાંના વડા નાગરિકોએ કહ્યું કે, “જ્યારથી ઉપર્યુક્ત ઘટના બની

ત્યારથી અમે વિચારી રહ્યા છીએ, કે અમારે અમારું જીવન કેવી રીતે સમર્પિત કરવું કે જેથી ભવિષ્યનાં યુદ્ધ અટકે. અમે અમારા ગામને શાંતિના યાદગાર નગર તરીકે ખડું કરીએ છીએ. બહુ જ વિશાળ હૃદયથી વિજેતા દેશના ગુનેગારોને ક્ષમા આપી છે. અમે ભૌતિક તથા આધ્યાત્મિક બંને રીતે અમારા નગરને વિશ્વશાન્તિનું કેન્દ્ર બનાવવા માગીએ છીએ."

આ વિશ્વશાન્તિ દિવસ ૨૮ દેશોમાં પળાયો. બર્લિનમા જાહેર બાગમાં એક મોટું કાંસાનું શકોરું ખુલ્લુ મૂકવામાં આવ્યું. આમાં લખ્યું છે, કે "બધા દેશોની પહેલાં–માનવી." આ શકોરામાં એક અખંડ જ્યોત પેટાવવામાં આવી છે, જેની અખંડ જ્યોતની જાળવણીનો ભાર બર્લીને પોતાના માથા પર લીધો છે.

* * *

દિલ્હીમા સરકાર તરફથી ખડો કરવામાં આવેલ ભવ્ય એસેમ્બલી હોલ છે. અહીં બેસી દેશના સંચાલનનો વિચાર થાય છે. અહીં જ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ બેઠેલા.

આ એસેમ્બલી હોલના પ્રવેશ દ્વારના ઘુમ્મટમાં નીચેનો શ્લોક સોનેરી અક્ષરોમાં લખેલો છે.

न सा सभा यत्र न सन्ति वृद्धाः
वृद्धा न ते ये न वदन्ति धर्मम् ॥
धर्मः स नो यत्र न सत्यमस्ति ।
सत्यं न तद् यच्छममभ्युपैति ॥

એ સભા નથી કે જેમાં વૃદ્ધો નથી, ને એ વૃદ્ધ વૃદ્ધ નથી જે ધર્મ બતાવતા નથી. અને એ ધર્મ ધર્મ નથી જેમાં સત્ય નથી અને એ સત્ય સત્ય નથી જેમાં શાંતિ મળતી નથી.

* * *

**આપણે** ત્યાં હસ્તલિખિત પ્રતોનાં મૂલ્ય છેલ્લા થોડા સમયથી સ્વીકારવામાં આવ્યાં છે. તેમાં પણ હજી ઉપા. શ્રી યશોવિજયજી, શ્રી. દેવચંદ્રજી વગેરેની લખેલી પ્રતોની કીંમત આપણે મન નહીં બરાબર છે. પણ યુરોપમાં તો સુપ્રસિદ્ધ લેખકોની છપાયેલી પુસ્તકોની હસ્તલિખિત પ્રત માટે પણ ભારે કીમત બોલાય છે. જ્ઞાનની તેમની ઉપાસના ભારે હોય છે.

'શેરલોક હોમ્સ' નામની ડીટેકટીવ નવલકથાઓના લેખક સર આર્થર કોનન ડાઈલનું હસ્તલિખિત પુસ્તક એક બેન્કના સેઈફ ડીપોઝીટના ખાનામાંથી મળ્યું છે. આની કીમતનો અંદાજ હજી બાંધી શકાયો નથી: જ્યારે 'ઓલ્ડ વાઈવ્ઝ ટેલ'ના લેખક મિ. અર્નોલ્ડ બેનેટની હસ્તલિખિત નવલની કીમત ત્રણ હજાર પાઉન્ડ નકારવામાં આવી હતી. આખરે પાંચ હજાર પાંડે એ વેચાયું.

મશહૂર નવલકથાકાર ડિકન્સની પ્રસિદ્ધ નવલકથા 'પીકવીક પેપર્સ'નાં હસ્તલિખિત પાંચ પાનાની કીમત સાડા સાત હજાર પૌંડ ઉપજી હતી. 'એલિસ ઈન વન્ડરલેન્ડ' પુસ્તકના હસ્તલિખિત પાનાનાં ૧૫૪૦૦ પાઉન્ડ ઉપજ્યા હતા. મહાકવિ મિલ્ટન કૃત 'પેરેડાઈઝ લોસ્ટ'ની હસ્તપ્રતના એક મિનિટમાં ૭૫૦૦૦ પૌંડ બોલાયા હતા. જ્યારે કીટ્સની વીસ ટૂંકની એક હસ્તલિખિત પ્રતના ૩૪૦૦ પૌંડ ઉપજ્યા હતા. આમાં વિશેષ આશ્ચર્યની વાત તો એ છે, કે આ બધાં હસ્તલિખિત પ્રતોની હજારો નકલો છપાઈને વેચાઈ ગયેલી. —જ૦



# 'શાન્તિ' નામક સૂરિઓ

## સમાનનામક મુનિવરો (લેખાંક : ૧ લો.)

લેખકઃ—પ્રો. **હીરાલાલ ર. કાપડિયા** એમ. એ.

**જ્યારે** એક જ સમયે એક જ નામની—સમાન નામક એક કરતાં વધારે વ્યક્તિઓ જોવાય છે તો પછી અનેક શતાબ્દીઓનો વિચાર કરતાં તો આવી કેટલીયે વ્યક્તિઓ જણાય તેમાં શી નવાઈ?

પુણ્યપત્તનના ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મન્દિરને મુંબઇ સરકાર તરફથી વહીવટ માટે સોંપાયેલી જૈન હાથપોથીઓનું વર્ણનાત્મક અને વિસ્તૃત સૂચીપત્ર ખાસ કરીને એનાં પરિશિષ્ટો તૈયાર કરતી વેળા એક જ નામની વિવિધ વ્યક્તિઓની ભિન્નતા કે અભિન્નતાનો નિર્ણય કરવાના પ્રસંગો ઊભા થયા હતા. આવો એક પ્રસંગ સૂચીપત્ર (ભા. ૪, પૃ. ૧૧૪) માં **બૃહચ્છાન્તિ સ્તોત્ર**ના કર્તાને અંગે ઉપસ્થિત થયો હતો. પં. બેચરદાસે "આલોક" (વ. ૧, અં. ૧)માં "બૃહત્-શાન્તિના કર્તા' એ નામનો એક લેખ વિ.સં. ૧૯૭૭ માં લખ્યો હતો. એમાં એમણે વિ. સં. ૧૬૫૮ માં લખાયેલી એક હાથપોથીમાંથી નીચે મુજબની પંક્તિ ઉદ્ધૃત કરી હતીઃ—

"इति शान्तिसूरिवादिवेतालीयेऽर्हदभिषेकविधौ सप्तमं शान्तिपर्व समाप्तमिति।"

એમણે આ ઉપરથી **બૃહચ્છાન્તિ સ્તોત્ર**ના કર્તા **શાન્તિસૂરિ** તે 'વાદિવેતાલ' શાન્તિસૂરિ છે એવો નિર્ણય કર્યો હતો મને આ નિર્ણય માન્ય જણાય છે, કેમકે **બૃહત્-ટિપ્પનિકા** જે "જૈન સાહિત્ય સંશોધક" (વર્ષ ૧, અં. ૨) માં ઈ. સ. ૧૯૨૫ માં છપાઈ છે તેમાં નીચે પ્રમાણેની સમર્થનાત્મક પંક્તિ નજરે પડે છેઃ—

"श्रीशान्तिवेतालिया पर्वपञ्जिका स्नपनविध्यादिवाच्या"

વળી **પંચ પ્રતિક્રમણ**ની હિન્દી અનુવાદાદિ સહિતની જે આવૃત્તિ ઈ સ. ૧૯૨૧માં છપાયેલી છે તેમાં પં. સુખલાલજીએ પણ પૃ. ૨૮૭ માં આ સ્તોત્રના કર્તા તરીકે 'વાદિવેતાલ' **શાન્તિસૂરિ**નો જ ઉલ્લેખ કર્યો છે.

આવી પરિસ્થિતિમાં પં. દલસુખ માલવણિયા **ન્યાયાવતારવાર્તિક-વૃત્તિ**ની પ્રસ્તાવના (પૃ. ૧૪૯)માં આ **શાન્તિસૂરિ** તે 'વાદિવેતાલીય' ઈત્યાદિ અનેક **શાન્તિસૂરિ**થી ભિન્ન છે કે અભિન્ન છે એ કહેવું કઠણ છે એમ કેમ કહે છે? શું ઉપર્યુક્ત લેખ વગેરે એમના ખ્યાલ બહાર હશે કે એ એમને માન્ય નથી કે એમના ગુરુવર્ય સુખલાલજીએ પોતાનો મત ફેરવ્યો હોવાનું કોઈ કારણ છે?

આ પ્રસ્તાવના ( પૃ. ૧૪૬-૧૪૯ )માં ભિન્ન ભિન્ન **શાન્તિસૂરિ**ઓનો સંક્ષેપમાં પરિચય અપાયો છે. એમની પૂર્વે એ બાબત ટૂંકથી "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" નામના પુસ્તક ( પૃ. ૮૭૫ )માં સ્વ. **મોહનલાલ દ દેસાઈએ** વિચારી છે. વળી "ચૈત્યવંદન મહાત્મ્ય" ના નિવેદનમાં એક નોંધ છે. આ ત્રણે મુખ્ય સાધનોને સામે રાખી અને એનો યથાયોગ્ય ઉપયોગી કરી હું પ્રસ્તુત લેખ લખવા પ્રવૃત્ત થાઉં છું, કેમકે આ દ્વારા **ન્યાયાવતાર**નું વાર્તિક અને એની વૃત્તિ રચનારા વિષે વિચાર કરવાની અને એ દ્વારા મારા ઐતિહાસિક અન્વેષણારૂપ અભ્યાસને દૃઢીભૂત કરવાનો, ઉપર્યુક્ત સૂચીપત્રને ચકાસી જોવાનો તેમજ વિશેષજ્ઞો તરફથી આ વિષયમાં નવીન જાણવાનો મને સુયોગ જણાય છે.

આ [1]'હુંડા' અવસર્પિણીમાં ભારતવર્ષમાં થઈ ગયેલા મનાતા જૈનોના સોળમા તીર્થંકરનું નામ 'શાન્તિ' છે. એની નોંધ **સમવાય** ( સુત્ત ૧૫૭ ), **વિવાહપણ્ણત્તિ** ( સ. ૨૦, ઉ. ૮; સુ. ૬૭૬ ), **નંદી** ( ગા. ૧૮-૧૯ ) અને **લોગસ્સ** ( ગાથા ૨-૪ ) તેમજ **પઉમચરિય** ( ૧, ૧, ૬ ) જેવી પ્રાચીન કૃતિઓમાં જ્યાં ચોવીસ તીર્થંકરોની નામાવલિ છે ત્યાં જોવાય છે. આમ આ નામ જૈન સાહિત્યની દૃષ્ટિએ લગભગ ૨,૫૦૦ વર્ષ જેટલું જૂનું છે.

"આત્માનંદ શતાબ્દી સ્મારક ગ્રન્થ" (પૃ. ૧૮૨-૧૯૬)માં શ્રી. અગરચંદ નાહટાનો "પલ્લીવાલ ગચ્છપટ્ટાવલી" નામનો લેખ છપાયો છે. એમાં પૃ. ૧૮૪ મા એક **શાન્તિસૂરિ** વિ. સં. ૧૬૧ માં થયાની નોંધ છે. એમના પછી (૧) **યશોદેવ**, (૨) **નન્ન** (૩) **ઉદ્યોતન**, (૪) **મહેશ્વર**, (૫) **અભયદેવ** અને (૬) આમદેવ નામના આચાર્ય થયા. પછી ફરીથી આ જ નામના સાત આચાર્યો એક પછી એક લાગલાગટ વિ સં. ૧૬૮૭ સુધી થતા રહ્યા. આ હિસાબે 'શાન્તિ' નામના અને 'પલ્લીવાલ' ગચ્છના આચાર્યોના સ્વર્ગવાસના વર્ષો આ મુજબ ગણવામાં છે—૧૬૧, ૪૯૫, ૭૬૮, ૧૦૩૧, ૧૨૨૪, ૧૪૪૮ અને ૧૬૬૧.

માલવણિયા કહે છે કે વિ. સં ૧૪૪૮ માં સ્વર્ગે ગયેલા **શાન્તિસૂરિ**ના નામ ઉપર શ્રી. **નાહટાએ** કેટલાક પ્રતિષ્ઠા લેખો ચઢાવ્યા છે, પણ એ સમુચિત નથી, અને એથી આ પ્રતિષ્ઠા લેખો દ્વારા સૂચિત **શાન્તિસૂરિ**થી આ ભિન્ન હોવા જોઈએ અથવા તો **શાન્તિસૂરિ**ના સ્વર્ગગમનની સાલમાં કોઇ ભ્રમ માનવો જોઈએ. આમ આ એક પ્રશ્ન છે કે જેનો ઉત્તર શ્રી. **નાહટાએ** કે આ વિષયના અભ્યાસીએ આપવો ઘટે.

**થારાપદ્ર ( સ્થિરાપદ્ર ) ગચ્છના શાન્તિસૂરિ**—આગમિક સાહિત્યનું પરિશીલન કરનારથી 'પાઇય ટીકા' અપરિચિત ન જ હોઈ શકે. આ 'શિષ્યહિતા' એવા નામાન્તરવાળી ટીકાના કર્તા **શાન્તિસૂરિ** છે. એમણે આ ટીકામાં પોતાના ગચ્છનું નામ સ્પષ્ટપણે 'થારાપદ્ર' જણાવ્યુ છે, અને તેમ કરવા પૂર્વે એમણે 'કૌટિક' ગણ 'વૈર' શાખા અને 'ચન્દ્ર' કુળનો ઉલ્લેખ કર્યો છે. આ **શાન્તિસૂરિએ પાઇય ટીકાની** પ્રશસ્તિમાં સર્વદેવ અને અભયદેવ એ બે સૂરિનો ગુરુ તરીકે ઉલ્લેખ કર્યો છે. આ **શાન્તિસૂરિ**નું ચરિત્ર **પ્રભાવકચરિત**માં અને એના ભાષાન્તરને અંગે પં. કલ્યાણવિજયે રચેલા "પ્રબન્ધ પર્યા-

૧. જુઓ, **ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર** (પર્વ ૩. સ. ૭ શ્લોક ૧૫૪.) અને **તિલોયપણ્ણત્તિ** [ ૪, ૧૬૧૫ ].

લોચન" ( પૃ. ૭૯-૮૧ )માં અપાયેલું છે આ આધારે આપણે એ જાણી શકીએ છીએ કે શાન્તિસૂરિ 'શ્રીમાલ' વંશના ધનદેવ અને ધનશ્રીના પુત્ર થાય છે. એમનું અસલ નામ ભીમ છે. એમને વિજયસિંહ આચાર્યે દીક્ષા આપી હતી. ભોજ રાજા તરફથી શાન્તિસૂરિને 'વાદિવેતાલ' એવું બિરુદ મળ્યું હતું. એમણે ધનપાલની *તિલકમંજરીનું એ કવિના કહેવાથી સંશોધન કર્યું હતું. કલ્યાણવિજયજીએ એવો ઉલ્લેખ કર્યો છે કે તિલકમંજરી ઉપર આ સૂરિએ ટિપ્પણ રચ્યું છે અને તેની હાથપોથી પાટણના ભંડારમાં છે. ( પણ આ કથન ભ્રાન્ત જણાય છે. ) વળી તેમણે અંતમાં એમ કહ્યું છે કે "જીવવિચાર અને ચૈત્યવંદન મહાભાષ્ય નામના ગ્રન્થો પણ આ જ શાન્તિસૂરિની કૃતિ હોવાનું મનાય છે."

જૈ. સા. સં. ઈ. (પૃ. ૨૦૭)માં "આ શાન્તિસૂરિએ અંગવિદ્યા રચી-ઉદ્ધરી. (કાં વડો. નં. ૯, પી. ૩,૨૩૧; જેસ.)" એમ કહ્યું છે. વિશેષમાં અહીં વિ. સં. ૧૦૯૬માં શાન્તિસૂરિનો સ્વર્ગવાસ થયો એવો ઉલ્લેખ છે. આ ઉપરાંત "(પ્રા૦) ધર્મશાસ્ત્રના રચનાર શાન્તિસૂરિ આ હશે (પી. ૨,૬૦)" એમ પણ અહીં કહેવાયું છે. પૃ. ૨૦૬માં નીચે મુજબ ટિપ્પણ છે. "આ સૂરિએ ૭૦૦ શ્રીમાલી કુટુંબોને જૈન કર્યાં. તેમનો વડગચ્છ હતો. પછી તેમાંથી આઠ શાખાના વિસ્તારવાળો પિંપળગચ્છ થયો સં. ૧૨૨૨". અહીં હું એ ઉમેરીશ કે 'વાદિવેતાલ' શાન્તિસૂરિએ અભિષેકવિધિ યાને પર્વપંજિકા રચી છે, આનું સાતમું પર્વ તે જ બૃહચ્છાન્તિસ્તોત્ર છે.

**જીવવિયાર (જીવવિચાર)ના કર્તા કોણ?**—આના કર્તા શાન્તિસૂરિ છે એમ ૫૧ ગાથાની આ પાઇય કૃતિની ગાથા પરથી જણાય છે. પણ આ શાન્તિસૂરિ તે કોણ એનો નિર્ણય કરવો બાકી છે.[1] મેઘનન્દનના શિષ્ય રત્નાકર[2] પાઠકે, સમયસુન્દરે વિ. સં. ૧૬૯૮ની લગભગમાં અને વિ. સં. ૧૮૫૦માં ક્ષમાકલ્યાણ ઉપાધ્યાયે જીવવિચાર પર વૃત્તિ રચી છે એટલે આ ઉપરથી તો જીવવિચાર સત્તરમી સદીની પૂર્વેની કૃતિ છે એટલું જ કહી શકાય આથી ચાર બાબત તપાસવી ઘટે.

૧. જીવવિચારની જૂનામાં જૂની હાથપોથી કઈ સાલની મળે છે?

૨. જીવવિચારનો નામોલ્લેખ પહેલામાં પહેલો કયા ગ્રન્થમાં છે?

૩. જીવવિચારની ગાથા નિર્વિવાદપણે અવતરણરૂપે જે કોઈ કૃતિમાં હોય તેમાં પ્રાચીનમાં પ્રાચીન કૃતિ કઈ છે?

૪. જીવવિચાર ઉપર પ્રાચીનમાં પ્રાચીન વૃત્તિ કઈ છે અને તે કઈ સાલની છે?[3]

**સંઘાચાર અને ચેઇયવંદણમહાભાસ (ચૈત્યવંદન મહાભાષ્ય)ના કર્તા**—એક ૯૧૦ ગાથાની કૃતિને કર્તાએ પોતે ગા. ૫માં સઘાચાર તરીકે અને ગા. ૯૦૪માં સંઘસમાયાર તરીકે ઓળખાવી છે. એના અંતની પુષ્પિકામાં એનો ચૈત્યવંદન મહાભાષ્ય તરીકે

---

* આની વિ. સં. ૧૧૩૦માં લખાયેલી એક હાથપોથી જેતલસરના ભંડારમાં છે.

૧ માલવણિયાએ એમની પ્રસ્તાવના ( પૃ. ૧૪૯ )માં જીવવિચાર અને ચેઇયવંદણ મહાભાસના કર્તા વિષે નિર્ણય કરવાનો બાકી રહે છે એમ કહ્યું છે.

૨ વેણીચંદ સૂરચંદે આ રત્નાકરની ટીકા મહેસાણાથી ઈ. સ. ૧૯૨૫માં પ્રસિદ્ધ કરી છે.

૩ જિન રત્નકોશ (પૃ. ૧૪૨)માં વિ. સં. ૧૬૧૦માં રચાયેલી ટીકાઓ વિષે ઉલ્લેખ છે.

અને એના કર્તાનો **શાન્ત્યાચાર્ય** તરીકે નિર્દેશ છે. આના નિવેદનમાં અગિયાર શાન્તિસૂરિ ગણાવાયા છે. જેમકે (૧) 'સ્થિરાપદ્ર' ગચ્છીય વાદિવેતાલ, (૨) **તિલકમંજરી** ટિપ્પનકાર પૂર્ણતલ્લ ગચ્છીય, (૩) (**ન્યાયાવતારના**) વાર્તિકની વૃત્તિના કર્તા ચન્દ્રકુલીય વર્ધમાન-સૂરિના શિષ્ય, (૪) **ધર્મરત્ન પ્રકરણ** અને એની સ્વોપજ્ઞ વૃત્તિ તેમજ નાના તથા મોટા **પૃથ્વીચન્દ્ર ચરિત્ર**ના કર્તા અને ચન્દ્રકુળના નેમિચન્દ્રસૂરિના શિષ્ય કે જેમને 'પિપ્પલ' ગચ્છ પ્રવર્તાવ્યો લાગે છે, (૫) **ભકતામરસ્તોત્રના** ટીકાકાર અને ખણ્ડિલ્લ ગચ્છીય, (૬) **પ્રમાણપ્રમેયકલિકા** વૃત્તિના કર્તા અને (૭) **જીવવિચાર પ્રકરણ**ના કર્તા, (૮) **ઘટખર્પરાદિ** કાવ્યોના ટીકાકાર, (૯) **બૃહચ્છાન્તિના** કર્તા, (૧૦) **પર્વપંચાશિકા** (**અભિષેકવિધિ**)ના પ્રણેતા અને (૧૧) **પિણ્ડૈષણાશતક**ના કર્તા. મને એમ લાગે છે કે **પર્વપંચાશિકા** તે જ **પર્વપંજિકા** છે, અને એના કર્તા 'વાદિવેતાલ' **શાન્તિસૂરિ** છે કે જેમણે **બૃહચ્છાન્તિ સ્તોત્ર** રચ્યું છે.

**સંઘાચારમાં** હરિભદ્રસૂરિનું નામ છે એટલું જ નહિ પણ એમણે રચેલા **પંચાસગ**-ની કેટલીક ગાથાઓ ઉદ્ધૃત કરાઈ છે. ત્રીજા પંચાસગની દસમી ગાથાની ટીકામાં **અભયદેવસૂરિએ** જે ગાથા આપી છે તે જ **સંઘાચારમા** ૧૮૦મી અને ૧૮૧મી ગાથા રૂપે જોવાય છે. શું આ કોઈ પ્રાચીન કૃતિની ગાથાઓ છે કે એકે બીજામાથી ઉદ્ધૃત કરી છે? **સંઘાચારની** ૭૪મી ગાથામાં "અભિહાણકંડેસુ" થી શું **અભિધાન ચિન્તામણિ** અભિપ્રેત છે? આના ઉત્તરો આપવામાં તેમજ **જીવવિચાર** માટે દર્શાવેલી વિચારસરણી **સંઘાચારના** કર્તા કયા **શાન્તિસૂરિ** છે તેનો નિર્ણય કરવામાં સહાયક થઈ શકે. બાકી અત્યારે તો એટલું જ નિર્વિવાદપણે કહી શકાય કે આ **શાન્તિસૂરિ હરિભદ્રસૂરિ** પછી થયા છે.

**ધર્મશાસ્ત્ર પ્રણેતા**—ઉપર જે **ધર્મશાસ્ત્રનો** ઉલ્લેખ કરાયો છે તે વિષે હુ અત્યારે સાધનના અભાવે કંઇ વિશેષ કહી શકતો નથી. આ પાઇય કૃતિ કેટલી પ્રાચીન છે એની તપાસ **જીવવિચારને** અંગે સૂચવેલી દિશા પ્રમાણે થઇ શકે, જો આ પાઇય કૃતિ તે જ **ધમ્મરયણપયરણ** હોય તો એ વિષે આ લેખમાં આગળ વિચાર કરાશે. [ચાલુ]





# સુનંદા અને રૂપસેન કુમાર *

[ ક્રમાંક : ૧૭૦ થી ચાલુ—વાર્તા ]

હે મુનિરાજ ! આપે શા માટે માથું આવી રીતે ધુણાવ્યું એનું કારણ કહેશો ?

મહાત્મા : રાજન્ ! તમે કહ્યું કે માંસાહાર એ તો અમારા રાજકુલની પરંપરા છે તે હું જાણું છું. પરન્તુ જેમણે જિનવાણીનું અમૃત નથી ચાખ્યું; તે જીવો ઇન્દ્રિયોને વશ થઈ થઈ તે માટે શું શું નથી કરતા ? ઇન્દ્રિયોના પોષણ માટે કાર્યાકાર્યનો, ભક્ષ્યાભક્ષ્યનો વિવેક રાખ્યા સિવાય તે અજ્ઞાન જીવો પ્રયત્ન કર્યા જ કરે છે. શાસ્ત્રકાર મહારાજ પણ કહે છે :

“ आत्मभूपतिरयं सनातनः, पीतमोहमदिराविमोहितः ।
किङ्करस्य मनसोऽपि किङ्करैरिन्द्रियैरहहः किङ्करीकृतः ॥ ”

–શાશ્વત ભૂપતિ આત્મા મોહરૂપી મદિરા પીને મોહિત થઈને; આત્મભૂપતિના દાસ મન અને તેના પણ દાસો ઇન્દ્રિયોથી દાસાનુદાસ બનાવાય છે.

આ જીવાત્મા મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગાદિથી પ્રેરાઈને ઇન્દ્રિયજન્ય સુખમાં આસક્ત બની અઢાર પાપસ્થાનક સેવે છે, અને સંસારમાં ઘોર પરિભ્રમણ કરી દુઃખ પામે છે. અરે રાજન્ ! કરેલાં કર્મોનું ફળ જીવ ભોગવે એમાં આશ્ચર્ય નથી, કિન્તુ કુકર્મના ચિન્તનનું ફળ પણ કરેલાં કુકર્મો કરતાં વધુ દુઃખદાયક અને કષ્ટપ્રદ બને છે; જ્ઞાનથી આ વસ્તુ જોઈને મેં માથું ધુણાવ્યું છે. આ સિવાય બીજો કોઈ એમાં હેતુ નથી.

રાજા : આપે આપના જ્ઞાનથી કુકર્મ ચિન્તનનું ફળ કુકર્મ કર્યા કરતાં પણ વધુ દુઃખદાયક હોય છે એમ કહ્યું એ સમજાતું નથી. આથી કઈ રીતે કોણે તેવું ફળ ભોગવ્યું તે અમારા જેવા ઉપર દયા કરીને કહો, આ વસ્તુ કહેવાથી અમારા ઉપર ઉપકાર થશે.

મુનિરાજ : રાજન્ ! વિષય કષાયને વશીભૂત થઈને જીવાત્માએ ન જોયેલું, ન જાણેલુ, ન અનુભવેલુ ચિંતવીને; તેનું દુર્ધ્યાન કરી નરકનિગોદમાં જાય છે. અને ત્યાં ઘોર દુઃખો ભોગવે છે. અરે રાજન્ ! આ જીવે સ્વરૂપથી કાંઈ જ કર્યું નથી છતાંયે અતિશય આસક્તિથી સંકલ્પવિકલ્પ કરી દુર્ધ્યાનથી તીવ્ર પાપપંક ઉપાર્જીને સંસારચક્રમાં પરિભ્રમણ કર્યું છે અને ત્યાં તીવ્ર તાડન, બંધન, વધ, દુઃખ ભોગવી ખૂબ પરિતાપ પામે છે.

---

* ગત બે અંકોથી ચાલતી આ વાર્તા “ સુનંદા અને સુમિત્ર ” એ શીર્ષક હેઠળ હતી, તેને બદલે ‘ સુનંદા અને રૂપસેન કુમાર ’ એમ વાંચવું.

**રાજા :** હે પૂજ્ય મુનિ પુંગવ! આપ નિરાંતે સ્થિરતાથી આસન ઉપર બિરાજમાન થાઓ અને આ 'પામર' જીવને નરક ને નિગોદનું સ્વરૂપ; તેનાં દુઃખો અને વેદનાઓ અમને સંભળાવો.

મુનિરાજ રાજાને અને રાજકુટુંબને શાંતિથી નરક અને નિગોદનું તેમજ, એકેંદ્રિયાદિનું સ્વરૂપ, સમજાવે છે ત્યાં પડતાં દુઃખો અને કયો જીવ શું કરવાથી ત્યાં જાય છે વગેરે સુંદર ને સચોટ વાણીમાં સંભળાવે છે.

આ સાંભળી રાજાનું કોમલ હૈયું કમકમે છે અને કહે છે, હે ભગવન! જો સંસાર આવો જ અનર્થમય છે તો પછી મારા જેવા અધર્મીઓની શું દશા થશે?

**મુનિરાજ :** રાજન્! હજી કાંઈ જ બગડયું નથી, જાગ્યા ત્યાંથી સવાર સમજી ત્રિકરણ શુદ્ધિથી આરાધેલો થોડો પણ ધર્મ મહાફળપ્રદ છે, અને તેના દૃષ્ટાંતરૂપે દ્રઢપ્રહારી, કાલકકુમાર, ચિલાતીપુત્ર અને ચૂલની વગેરેના ચરિત્રો આદર્શ છે, તેઓ ઘોર પાપકર્મી હતા છતાં તેઓ પશ્ચાતાપ કરી શુદ્ધ થઈ મુક્તિ સુખના ભોક્તા પણ બન્યા છે. માટે રાજન્! તું જાગ્રત થઈને ધર્મનું આરાધન કર.

**રાજા :** મુનિરાજ! આપની અમૃત સમ મીઠી વાણી મને બહુ જ ગમી છે. પરન્તુ જે જીવને અંગે આ વાર્તાલાપ શરૂ થયો તે જીવનું સ્વરૂપ તો સમજાવો.

**મુનિરાજ :** રાજન્! કર્મની ગતિ વિચિત્ર છે, કર્મનો ઉદય મહાન્ બલવાન છે. તેની સામે કોઈનું યે કાંઈ ચાલતું નથી. જેઓ ઉચ્ચ કુળમા જન્મ્યા છે, જેમને મનથી પણ કુકર્મ કરવાની અભિલાષા નથી થતી. અરે કુકર્મ કરવાની વાત તો દૂર રહી પણ તેવી વાત સાંભળીને જે દુઃખ અનુભવે છે, એવા જીવોને પણ પૂર્વે બાંધેલા તીવ્ર અશુભ કર્મો વડે અપૂર્વ એવો મતિવિભ્રમ થાય છે કે જે સાંભળીને બીજાને જલદી તે ઉપર વિશ્વાસ જ ન આવે કે આ સાચું કહે છે? ઊલટું, કહેનારને જ દોષ આપે. પરન્તુ કર્મથી પ્રેરાયેલો જીવ એવાં કર્મ કરે છે. એમાં સંશય નથી.

રાજન્! આમાં એમ પણ બને છે કે કર્મને વશીભૂત થઇને કરેલું કુકર્મ કદી ગુપ્ત પણ રહે છે, જે જ્ઞાની સિવાય બીજા જાણી શકતા નથી. એવી પોતાની ગુપ્ત વાત જાણવાથી એ જીવને દુઃખ થાય છે શરમ પણ આવે છે એનાં સગાંસંબંધીઓનો એના ઉપરથી સ્નેહ ઊઠી જાય છે અથવા એના દ્વેષી થાય છે. આવા સમયે એ જીવાત્મા દુઃખી થઈને પોતાની ગુપ્ત વાત પ્રકટ થઈ જવાથી સગાંસબંધીઓથી તરછોડાય છે. એ જીવ આર્તધ્યાન કરી ઘણાં કર્મ ઉપાર્જે છે. માટે આના કરતાં ન કહેવું એ જ ઉચિત છે.

**સુનંદા :** મુનિમહાત્મા! આપના ઉપદેશથી અમે એટલું તો સમજી ગયાં કે બધું કર્મને અધીન છે. કરેલાં કર્મોને ભોગવ્યા સિવાય મુક્તિ નથી, આ વાતની તો દૃઢ શ્રદ્ધા થઈ ગઈ છે. આવા પ્રકારના જ્ઞાનથી ખરેખર, અમે જાણે પુનર્જન્મ પામતા હોઇએ એવો અનુભવ થાય છે માટે આપ નિઃસંકોચપણે કહો.

**મુનિરાજ :** રાણી! કંઇક તારા સંબંધી પણ હશે. તને આ સાંભળીને અપ્રીતિ તો નહિ થાય ને? તને અપ્રીતિનું નિમિત્ત ન થાય તો જ કહું તું હજી પણ વિચાર કરી લે.

**સુનંદા :** ભગવન્! આપના ઉપદેશથી આજે ચિરકાલનો એક ભ્રમ ભાગી ગયો કે અમુકે સુખ કે દુઃખ આપ્યું પણ વસ્તુતઃ સુખ કે દુઃખ પોતપોતાના કર્મ અનુસાર જીવને મળે છે અને તે કર્મોનો કર્ત્તા જીવ પોતે જ છે. હવે કરેલા કર્મ એને ભોગવવાનાં જ છે. પછી બીજા ઉપર દોષારોપણ કરવું વ્યર્થ છે. માટે આપ કહેશો તેથી રાગદ્વેષની વૃદ્ધિ નહિ જ થાય કિન્તુ ઉપકાર જ થશે. આપ સુખેથી કહો.

આ સાંભળી મુનિરાજ સુનંદાની આખી પૂર્વસ્થિતિ શરૂઆતથી કહે છે તે જ સ્થિતિ અહીં તદ્દન ટૂંકમાં અપાય છે.

સુનંદા! યાદ છે? તેં પૂર્વે બાલ્યાવસ્થામાં તારા જ મહેલની અગાશીમાંથી એક યુગલને જોયું હતું. તેમાં પુરુષ સ્ત્રી ઉપર જૂઠા આક્ષેપ આપી તેને હન્ટરના માર મારતાં જોયો હતો અને તે વખતે તને પુરુષજાતિ ઉપર દ્વેષ થયો હતો. તું તે વખતે પ્રતિજ્ઞા કરવા તૈયાર થઈ હતી કે હું પરણીશ નહિ. (આ સાંભળતાં જ સુનંદા ચમકી) પરંતુ તારી સખીઓએ તને વારી કે બહેન! હમણાં આ પ્રતિજ્ઞા કરવી રહેવા દો.

વળી એકવાર રાજમહેલની અગાશી ઉપરથી એક દંપતીની વિલાસક્રીડા જોઈ તને એ વસ્તુ ઉપર રાગ જાગ્યો, અરે! તને પણ તીવ્ર કામોદય થયો. એમાં તેં એક સુંદર સ્વરૂપવાન નવ યુવાન શ્રેષ્ઠી પુત્રને જોયો. ઉભયની દૃષ્ટિ મળી અને ઉભયને રાગ દશા જાગી તેં એને પ્રેમપત્રિકા મોકલી, રોજ દૃષ્ટિ મિલનનું આમંત્રણ આપ્યું, આમ કરતાં બન્નેને ગાઢસ્નેહ બંધાયો. મળવાનો ટાઈમ મળતો નહોતો. આમ કરતાં કેટલોક સમય વીત્યા બાદ કૌમુદીમહોત્સવ આવ્યો. તું શરીરનું બહાનું કાઢી ઘેર રહી, અને શ્રેષ્ઠી પુત્ર પણ ઘેર રહ્યો. એક પહોર રાત્રિ વીત્યા પછી તેને આવવાનું જણાવ્યું.

રાત્રિ પડી હતી. તેં બારી પાસે નીસરણી મુકાવી હતી. આ સમયે શું બન્યું તે સાંભળ: તારા શહેરમાં એક મહાબલ નામે મહાધૂર્ત રહેતો હતો. જુગારમાં તે દિવસે એણે ખૂબ ધન ગુમાવ્યું હતું તે દિવસનો લાભ લઈ એકાંતે ક્યાંક ચોરી કરી ધન લેવાની લાલસાથી રાત્રિનો એક પ્રહર ગયા પછી નગરમાં ફરવા નીકળ્યો તારા બંગલા પાછળ નીસરણી જોઈ તે ઉપર આવ્યો, અને અંધારું તેમજ એકાંતનો લાભ લઈ તારું શીલધન જીવન અને હાર લૂંટી લઈ ચાલ્યો ગયો. કેમ, આ બધું સાચું છે ને?

**સુનંદા :**—મુનિરાજ આપના કથનમાં ત્રુટી, ક્યાંથી હોય? બધું સાચું જ છે પણ ત્યારે શું તે વખતે રૂપસેન કુમાર નહોતા આવેલા? તો એનું શું થયુ?

**મુનિરાજ :**—રાજરાની! રૂપસેન કુમારના વૃત્તાંતથી તુ સર્વથા અજ્ઞાત જ છો. પણ સાંભળ. રૂપસેન કુમાર પોતાના ઘેરથી ભોગ સામગ્રી લઇને નીકળ્યો હતો. રસ્તામાં તે તારી સાથે કેવી રીતે આનંદ પ્રમોદ કરશે અને તારા માટે કેવી રીતે પોતાનું સર્વસ્વ અર્પણ કરશે, બનેનો સ્નેહ યાવજ્જીવન કેવો રહેશે એનો વિચાર કરતા કરતાં ચાલ્યો આવતો હતો ત્યાં અડધે રસ્તે જ એક મોટું પણ જૂનું મકાન વરસાદની ઋતુમાં પાણીથી ભીંજાઇને જીર્ણ થયું હતું તે પવનના ઝપાટાથી એકદમ પડ્યું, એનું શરીર છેદાઈ, ભેદાઈ ગયું અને દબાઈ ગયું કે જેની પાછળથી પણ કોઈને કંઈ જ ખબર ન પડી. ત્યાંથી મૃત્યુ પામીને રૂપસેન કુમાર તારી કુક્ષીમાં ગર્ભપણે ઉત્પન્ન થયો. "**કર્મની ગતિ વિચિત્ર છે.** ધાર્યું

હતું જુદું અને થયું જુદું જ " હવે એ મહિના પછી તને ગર્ભના ચિહ્ન જણાયાં અને પછી તેં તીવ્ર ઔષધીઓના પ્રયોગથી ગર્ભનો નાશ કરાવ્યો. રૂપસેન કુમાર ત્યાંથી મૃત્યુ પામી સાપ થયો.

ત્યારપછી તારું આ રાજા સાથે લગ્ન થયું. તારો લગ્નોત્સવ ઉજવાયો. તું રાજા સાથે અહીં આવી. રૂપસેન કુમારનો જીવ સાપરૂપે અહીં ફરતો હતો. એક વાર તને બગીચામાં જોઈ એને તારા ઉપર રાગ થયો. તારી પાછળ દોડતાં તેં બૂમ પાડી અને રાજ–સેવકોએ એને મારી નાખ્યો. પછી તે સાપ મરીને કાગડો થયો. એકવાર જ્યારે નાટક ચાલી રહ્યું હતું ત્યાં એ આવ્યો, તને જોઈ એને રાગ થયો. સંગીતમાં ભંગ પડાવતા રાજાએ એને ત્યાં મરાવી નાંખ્યો. મરીને તે હંસ થયો. એકવાર તમે બધાં એક વડવૃક્ષ નીચે બેઠાં હતાં. પેલો હંસ ત્યાં આવ્યો. તને જોતાં એને મોહોદય થયો, ત્યાં એક કાગડો હસ પાસે આવીને ચરક્યો ચરકીને એ તો ઊડી ગયો પરંતુ રાજાએ ક્રોધાવેશમાં બાણ માર્યું તે હંસને વાગતાં મૃત્યુ પામ્યો. ત્યાંથી મરીને તે હરણ થયો. તું રાજા સાથે શિકાર ક્રીડા જોવા ગઈ, ત્યાં હરણે તને જોઈ અને તારા ઉપર એને મોહ થયો. ત્યાં તને જોઈ સ્થિર થઈ નાચવા લાગ્યો અને રાજાના હાથે તે મરાયો. તેનું જ માંસ પકાવીને તમે રસપૂર્વક ખાઈ રહ્યા હતા. કર્મની ગતિ આવી વિચિત્ર છે. આ જોઈને મેં માથું ધુણાવ્યું હતુ. આ સિવાય કાંઈ જ કારણ નથી.

આ સાંભળતાં જ રાજા અને રાણીને વૈરાગ્ય જાગ્યો. સંસાર ઉપરથી આસક્તિ છૂટી ગઈ. અરેરે ! શું સંસારનું આવું સ્વરૂપ છે ?

**રાજા :** સુનિરાજ ! સ્ત્રીને વશીભૂત થનાર જીવની આવી દુર્દશા થાય છે ?

**નિરાજ :** રાજન્ ! તું કેવી ઘોર નિદ્રામાં સૂતો છે ? વિચાર તો ખરો. આ જીવ હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ વગેરે અઢાર પાપસ્થાનકો આચરીને, અથવા આ અઢારમાંથી ગમે તે એકએકને આચરીને અનન્તાકાળથી પરિભ્રમણ કરે છે, નરક અને નિગોદાદિનાં દુઃખો સહે છે. અનેક જાતનાં રૂપો કરીને તેનો વિપાક ભોગવે છે. આ બધાનું યથાર્થ સ્વરૂપ એક મુખે કહેવાય એવુ નથી.

કર્મનો વિપાક પણ વિચિત્ર છે. દેવ મરીને પશુ થાય છે પશુ મરીને દેવ થાય છે. માતા પુત્રી અને પુત્રી માતા બને છે. એવી રીતે મિત્ર શત્રુ, દાસ, સ્નેહી, દુશ્મન વહાલો કે દવલો થાય છે. રાજા મરીને દાસ, બ્રાહ્મણ, ચંડાલ ચક્રવર્તી, રંક, રાસભ, વૃક્ષ, કીડો, પતંગિયો, વેશ્યા, વાઘ હરિણ કે માછલું થાય છે. આવી રીતે આ જીવને સજાતિ કે વિજાતિ સાથે સંબંધો થાય છે આમાં કોઈ એક જ નિયમ નથી.

પૂર્વકાળે આ જીવે હરેક જીવોની સાથે અનન્તી વાર સંબંધો બાંધ્યા છે; ચોરાશી લાખ જીવયોનિમાંથી દરેક યોનિમાં આ જીવ અનન્તીવાર ઉત્પન્ન થયો છે. દરેક કુલ, જાતિ અને દરેક સ્થાનોમાં અનન્તી વેળા આ જીવે જન્મ મરણ પ્રાપ્ત કર્યાં છે. એવું એકે સ્થાન નથી જે આ જીવે ન મેળવ્યું હોય.

આગળ પણ જ્યાં સુધી ભાગવતી દીક્ષા નહિ સ્વીકારે ત્યાં સુધી રખડપટ્ટી કરવાની જ છે. રાજ્યાદિ સુખ તો ક્ષણિક છે. સંસારની આસક્તિ તો: બહુ જ દુઃખપ્રદ છે. આવું સંસાર સ્વરૂપ શ્રીજિનવરેંદ્ર દેવોએ કહ્યું છે. માટે રાજન્ ! હવે જે સારું લાગે તે કરો.

આ પ્રમાણે જ્ઞાની મુનિમહાત્માનો ઉપદેશ સાંભળી રાજા–રાણી અને હાજર રહેલા દરેક જીવોને વૈરાગ્ય પ્રાપ્ત થયો. રાજા તો ઊભો થઈ ગુરુ ચરણે નમીને સ્તુતિ કરતાં બોલ્યો: હે ગુરુરાજ જગદ્બંધુ, દયાનિધિ, અનાથના નાથ, અશરણ શરણ હે સમતાસાગર! અપાર સંસાર સમુદ્રમાં પડેલા–ખુંચેલા અમને આપે માથું હલાવવા માત્રથી બધાં પાપથી તારી દીધા આપનું આવાગમન ન થયું હોત તો અમને કોણ તારત? અમારી શી ગતિ થાત?

સુનંદા પણ બોર બોર જેવડાં આંસુ સારતી સાધુમહારાજને નમીને બોલી: હે દયાસાગર! મારા જેવી નિર્ભાગી, દુઃશીલ અને પાપપુંજથી ભરેલીની શી ગતિ થશે? આ ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત પણ શું છે? તે કૃપા કરીને કહો.

**મુનિરાજ :** હે મહાનુભાવિકા! તારા કરતાં પણ ઘોર પાપીઓ ચારિત્ર ગ્રહણ કરી, જિનાજ્ઞા મુજબ તેનું પાલન કરવાથી કર્મક્ષય કરી મુક્તિ પામે છે.

**સુનંદા :** ગુરુરાજ! મારા નિમિત્તે દુઃખ સહેતો ભવભ્રમણ કરતો, રૂપસેનનો જીવ મૃગના ભવથી મરીને ક્યાં ઉત્પન્ન થયો છે?

**મુનિરાજ :** એ મૃગનો જીવ વિન્ધ્યાચલની અટવીમાં સુગ્રામ નગરની નજીકના ભયંકર વનમાં હાથીરૂપે જન્મ્યો છે.

**સુનંદા :** એ જીવનો ઉદ્ધાર ક્યારે થશે?

**મુનિરાજ :** તારા મુખથી પોતાના ભવ સાંભળી એ જીવને જાતિસ્મરણ જ્ઞાન થશે; પછી તારાથી ધર્મ પામશે અને તપ તપી ત્યાંથી સમાધિપૂર્વક મૃત્યુ પામી સહસ્રાર દેવલોકમાં દેવ થશે. પછી ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈને અનુક્રમે મોક્ષે જશે. માટે તું દીક્ષા લઈને જન્મ સફલ કર.

સુનંદા મુનિમહાત્મા પાસે આ સાંભળી રાજી થઈને રાજાને કહે છે: હે નાથ! હું તો પાપી છું, દુષ્ટા છું, કલંકિની છું. માટે મને દીક્ષાની રજા આપો. દીક્ષા લઈ હું આ જન્મને સફળ કરવા ઈચ્છું છું.

**રાજા :** હે સુભ્રુ! દરેક જીવ કર્મવશ છે. કર્મોદયથી તે અકર્ત્તવ્ય પણ કરી બેસે છે. અકૃત્ય કરી જન્મ, જરા, મૃત્યુનાં દુઃખો ભોગવે છે અને ભવભ્રમણ કરે છે. દરેકને માટે આ ભય રહેલો જ છે. સંસારમાં રહીને નિર્દોષતા ક્યાંથી સંભવે? સાંભળ, મારી અભિલાષા છે કે નરક ફલ આપનાર આ રાજ્યનો ત્યાગ કરી દીક્ષા લઉં. અહીં ઉપસ્થિત રહેલા હર કોઈને જેને સંસારથી ભય લાગે તે દીક્ષા લઈ શકે છે. તે બધાં મારાં આત્મીય છે, પ્રશંસનીય છે, ધન્યવાદને પાત્ર છે કે જેઓ મને અનુસરવાને તૈયાર થાય છે.

આ પ્રમાણે રાજાનું કથન સાંભળીને ત્યાં રહેલા બધાયે પુણ્યાત્માઓ ઊભા થઈને કહે છે: અમે આપને અનુસરવા—દીક્ષા લેવા તૈયાર છીએ. રાજન્! 'સ્વામીને અનુસરવુ એ સેવકનો ધર્મ છે.'

આ સાંભળી રાજા ખૂબ જ હર્ષિત થયો અને મુનિયુગલને પણ પ્રાર્થના કરી: હે ભગવન્! વ્યવહારથી મારે પુત્રને રાજ્ય આપવું છે. માટે દયા કરીને બે દિવસ વધુ સ્થિરતા કરો.

**મુનિરાજ :** રાજન્! અમારા ગુરુમહારાજ અહીંથી બે ગાઉ દૂર બિરાજમાન છે. અમે તો તેમની આજ્ઞાથી અહીં ગોચરી માટે આવ્યા છીએ અને હમણાં જ જઈએ છીએ. તમે ગુરુમહારાજને વિનંતિ કરો. બસ, ધર્મલાભ. N. [ચાલુ]



# પ્રશ્નોત્તર—કિરણાવલી

**પ્રયોજકઃ પૂજ્ય આચાર્ય શ્રીવિજયપદ્મસૂરિજી.**

[ ક્રમાંકઃ ૧૬૯ પૃષ્ઠ ૩૨થી ચાલુ ]

**૨૨ પ્રશ્ન**—નવ વાસુદેવ અને નવ બળદેવ પૈકી પહેલા વાસુદેવ અને બળદેવના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા ?

**ઉત્તર**—૧—પહેલા વાસુદેવનુ નામ ત્રિપૃષ્ઠ. ૨—બળદેવનું નામ અચલ. ૩—ત્રિપૃષ્ઠ વાસુદેવ પાછલા અનન્તર ભવમાં સાતમાં મહાશુક્ર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા હતા. ૪—અચલ બળદેવ પાછલા અનન્તર ભવમા અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા હતા. ૫—બન્નેની જન્મભૂમિ પોતનપુર નગર. ૬—પિતાનું નામ પ્રજાપતિ રાજા. ૭—ત્રિપૃષ્ઠ વાસુદેવની માતાનું નામ મૃગાવતી રાણી. ૮—અચલ બળદેવની માતાનું નામ ભદ્રા રાણી. ૯—ત્રિપૃષ્ઠ વાસુદેવનું આયુષ્ય ચોરાશી લાખ વર્ષનુ હતું. ૧૦—અચલ બળદેવનું આયુષ્ય પંચાસી લાખ વર્ષનું હતું. ૧૧—બન્નેના શરીરનું પ્રમાણ એંસી ધનુષ્ય. ૧૨—બંનેના ગોત્રનુંનામ ગૌતમ. ૧૩—વાસુદેવનો શરીરના વર્ણ લીલો હતો. ૧૪—બલદેવના શરીરનો વર્ણ સફેદ હતો. ૧૫—ત્રિપૃષ્ઠ વાસુદેવના પૂર્વભવના ધર્માચાર્યનું નામ સંભૂતિવિજય. ૧૬–ત્રિપૃષ્ઠ વાસુદેવ પચીસ હજાર વર્ષ સુધી કુંવરપણે રહ્યા. ૧૭—પચીસ હજાર વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા. ૧૮—ત્રણ ખંડની સાધનામા એક હજાર વર્ષ ગયા. ૧૯—ત્રિપૃષ્ઠ વાસુદેવે ત્યાસીલાખ ઓગણપચાસ હજાર વર્ષ સુધી વાસુદેવપણું ભોગવ્યું. ૨૦—ત્રિપૃષ્ઠ વાસુદેવ અંતિમ સમયે મરણ પામીને સાતમી તમસ્તમા પ્રભા નારકીમાં નારકપણે ઉત્પન્ન થયા. કારણ કે એવો નિયમ છે કે વાસુદેવ નરક સિવાય બીજી ગતિમાં જાય જ નહિ. ૨૧—અચલ બળદેવ સંયમની નિર્મળ સાધના કરીને કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા. ૨૨—આ બને વાસુદેવ અને બળદેવ અગિયારમા તીર્થંકર શ્રી શ્રેયાંસનાથ ભગવાનના તીર્થમાં થયા. (૨૨)

**૨૩ પ્રશ્ન**—બીજા દ્વિપૃષ્ઠ વાસુદેવના અને વિજય નામના બળદેવના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા ?

**ઉત્તર**—૧—નામ દ્વિપૃષ્ઠ વાસુદેવ. ૨—વિજય નામના બળદેવ. ૩—આ વાસુદેવ પાછલા ભવમાં દશમા પ્રાણત દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા હતા. ત્યાંથી ચવીને પાછલા ભવે કરેલા નિયાણાના પ્રભાવે અહીં ભરતક્ષેત્રમા વાસુદેવપણે ઉત્પન્ન થયા. ૪—વિજય બળદેવ પાછલા ભવમાં અનુત્તર વિમાનમાં દેવપણું ભોગવીને અહીં બળદેવપણે

ઉત્પન્ન થયા. ૫—બન્નેની જન્મભૂમિ દ્વારિકા નગરી. ૬—પિતાનું નામ બ્રહ્મરાજા. ૭—વાસુદેવની માતાનુ નામ ઉમા રાણી. ૮—બળદેવની માતાનુ નામ સુભદ્રા રાણી ૯—વસુદેવનું આયુષ્ય બોંતેર લાખ વર્ષનું હતું. ૧૦—બળદેવનું આયુષ્ય પંચોતેર લાખ વર્ષનું હતું. ૧૧—બન્નેનાં શરીરનું પ્રમાણ સીત્તેર ધનુષ્ય. ૧૨—બંનેનું ગૌતમ ગોત્ર. ૧૩.—વાસુદેવના શરીરનો વર્ણ લીલો હતો. ૧૪—બળદેવના શરીરનો વર્ણ સફેદ હતો. ૧૫—વાસુદેવના પૂર્વ ભવના સુભક્તિ નામે ધર્માચાર્ય હતા. ૧૬—વાસુદેવ પચીસ હજાર વર્ષ સુધી કુંવરપણે રહ્યા. ૧૭—પચીસ હજાર વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા. ૧૮—વાસુદેવને ત્રણ ખંડની સાધના કરવામાં એક સો વર્ષ ગયા. ૧૯—વાસુદેવે ઈકોત્તેર લાખ ઓગણપચાસ હજાર નવસો વર્ષ સુધી વાસુદેવપણું ભોગવ્યું. ૨૦—દ્વિપૃષ્ઠ વાસુદેવ મરણ પામીને છઠ્ઠી તમઃપ્રભા નારકીમાં નારકપણે ઉત્પન્ન થયા ૨૧—વિજય બળદેવ દીક્ષાની નિર્મળ સાધના કરીને કેવળજ્ઞાન પામી મુક્તિનું અવ્યાબાધ સુખ પામ્યા. ૨૨—આ બન્ને વાસુદેવ અને બળદેવ વાસુપૂજ્ય સ્વામીના તીર્થમાં થયા. (૨૩)

**૨૪ પ્રશ્ન**—સ્વયંભૂ વાસુદેવના અને ભદ્ર નામના બળદેવના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા ?

**ઉત્તર**—૧—નામ સ્વયંભૂ વાસુદેવ ૨—ભદ્ર નામના બળદેવ. ૩—સ્વયંભૂ વાસુદેવ પાછલા અનંતર ભવમાં બારમા અચ્યુત દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા હતા. ત્યાંથી ચવીને અહીં વાસુદેવપણે ઉત્પન્ન થયા. ૪—ભદ્ર નામના બળદેવ પાછલા અનંતર ભવમાં અનુત્તર વિમાનવાસી દેવ હતા. ત્યાંથી ચવીને અહીં બળદેવપણે ઉત્પન્ન થયા. ૫—બંનેની જન્મભૂમિ-દ્વારિકા નગરી. ૬—પિતાનું નામ-રુદ્રરાજા. ૭—વાસુદેવની માતાનું નામ પૃથ્વી રાણી. ૮—ભદ્ર બળદેવની માતાનું નામ સુપ્રભા રાણી. ૯—વાસુદેવનું આયુષ્ય સાઠ લાખ વર્ષનું હતું. ૧૦—બળદેવનું આયુષ્ય પાંસઠ લાખ વર્ષનું હતુ. ૧૧—બંનેના શરીરનુ પ્રમાણ સાઠ ધનુષ્ય. ૧૨—બન્નેનું ગૌતમ ગોત્ર હતુ. ૧૩—વાસુદેવના શરીરનો રંગ લીલો હતો ૧૪—બળદેવના શરીરનો રંગ સફેદ હતો. ૧૫—વાસુદેવના પૂર્વ ભવના ધર્માચાર્યનું નામ સુદર્શનસૂરિ ૧૬—બાર હજાર વર્ષ સુધી વાસુદેવ કુંવરપણે રહ્યા. ૧૭—બાર હજાર વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા ૧૮—ત્રણ ખંડની સાધનામાં નેવુ વર્ષ ગયા. ૧૯—વાસુદેવે ઓગણસાઠ લાખ પંચોતેર હજાર નવસો ને દશ વર્ષો સુધી વાસુદેવપણું ભોગવ્યું. ૨૦—સ્વયંભૂ વાસુદેવ મરણ પામીને છઠ્ઠી તમઃપ્રભા નારકીમાં નારકપણે ઉત્પન્ન થયા. ૨૧—ભદ્ર બળદેવ પરમ ઉલ્લાસથી સંયમની નિર્મળ સાધના કરીને મોક્ષે ગયા. ૨૨—સ્વયંભૂ વાસુદેવ અને ભદ્ર બળદેવ તેરમા વિમળનાથ તીર્થંકરના તીર્થમા થયા. (૨૪)

**૨૫ પ્રશ્ન**—ચોથા વાસુદેવના અને બળદેવના જીવનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા ?

**ઉત્તર**—૧—નામ—પુરુષોત્તમ વાસુદેવ. ૨—બળદેવનુ નામ—સુપ્રભ બળદેવ. ૩—૪—વાસુદેવ અને બળદેવ બંન્ને ભાઈ પાછલા અનંતર ભવમાં આઠમા સહસ્રાર દેવલોકમાં દેવપણે હતા. ત્યાંથી ચવીને અહીં પુરુષોત્તમ નામના વાસુદેવપણે અને સુપ્રભ નામના બળદેવપણે ઉત્પન્ન થયા. ૫—જન્મભૂમિ—બન્નેની દ્વારિકા નગરી. ૬—પિતાનું નામ—

સોમ રાજા. ૭—વાસુદેવની માતાનું નામ—સીતા રાણી. ૮—બળદેવની માતાનું નામ સુદર્શના રાણી ૯—વાસુદેવનું આયુષ્ય—ત્રીસલાખ વર્ષનું હતું. ૧૦—બળદેવનું આયુષ્ય પંચાવન લાખ વર્ષનું હતુ. ૧૧—બંનેનાં શરીરનું પ્રમાણ ૫૦ ધનુષ્ય. ૧૨—બંનેનુ ગૌતમ ગોત્ર હતું. ૧૩—વાસુદેવના શરીરનો વર્ણ લીલો હતો. ૧૪—બલદેવના શરીરનો શરીરનો વર્ણ સફેદ હતો. ૧૫—વાસુદેવના પૂર્વભવના ધર્માચાર્ય શ્રેયાંસ નામના હતા. ૧૬—વાસુદેવ સાતસો વર્ષ સુધી કુંવરપણે રહ્યા. ૧૭—તેરસો વર્ષ સુધી મંડલિક રાજાપણે રહ્યા. ૧૮—પુરુષોત્તમ વાસુદેવે ૨૯૯૭૯૨૦ વર્ષ સુધી વાસુદેવપણું ભોગવ્યું. ૧૯—વાસુદેવ—મહા આરંભાદિમાં આસક્ત થવાથી અંતિમ સમયે મરણ પામીને છઠ્ઠી તમઃપ્રભા નારકીમાં નારકપણે ઉત્પન્ન થયા. ૨૦—સુપ્રભ બલદેવ સાંસારિક પદાર્થોની મમતા—ભયંકર દુર્ગતિના દુઃખો દેનારી છે, ને એકાંત નિર્દોષ સુખને આપનારી તો એક શ્રી જૈનેન્દ્રી પ્રવ્રજ્યા જ છે; એમ સમજીને પરમ ઉલ્લાસથી ચારિત્રની નિર્મળ સાધના કરીને મોક્ષે ગયા. ૨૧—વાસુદેવને ત્રણ ખંડને સાધવામાં ૮૦ વર્ષો ગયાં. ૨૨—આ ચોથા બલદેવ અને વાસુદેવ...ચૌદમા તીર્થંકર શ્રી અનંતનાથ ભગવંતના તીર્થમાં થયા. (૨૫)

**૨૬ પ્રશ્ન**—પાંચમા વાસુદેવના અને બળદેવના જીવનના મુખ્ય મુખ્ય મુખ્ય મુદ્દાઓ કયા કયા ?

**ઉત્તર**—૧—નામ—પુરુષસિંહ વાસુદેવ. ૨—સુદર્શન બળદેવ. ૩—વાસુદેવ પાછલા અનંતર ભવમાં બીજા ઈશાન દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા હતા. ત્યાંથી ચવીને અહીં ભરતક્ષેત્રમાં વાસુદેવપણે ઉત્પન્ન થયા. ૪—બળદેવ પાછલા અનંતર ભવમાં આઠમા સહસ્રાર દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ૫—બંનેની જન્મભૂમિ અશ્વપુરી નગરી. ૬—પિતાનું નામ શિવ રાજા ૭—વાસુદેવની માતાનું નામ ઉમયા રાણી. ૮—બળદેવની માતાનું નામ વિજયા રાણી. ૯—વાસુદેવનું આયુષ્ય દસ લાખ વર્ષનું હતું. ૧૦—બળદેવનું આયુષ્ય સત્તર લાખ વરસનું હતુ. ૧૧—બંનેના શરીરનું પ્રમાણ પીસ્તાલીસ ધનુષ્ય. ૧૨—બંનેનું ગૌતમ ગોત્ર. ૧૩—વાસુદેવનો વર્ણ લીલો હતો. ૧૪—બલદેવના શરીરનો વર્ણ સફેદ હતો ૧૫—વાસુદેવના પૂર્વ ભવના ધર્માચાર્ય કૃષ્ણ નામના આચાર્ય હતા. ૧૬—ત્રણસો વર્ષ કુંવરપણે રહ્યા. ૧૭—બારસોને પચાસ વર્ષ સુધી મંડલીક રાજાપણે રહ્યા. ૧૮—ત્રણ ખંડની સાધનામાં વાસુદેવને સીતેર વર્ષ ગયાં. (૨૬)





# ગ્રંથ-સ્વીકાર

૧. મલ્લિનાથ અને બીજી વાતો: લેખક: શ્રી જયભિખ્ખુ: પ્રકાશક: ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. કિંમત: ૨-૮-૦

૨. ઐતિહાસિક પૂર્વજોની ગૌરવ ગાથા: લેખક: મોહનલાલ દીપચંદ ચોકસી: પ્રકાશક: શ્રી ભારતીય જૈન સ્વયંસેવક પરિષદ, ગોડીજીની ચાલ. નં. ૨૧ મુંબઈ ૨. કિંમત: ૨-૦-૦

શ્રી જૈન શ્વેતાંબર તેરાપંથી મહાસભા-૨૦૧, હરીસન રોડ, કલકત્તા. તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો:

૩. બ્રહ્મચર્ય: (હિંદી)—શ્રીચંદ રામપુરિયા. બી. એલ.

૪. શ્રાવક રૂપચંદજી (હિંદી)—લે. શ્રી હુકમચંદ વૈદ.

૫. અનુકંપા (હિંદી)—લે. શ્રી રતનચંદ ચૌપડા, બી. એ.

૬. અહિંસા ઔર વિશ્વશાંતિ—વ્યાખ્યાતા: શ્રીમદ્ તુલસીરામજી મ૦

૭. અશાંત વિશ્વકો શાંતિકા સંદેશ—વ્યાખ્યાતા: શ્રીમદ્ તુલસીરામજી મ૦

૮. વિશ્વ શાંતિ ઔર ઉસકા માર્ગ—વ્યા. શ્રીમદ્ તુલસીરામજી મહારાજ.

૯ બ્રહ્મચર્ય (હિંદી)—લે. મહાત્મા ગાંધી, સંગ્રાહક અને સંપાદક: શ્રીચંદ રામપુરિયા.

૧૦. ચરિત્રાવલી—સંપાદક: શ્રીચંદ રામપુરિયા

૧૧. દૃષ્ટાંત ઔર ધર્મકથાયેં: અનુવાદક: શ્રીચંદ રામપુરિયા.

[ અનુસંધાન ટાઇટલ પેજ બીજાનું ચાલુ ]

માર્કંડેય ઋષિની મૂર્તિ તરીકે ઓળખાવે છે. અને કપડાં પહેરાવેલી વચલી મૂર્તિને બારીક દૃષ્ટિએ નિહાળવા અમે કપડાં દૂર કરાવીને જોઈ ત્યારે એ પણ જૈન મૂર્તિ હોવાનું માલમ પડયું છે.

આ ઉપરાંત અહીંથી થોડે દૂર એક બીજી ગુફા છે તેમાં પદ્માવતીની મૂર્તિ છે અને ત્યાંથી આગળ ચાલતાં એક કુંડ આવે છે તેને 'કાલીકુંડ' કહે છે. આ કુંડને જોતાં જૈનોનું કલિકુંડ તીર્થ હોવાનું સ્મરણ થઈ આવે છે. કેમકે ભગવાન શ્રીપાર્શ્વનાથના ઉપસર્ગનું સ્થળ વિંધ્યાચલ પર્વત હતું જે જૈન સ્તુતિઓમાં ઉલ્લેખાયેલ शैलाद्रौ विंध्यशृंगे ના શાસ્ત્રીય પ્રમાણથી સાબિત થાય છે.

આ સ્થળમાં જૈનોનું આવાગમન ન રહેતાં પંડયા લોકોએ જૈનોના આ તીર્થને પચાવી પાડી પોતાનું હિંદુ તીર્થ મનાવી બેઠા છે. આ પંડયાઓ ગુફાના મંદિરોનું પ્રાચીન શિલ્પ કોઈ જાણી ન લે એટલા ખાતર અંધારું રાખે છે. પરંતુ અમારા વિહાર દરમિયાન સરકારી અધિકારીઓની મદદથી એને બારીકાઈથી જોતાં આ તીર્થનું જૈનત્વ છૂપું રહી શકતું નથી.

(૩) મીરજાપુરથી ૧૦૦ માઈલ પર આવેલા રીવાં રાજ્યનું અજાયબ ઘર જોવાનો પ્રસંગ આવતાં સેંકડો કળાપૂર્ણ જૈન મૂર્તિઓ નજરે પડે છે. ખરેખર, આ મૂર્તિઓ મધ્યકાલીન ભારતના ઉત્કૃષ્ટ નમૂનાઓ પ્રતીત થાય છે.

આ મ્યુઝીયમના કયૂરેટર એક મુસ્લિમભાઈ છે. તેમણે આ બધી પ્રતિમાઓ ઉપર 'બુદ્ધ' નામની તકતીઓ લગાવી હતી. આ અંગે અહીંના દીવાન સાહેબને વાત કરી ત્યારે તેમણે એ મૂર્તિઓની એક યાદી તૈયાર કરવાનું સૂચવ્યું અને તે અમે તૈયાર કરી આપી. વળી રીવાંની દરબાર કોલેજમાં 'કળા અને સંસ્કૃતિ' વિશે અમારું પ્રવચન પણ ગોઠવવામાં આવ્યું હતું.

આ હકીકતો ઉપરથી અમે જૈન જનતાને ચેતવીએ છીએ અને જૈન તીર્થોનો વહીવટ કરતી અમદાવાદની આણંદજી કલ્યાણજીની પેઢીને આ વિશે યોગ્ય ભલામણ કરીએ છીએ. સાથે એમ પણ સૂચવીએ છીએ કે, આ પ્રદેશમાં સંશોધનપ્રેમી ખાસ માણસોને રોકીને જૈન સ્થાપત્યોને પ્રકાશમાં લાવવાનો સમય હવે પાકી ગયો છે.



મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૫ : અંક ૫ ] તા.-૧૫-૨-૫૦ અમદાવાદ [ ક્રમાંક : ૧૭૩

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

# विषय-दर्शन



# દેવદ્રવ્યના રક્ષણનો એક પ્રાચીન શિલાલેખ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી)

આજે મુંબઈ પ્રાંતમાં ધર્માદા ટ્રસ્ટ એકટથી જૈન સમાજ ખૂબ જ જાગૃત થઈ ગયો છે. આપણી શ્વે. જૈન કોન્ફરન્સે આ સામે જોરદાર દલીલો અને સજ્જડ શાસ્ત્રીય પુરાવાઓ રજૂ કર્યા છે. આપણી આ. ક. પેઢીના પ્રમુખ શ્રીયુત શેઠ કસ્તુરભાઈ લાલભાઈએ પણ આ બીલ જૈન મંદિરોને લાગુ ન પાડવું જોઈએ એ માટે દલીલો પૂર્વક જુબાની આપી છે.

અહીં હું દેવદ્રવ્યના રક્ષણની મહત્તા સૂચવતા એક પ્રાચીન શિલાલેખનું પ્રમાણ આપું છું, જે સુજ્ઞ વાંચકો વિચારે અને આપણી પ્રજાકીય લોકશાહી સરકાર પણ આ ઉપર પૂરતું ધ્યાન આપી, દેવદ્રવ્યના રક્ષણ માટે જે પ્રયત્નો ચાલે છે તેમાં સહકાર આપે.

પ્રસંગ એવો છે કે ચિત્તોડના રાજા અલ્લટરાજ ઉપર આચાર્યવર્ય શ્રીબલિભદ્રાચાર્યજીએ મહાન ઉપકાર કર્યો હતો અને રાજા પોતે તો તેમને પરમગુરુદેવ તરીકે માનતો જ હતો પરંતુ મેવાડની સરહદે આવેલા હત્થુંડીના રાજા વિદગ્ધરાજને બહુ જ પ્રેમપૂર્વક જણાવ્યું કે, આ ગુરુદેવને તમારા રાજ્યમાં બહુમાનપૂર્વક રાખશો અને ધર્મોપદેશ સાંભળી વીતરાગદેવના ધર્મનું આરાધના કરજો.

હત્થુંડીના રાઠોડ રાજાઓ પ્રાયઃ જૈનધર્મના પરમ ઉપાસકો હતા. વિદગ્ધરાજે બલિભદ્રસૂરિજીને કેટલાંક દાનપત્રો અને શાસનપત્રો આપ્યાં હતાં, જેમાંનું વિદગ્ધરાજનું શાસનપત્ર વિ. સં. ૯૭૩નું હતું. એ જ શાસનપત્રનું વિદગ્ધરાજના પુત્ર મમ્મટરાજે પુનઃ વિ. સં. ૯૯૬માં સમર્થન કર્યું હતું.

"इदं चाक्षयधर्मसाधनशासनं श्रीविदग्धराज्ञा(जेन) दत्तं ॥ संवत् ९७३ श्रीमंमट[राज्ञा (जेन) समर्थि]त संवत् ९९६ ॥"

('ગુજરાતના ઐતિહાસિક લેખો' પૃ. ૨૪૫)[1]

---

૧. 'ગુજરાતના પ્રાચીન ઐતિહાસિક લેખો' સંગ્રાહક આચાર્ય ગિરજાશંકર વલ્લભજી. બી. એ. એમ આર. એ. એસ. નિવૃત્ત ક્યુરેટર પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ. મુંબઈ.

[ અનુસંધાન માટે જુઓ ટાઈટલ પેજ ત્રીજું ]

# સિદ્ધાંતોની પ્રાચીનતાનું રહસ્ય

॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्य प्रकाशक समितिनुं मासिक मुखपत्र



જેશિંગભાઈની વાડી : ઘીકાંટા રોડ
અમદાવાદ ( ગુજરાત )

પાશ્ચાત્ય વિદ્વાનોએ એમના આરંભના વિદ્યાકાળમાં આપણા ઇતિહાસની જે કલ્પના આપણને બાંધી આપી હતી તે ઘણાં વર્ષો સુધી મનાઈ, પણ હવે સૂક્ષ્મતાથી જોઈ–વિચારીને પશ્ચિમ અને પૂર્વના ઘણા વિદ્વાનો માને છે કે પ્રથમ વેદની સંહિતાનો ધર્મ, તે પછી બ્રાહ્મણોનો, તે પછી આરણ્યકો અને ઉપનિષદોનો અને તે પછી જૈન અને બૌદ્ધોનો ધર્મ—એવી તે તે ધર્મનો કાલિક ક્રમવાર પરસ્પર ભિન્ન તબક્કો નથી. તે તે ગ્રંથોમાં જે જે ગુંથવામાં આવ્યું છે તે ઉપરાંત તે જ ગ્રંથોના કાળમાં બીજું ઘણું બહાર વિસ્તરેલું હતું જેનાં સૂચકચિહ્નો તે તે ગ્રંથમાં ઉપલબ્ધ થાય છે પણ જે એ ગ્રંથોમાં નિબદ્ધ નથી. આ દૃષ્ટિએ જોતાં, ગ્રંથોના કાલક્રમ અનુસાર તે-તે ગ્રંથોની ઉત્પત્તિ માની વસ્તુનો કાલક્રમ આપણે કલ્પીએ તો ભુલાવામાં પડીએ. પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી ઈ. સ. પૂર્વે આઠમા અને છઠ્ઠા સૈકામાં થયા, તેથી એમણે પ્રરૂપેલો ધર્મ પણ એમના સમયથી જ અસ્તિત્વમાં આવ્યો એમ માનવું ભૂલભરેલું છે, એ ધર્મની ઝીણી વિગતો બાદ કરતાં એના તાત્ત્વિક સ્વરૂપમાં બહુ પહેલાનો હતો એમ માનવાને પૂરતાં કારણો છે.

અહીં આપણે એટલું સ્મરણમાં રાખવું જોઈએ કે, જૈન, બુદ્ધ, બ્રાહ્મણ એવી પરસ્પર વિભેદક શબ્દાવલિ આપણા વિગ્રહકાળની શબ્દાવલિ છે. મૂળમાં જેઓએ ઇંદ્રિયાદિ ઉપર તથા એણે પ્રેરેલા રાગદ્વેષાદિ શત્રુઓ ઉપર જય મેળવ્યો છે, સત્યના તેજથી જેનાં આંતરચક્ષુ ઊઘડી ગયાં છે, જેઓની દૃષ્ટિ કૃપણ નહી પણ બૃહત્, સાંકડી નહીં પણ વિશાળ થઈ ગઈ છે તેઓ જ વસ્તુતઃ ક્રમવાર જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ શબ્દ વાચ્ય છે, આપણે રાગ–દ્વેષાદિની જાળમાં ન પડ્યા હોત, અજ્ઞાનથી આપણાં નેત્રને છવાવા ન દીધાં હોત, આપણી દૃષ્ટિ સાંકડી નહિ પણ વિશાળ રાખી હોત તો આપણે સહુ ભિન્ન ભિન્ન વિવક્ષાથી જૈન, બાદ્ધ કે બ્રાહ્મણ કહેવાત.

—ડૉ. આનંદશંકર ધ્રુવ.



| | | |
|---|---|---|
| વર્ષ ૧૫ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ. સં. ૨૪૭૬ : ઈ. સ. ૧૯૫૦ | ક્રમાંક |
| અંક ૫ | મહા વદિ ૧૪ : બુધવાર : ૧૫ ફેબ્રુઆરી | ૧૭૨ |



# ઈતિહાસના અજવાળે

[ ૪ ]

## લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[ ક્રમાંક : ૧૭૪થી ચાલુ ]

અજાતશત્રુ કોણિક એ શ્રેણિક ચેલ્લણાનો પુત્ર હતો અને નંદાપુત્ર અભયકુમારે રાજવીના જીવનકાળમાં ભગવંત મહાવીરદેવ પાસે દીક્ષા સ્વીકારેલી હોવાથી યુવરાજપદે હોઈ ગાદીવારસ પણ હતો. જૈનગ્રંથો પ્રમાણે એ ગર્ભમાં આવ્યો ત્યારે રાણી ચેલ્લણાને માઠો દોહલો ઉત્પન્ન થવાથી તેણે જન્મતાં જ એને દૂર કરવાની યોજના કરાવી હતી, પણ શ્રેણિકને એ વાતની ખબર પડતાં જ જે સ્થાનમાં એ રખાયો હતો તે સ્થાનમાંથી પોતે એ લઘુ અર્ભકને લઈ આવ્યો હતો એટલું જ નહીં પણ ચેલ્લણાને ઠપકો આપી એનું પાલનપોષણ ખાસ તકેદારીથી કરાવ્યું હતું. આમ છતાં પૂર્વના વૈરથી કોણિકને પિતા પ્રત્યે અણગમો રહેતો. પિતા-પુત્રને અંગેનો વૃત્તાન્ત જૈનસાહિત્યમાં નોંધાયેલ છે એ જોતાં પ્રજ્ઞારૂપી કસોટીએ કસતાં સહજ જણાય છે કે ઉભય નજીકના છતાં પિતાને પાંજરામાં પૂરી પુત્ર એવો કોણિક રાજગાદી પર ચઢી બેઠો એમાં કંઈ જ આશ્ચર્ય નથી! આ વાતને ઉગ્રસેન અને કંસના ઉદાહરણથી પુષ્ટિ મળે છે અને "સમરાદિત્યચરિત્ર" માં તો માત્ર બાપ-દીકરો જ નહીં પણ માતા-પુત્ર, ભાઈ-ભાઈ, પતિ-પત્ની આદિ સગપણવાળા પણ પૂર્વના વૈરને લઈ વિચિત્ર વર્તન કરતા દૃષ્ટિગોચર થાય છે. એ સર્વમાં અદૃશ્યપણે ભાગ ભજવનારા અગાઉના ભવનાં કર્મો જ હોય છે.

શ્રેણિક રાજાને કોણિક રોજ પાંચસો ચાબકા લગાવતો. એ સામે કોઈની કંઈ જ રાવ ચાલતી નહીં. ચેલ્લણાનો રાજવી પ્રત્યેનો સ્નેહ અમાપ હતો છતાં તેણી પણ લાચાર બની હતી. આમ છતાં ભોજનવેળા તેણીની કરામત અને પ્રોત્સાહનથી જ દુઃખી રાજવીના દિવસો વ્યતીત થતા હતા. આવા પ્રેમી પિતા તરફ પુત્રનું આવું વર્તન રાણીથી જોયું જવાતું નહીં. એક વાર તક સાધતાં જ તેણીએ પુત્ર એવા કોણિકને એ સંબંધમાં રોકડું સંભળાવ્યું અને જન્મવેળાની વાત કહી. પિતાના અમાપ સ્નેહની પ્રતીતિ કરાવી. એ સાંભળી અજાતશત્રુ પાંજરું તોડીને આવા વહાલસોયા પિતાને બહાર આણી તેમના ચરણમાં શિર નમાવી અપરાધ ખમાવવાના શુભ આશયથી હાથમાં કુહાડો લઈ દોડ્યો. ચાબકાને બદલે કુહાડો પકડી આવતા પુત્રને નીરખી પાંજરામાં રહેલ રાજવીએ અંગુલી પરની મુદ્રિકાનો હીરો ચૂસી આપઘાત કર્યો. પાંજરું તોડી પિતાને બહાર કહાડતાં કેવળ તેમનું મૃતક શરીર જણાયું. અશોકચંદ્ર ઉર્ફે કોણિકને આ જોઈ અતિશય દુઃખ ઉપજ્યું.

કર્મગ્રંથના અભ્યાસીને ઉપરના બનાવ અંગે તાણાવાણા મેળવતાં કંઈજ આશ્ચર્ય નહીં ઉદ્‌ભવે. પૂર્વનું વેર ભોગવાઈ રહેવાથી ચેલ્લણા રાણીની વાત પર શ્રદ્ધા બેઠી અને કોણિક જમતાં જમતાં ઊઠયો. આ સર્વ 'મોહનીય' કર્મની ચેષ્ટાછે. બીજી બાજુ શ્રેણિકને થયું કે પુત્રના હાથે મરવું એ કરતાં આપઘાત કા ન કરવો ? એ પાછળ આયુષ્ય કર્મની પૂર્ણતાનાં દર્શન લાધે છે. આમ સુખદ પ્રસંગ માટેનો પ્રયાસ અફળ બને છે ! અજાતશત્રુને આઘાત એવો સજ્જડ લાગે છે કે કેમે કરી એ ભુલાતો નથી અને એ કારણે રાજગૃહથી ચંપામા રાજધાની ફેરવાય છે. બૌદ્ધ સાહિત્યમાં ઉપરનો પ્રસગ વર્ણવતાં કહેવાયું છે કે અશોકચંદ્ર કોણિકે પિતાનો ઘાત કર્યો અને એ કામ શાકય મુનિના ભત્રિજા દેવદત્તની શિખવણીથી કર્યું. દેવદત્ત બુદ્ધ ભગવાનના વચનોને સ્વીકારતો નહોતો અને તેમના પ્રતિસ્પર્ધી મતપ્રચારકોમાં આગેવાન હતો. એ અંગે જે વિગત નોંધાઇ છે તે અપ્રસ્તુત હોવાથી એમાં ઊંડા ઉતરવા કરતા વિન્સેન્ટ સાહેબના નિમ્ન શબ્દો ભારતવર્ષના તેમજ એની બહારના હરકોઇ લેખકે ધ્યાનમાં રાખવા જેવા છે, કે જેના પરથી ઉભય દર્શન જુદાં હતાં એ વાત સ્પષ્ટ થાય છેઃ

There seems to be no doubt that both Vardhamana Mahavira, the founder of the Systeeme known as Jainism and Gautama, the last Buddha, the founder of Buddisum as known to later ages, were preaching in Magadha during the reign of Bimbisara, although it is difficult to reconcile traditional detes.

આગળ જતાં બૌદ્ધ સંપ્રદાયના ગ્રંથોમા કોણિકને બુદ્ધદેવ પાસે મારી માંગતો પ્રસંગ જોઈ, તેઓ જણાવે છે કે ભગવંત મહાવીર પછી થોડા વર્ષે બુદ્ધદેવ કાળધર્મ પામ્યા, આ ગણના ભૂલભરેલી છે અને ઉભય દર્શનના ગ્રંથોમાં કેટલાક બનાવો એવી રીતે સંઘરાયેલા છે કે જેના પરથી એ વહેતી થઈ છે હર્ષની વાત એ છે કે એ પાછળ પરિશ્રમ સેવી મુનિ શ્રીકલ્યાણવિજયજીએ જુદા જુદા ઇતિહાસની સંખ્યાબંધ કડીઓ સાંધી 'જૈન કાળગણના' નામક ગ્રથ તૈયાર કરી આપ્યો છે ને ઉપરનું મંતવ્ય ભૂલભર્યું સાબિત કર્યું છે. પહેલા કાલધર્મ પામનાર બુદ્ધદેવ હતા. પુરાતત્ત્વવિદ્ વિદ્વાનોએ પણ મુનિશ્રીના મંતવ્યને સ્વીકાર્યું છે. ભગવાન મહાવીર બુદ્ધદેવ કરતા વહેલા નિર્વાણ પામ્યા એવી લોકવાયકા પ્રવર્તવામાં એક અન્ય પ્રસંગ પણ જવાબદાર છે. પુરાતત્ત્વવેત્તા પં. કલ્યાણવિજયજી ગણી પોતાના 'શ્રમણ ભગવાન મહાવીર' નામક હિંદી પુસ્તકમા પૃષ્ઠ. ૨૩૮મા શ્રમણ ભગવાન મહાવીરની બિમારી અગે જે વર્ણન આપે છે તેનો ઉપયોગ લોકવાયકામાં થયો જણાય છે. ગોશાલકનો ભગવત પર તેજોલેશ્યા મુકવાનો પ્રસંગ જાણીતો છે, એથી ભગવંતને લોહીવા અને અતિસારની બિમારી છ માસ પર્યંત રહ્યાની નોંધ 'શ્રીકલ્પસૂત્ર'માં પણ કરેલી છે. એથી ભગવતની કાયા એટલી હદે નિસ્તેજ બની હતી કે કેટલાક અનુભવી ચિકિત્સકોનું એવુ માનવુ હતું કે, 'ભગવાન મહાવીર હવે લાંબુ જીવે નહીં.' સાલકોષ્ટક ચૈત્ય નજીક માલુકાકચ્છમા ધ્યાન કરી રહેલા મુનિ સિંહને આ વાતની ખબર પડી, એ સાંભળતાં જ તેમનું ધ્યાન તૂટી ગયું. એ સહજ વિચારવા લાગ્યા કે ભગવાનને છ મહિનાથી પિત્તજ્વર છે અને એ સાથે લોહીના ઝાડા પણ થાય છે.

ગોશાલકના કથન મુજબ ભગવાન જરૂર નિર્વાણ પામવાના. આ મંતવ્ય જેના હૃદયમાં દૃઢ થયું છે એવા અનગાર સિંહ વિચરતા જલદી ભગવંત પાસે પહોંચ્યા. વિહારમાં પોતાની માન્યતા બીજાઓ સમક્ષ રજુ પણ થતી રહી. એ કાળના સંયોગો જોતાં અન્ય દેશાવરોમાં અનગાર સિંહના વલોપાત અને માન્યતાએ ભગવંતનું નિર્વાણ થયું હશે એવો ભાવ જન્માવ્યો હોય તો એ અસંભવિત નથી. સિંહ અનગારના હૃદયમાં જડ નાખી બેઠેલ માન્યતાને ટાળવા ખુદ ભગવંત કહે છે કે—'હું હજુયે સાડા પંદર વર્ષ સુધી ભૂમંડળ પર સુખપૂર્વક વિચારીશ. આમ છતાં એ શિષ્યનો આગ્રહ ઔષધ લેવડાવવાનો થાય છે અને મેંઢિય ગામમાં વસતી રેવતી ગાથાપત્નીને ત્યાં વહોરવા જવાનો પ્રસંગ બને છે. ઉક્ત ગ્રંથમાં એ અંગેનું જે વૃતાન્ત છે એ વાંચતાં સહજ સમજાય તેમ છે કે વહોરાવવામાં આવેલ આહાર 'માંસ'નો નહોતો. પટેલ ગોપાલદાસે ગૂજરાત વિદ્યાપીઠ મારફત શ્રીપૂંજાભાઈ ગ્રંથમાળામાં જૈનધર્મના જે પુસ્તકો પ્રગટ કર્યાં છે એમાં 'આહાર માંસયુક્ત હતો' એ કલ્પના કરી છે, જે નિરાધાર જણાય છે જૈનો પણ એ કાળે માંસાહારી હતા એવું અનુમાન કરવા પાછળ કોઈ જ અંગત પુરાવો નથી. અહીં એ ચર્ચાના ઊંડાણમાં ન જતાં એટલું કહેવું પર્યાપ્ત છે કે ઉપરોક્ત રોગની ગંભીરતા એ બુદ્ધદેવ કરતાં ભગવંત મહાવીરના નિર્વાણને આગળ આણવામાં પરોક્ષપણે ભાગ ભજવ્યો હોય પણ ખરો!

ઇતિહાસકાર ખુદ જણાવે છે કે પ્રસંગોનું આલેખન એટલી હદે ભિન્ન પ્રકારે છે કે એમાંથી સત્ય તારવવું મુશ્કેલ પડે. આમ છતાં કોણિકે આસપાસના પ્રદેશો પર જીત મેળવી અજાતશત્રુ નામ સાર્થક કરી બતાવી, આખરે એની નજર વૈશાલી પર પડી. એ સંબંધમાં જૈન કથાનકોમાં વિસ્તૃતપણે કહેવાયું છે. કોણિક અને મહારાજા વચ્ચે ચાલેલા એ મહાસંગ્રામને અદ્વિતીયપણાની છાપ અપાઈ છે અને એ રીતે ગણ રાજ્યમાં કેંદ્રસ્થ એવી વૈશાલીનું પતન થયું એમ સ્પષ્ટ ઉલ્લેખ પણ કરાયેલ છે. એ વાત નીચેની નોંધમાં પણ મળી આવે છે.

The ambition of Ajatsatru, not satisfied with the humiliation of Kosal, next induced him to undertake the conquest of the north of the Ganges now known as Tirhut in which the Lichchhavi clan, famous in Buddhist legend, then occupied a prominent position; the invesion was successful, the Lichchhavi capital, Vaisali was occupied; and Ajatsatru became master of his maternel grandfather's territory.

આ પછી પાટલીપુત્રનો પાયો કેવી રીતે નંખાયો એની વાત આવે છે. એ હવે પછી જોઈશું.



# 'શાન્તિ' નામક સૂરિઓ

## સમાનનામક મુનિવરો ( લેખાંક : ૧લો )

લેખક : પ્રો૦ હીરાલાલ ર. કાપડિયા, એમ. એ.

[ ક્રમાંક : ૧૭૨ થી ચાલુ ]

પૂર્ણતલ્લગચ્છના શાન્તિસૂરિ—તિલકમંજરીના ટિપ્પણની પ્રશસ્તિ જોતાં એ ટિપ્પણના કર્તા 'પૂર્ણતલ્લ' ગચ્છના શાંતિસૂરિ છે એ વાત જાણી શકાય છે. આથી જો આ જ ટિપ્પણને અંગે કલ્યાણવિજયજીનું કથન હોય તો તે વિચારણીય ઠરે છે, કેમકે થારાપદ્ર અને પૂર્ણતલ્લ એ બે ગચ્છ શું ભિન્ન નથી? મેઘાભ્યુદયકાવ્યની વૃત્તિ પૂર્ણતલ્લ-ગચ્છીય અને વર્ધમાનસૂરિના પટ્ટધર શાન્તિસૂરિએ રચી છે. પં. લાલચંદ્રના મતે આ સૂરિએ :વૃન્દાવન-કાવ્ય, ઘટખર્પર-કાવ્ય, શિવભદ્ર-કાવ્ય અને ચન્દ્રદૂત એ ચાર યમક કાવ્યોની પણ ટીકા રચી છે અને આ સૂરિનો સમય વિક્રમની ૧૧મીથી ૧૨મી સદીની વચમાંનો છે.

ઉપર્યુક્ત ટિપ્પણકાર તે જ પાંચ યમક-કાવ્યના વૃત્તિકાર છે એમ ન માનવા માટે કોઈ બાધક પ્રમાણ .જણાતું નથી એટલે એ પરિસ્થિતિમાં હું આ અભિન્નતા સ્વીકારું છું. બાકી પૂર્ણતલ્લ ગચ્છમાં વિક્રમની ૧૧મી-૧૨મી સદીમાં બીજા કોઈ શાન્તિસૂરિ થયાનો પ્રામાણિક ઉલ્લેખ મળી આવે તો હું મારો મત બદલું

[૧] ન્યાયાવતારના વાર્તિકકાર અને વૃત્તિ (વિવૃતિકાર)[૨] કોણ?—ઉપર્યુક્ત પૂર્ણતલ્લ-ગચ્છીય અને વર્ધમાનસૂરિના પટ્ટધરને જ ન્યાયાવતારની વાર્તિક વૃત્તિના કર્તા છે એમ પં. લાલચન્દ્રનુ અને એમના આધારે સ્વ. મો. દ. દેસાઈનું માનવુ છે. એમ માલવણિયા કહે છે, અને એઓ પણ આ મતને અનુસરે છે, કેમકે 'વર્ધમાન' એ નામ અન્ય શાન્તસૂરિઓના ગુરુ તરીકે જાણવામાં નથી અને અન્ય શાન્તિસૂરિઓ સાથે આ વાર્તિકકારનો 'અભેદ સિદ્ધ થતો નથી તેથી તેઓ પૂર્ણતલ્લગચ્છના જ છે એમ એઓ કહે છે. પણ આ મારા નમ્ર મંતવ્ય પ્રમાણે માલવણિયાની દલીલો ચકાસી જોવા જેવી છે.

---

૧ આનો બીજો શ્લોક હરિભદ્રસૂરિએ 'ધર્મવાદ' નામના તેરમા અષ્ટકમાં પાંચમા પદ્ય તરીકે આપ્યો છે અને ચોથા પદ્યમાં એના કર્તા તરીકે 'મહામતિ' નો ઉલ્લેખ કર્યો છે.

૨ :આનું નામ વિચારકલિકા .છે.

સૌથી પ્રથમ વાર્તિકકાર અને વૃત્તિકારનો અભેદ સિદ્ધ થવો ઘટે. વાર્તિકકારે પોતાનો પરિચય વાર્તિકમાં સ્પષ્ટપણે કોઈ સ્થળે આપ્યો નથી. બાકી વાર્તિકના અંતિમ—પહેલી અને ૫૭મી કારિકામાં સિદ્ધસેનને સૂર્યની ઉપમા આપી પોતાની જાતને ૫૭મી કારિકામાં 'ચન્દ્ર' તરીકે ઓળખાવી છે અને ચન્દ્ર શીતળ હોય છે, એ ઉપરથી એ 'શાંતિ' સૂરિનું શ્લેષાત્મક સૂચન છે એવી કલ્પના માલવણિયાએ કરી છે. વાર્તિકની ૧૯ મી કારિકામાં 'નઃ' શબ્દ સમજાવતાં વૃત્તિકારે વાર્તિકકારનું નામ આપ્યું નથી એ અજ્ઞાનને આભારી નથી, પણ વૃત્તિકાર જાતે જ વાર્તિકકારને એમ સૂચવે છે. અહીં મને **સંજમ-મંજરી** ઉપર ટીકા રચનારા કે જેઓ હેમહંસસૂરિના શિષ્ય છે તેમણે મહેશ્વરસૂરિનું નામ ન આપતાં 'પ્રકરણકાર' કહ્યા છે, એ બાબત યાદ આવે છે. ૫૭ મી કારિકાની વૃત્તિ નથી એ પણ આ વિચારને પોષે છે.

કારિકા અને એની ટીકા એ બંનેના પ્રણેતા એક જ હોય એવી [1] કેટલીક કૃતિઓ વાર્તિકકારના સમયમાં રચાયેલી જોવાય છે, એટલે પ્રસ્તુત વાર્તિકકારે, પણ એ જ કર્યું હશે. વાર્તિક એટલું બધું પ્રાચીન નથી કે એના કર્તાનું નામ ભૂલાઈ જાય.

આ પ્રમાણે કારણો દર્શાવી વાર્તિકકાર અને વૃતિકારનો અભેદ સિદ્ધ કરાયો છે, બાકી સૂચીઓમાં તે વાર્તિકકારનું નામ જોવાતું નથી.

વાર્તિકની વૃત્તિના અંતમાં બે પદ્યો છે, તેમાં વૃત્તિકાર પોતાને 'ચન્દ્ર' કુળના **વર્ધમાનસૂરિના** 'શિષ્યાવયવ' તરીકે ઓળખાવે છે અને પોતાની કૃતિને **વિચારકલિકા** નામની વિવૃતિ કહે છે, આથી 'વૃત્તિ' ન કહેતાં 'વિવૃતિ' કહેવી વધારે ઉચિત જણાય છે.

'શિષ્યાવયવ' ના શિષ્યાણુ, શિષ્યલવ, અને શિષ્યલેશની પેઠે બે અર્થ સંભવે છેઃ (૧) લઘુ શિષ્ય અને (૨) પ્રશિષ્ય. કેટલીક વાર ગચ્છનાયકને ગુરુ તરીકે ઓળખાવાય છે. આ પરિસ્થિતિમાં વિવૃતિકાર **શાન્તિસૂરિ** તે **વર્ધમાનસૂરિના** શિષ્ય જ છે એમ સર્વાંશે કહેવા હું તૈયાર નથી.

"કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિના ગુરુભાઈ પ્રદ્યુમ્નસૂરિના શિષ્યાવયવ **ચન્દ્રસેન-સૂરિએ** ઉત્પાદાદિસિદ્ધિપ્રકરણ સંસ્કૃતમાં ૩૨ પદ્યોમાં રચ્યું છે વિશેષમાં એના ઉપર એમણે વિ. સં. ૧૨૦૭માં સંસ્કૃતમાં ટીકા રચી છે. આ ટીકા (પત્ર ૨૧૪)માં **વિચારકલિકા** નામની વિવૃતિ (પૃ. ૪૫)માં મળી આવતું અને **रत्नत्रयाख्यं**થી શરૂ થતું પદ્ય જોવાય છે. વળી સર્વજ્ઞવાદમાં પૃ. ૨૦૯ વગેરેમાં મીમાંસકનો પૂર્વ પક્ષ **વિચારકલિકાના** પૃ. ૫૨ ઇત્યાદિમાંના આધારે રજૂ કરાયો છે. વિશેષમાં અપોહની ચર્ચા માટે પણ આમ હકીકત છે.[1] આ [2] ત્રણ બાબતો વિચારતાં **વિચારકલિકા** વિ. સં. ૧૨૦૭ પહેલાં રચાઈ છે. એ હકીકત ફલિત થાય છે.

---

૧ વિદ્યાનન્દની **આપ્તપરીક્ષા** જિનેશ્વરનું **પ્રમાલક્ષ્મ** અને ચન્દ્રસેનનું ઉત્પાદાદિ-સિદ્ધિપ્રકરણ,

૧ જુઓ ઉત્પાદાદિસિદ્ધિ ટીકા પત્ર ૯૭ અને **વિચારકલિકા** (પૃ. ૯૬). ૨ જુઓ માલવણિયાની પ્રસ્તાવના (પૃ, ૧૫૦)



# પ્રશ્નોત્તર—કિરણાવલી

પ્રયોજકઃ પૂજ્ય આચાર્ય શ્રીવિજયપદ્મસૂરિજી.

[ ક્રમાંકઃ ૧૭૩ થી ચાલુ ]

**૩૫ પ્રશ્ન**—વાસુદેવના સાત રત્નો ક્યા ક્યા?

**ઉત્તર**— ૧ ચક્રરત્ન, ૨ ધનુષ્યરત્ન, ૩ ખડ્ગરત્ન, ૪ કૌસ્તુભરત્ન, ૫ ગદારત્ન, ૬ વનમાલારત્ન, ૭ શંખરત્ન. આ રીતે વાસુદેવનાં સાત રત્ન જાણવાં. (૩૫)

**૩૬ પ્રશ્ન**—એ સાતે રત્નોનો આકાર કેવો હોય?

**ઉત્તર**—ચક્રરત્ન અને ખડ્ગરત્ન બંને વૃત્ત (ગોળ) હોય છે, ધનુષ્યરત્ન ચક્રના જેવુ હોય, અને કૌસ્તુભરત્ન સ્તંબલંબના જેવુ હોય છે એટલે ગુચ્છાકારે હોય છે. ગદારત્ન વત્સના જેવું હોય તથા વનમાળારત્ન લંબના જેવું અને શંખરત્ન ચતુષ્કોણ એટલે ચોખૂણું હોય છે. આ રીતે વાસુદેવના સાત રત્નોનો આકાર જાણવો. (૩૬)

**૩૭ પ્રશ્ન**—વાસુદેવના એ સાતે રત્નોનું પ્રમાણ કેટલું કેટલું હોય?

**ઉત્તર**—૧ ચક્રરત્નનું પ્રમાણ ચાર હાથ, ૨ એ જ પ્રમાણે ધનુષ્યરત્નનું પ્રમાણ પણ ચાર હાથનું જાણવું. ૩ ખડ્ગરત્નનું પ્રમાણ બત્રીસ અંગુલ એટલે એક હાથ ને આઠ અંગુલ હોય. ૪ કૌસ્તુભરત્નનું પ્રમાણ એક વામ જેટલું એટલે ચાર હાથ પ્રમાણ જાણવુ. ૫ ગદારત્નનું પ્રમાણ એક હાથ પ્રમાણ જાણવુ. ૬ વનમાળારત્નનું પ્રમાણ ખડ્ગરત્ન સરખું હોય એટલે એક હાથ ને આઠ આંગળ જેટલું પ્રમાણ જાણવું. ૭ શંખરત્નનું પ્રમાણ ચાર અંગુલ જાણવું. (૩૭)

**૩૮ પ્રશ્ન**—વાસુદેવનાં અને બળદેવનાં પહેરવાનાં વસ્ત્રોનો રંગ કેવો હોય?

**ઉત્તર**—વાસુદેવના વસ્ત્રોનો રંગ પીળો હોય અને બળદેવના વસ્ત્રોનો રંગ લીલો હોય. (૩૮)

**૩૯ પ્રશ્ન**—વાસુદેવની અને બળદેવની ધ્વજાએ કયા કયા ચિહ્નો હોય?

**ઉત્તર**—વાસુદેવની ધજાએ તાડનું ચિહ્ન હોય ને બળદેવની ધજાએ ગરુડનું ચિહ્ન હોય. (૩૯)

**૪૦ પ્રશ્ન**—વાસુદેવના પાંચ આયુધ કયા કયા?

**ઉત્તર**—૧ પંચાયન નામનો શંખ. ૨ સુદર્શન નામનું ચક્ર. ૩ કૌમુદી નામની ગદા. ૪ સારંગ નામનું ધનુષ્ય. ૫ નંદા નામનુ ખડ્ગ. આ રીતે વાસુદેવના પાંચ આયુધ જાણવાં. (૪૦)

**૪૧ પ્રશ્ન**—બળદેવના આયુધો કયા કયા ?

**ઉત્તર**—હળ અને મુશળ આ બે આયુધ બળદેવનાં જાણવાં. (૪૧)

**૪૨ પ્રશ્ન**—અઢીદ્વીપમાં વીસ વિહરમાન ભગવંતોની વ્યવસ્થા કેવા પ્રકારની છે ?

**ઉત્તર**—વીસ વિહરમાન ભગવંતોમાં શરૂઆતના ચાર વિહરમાન ભગવંતો જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં છે. આ મહાવિદેહ ક્ષેત્રની બત્રીશ વિજયો પૈકી આઠમી પુષ્કલાવતી વિજયમાં શ્રીસીમંધરસ્વામી વિચરે છે અને બીજા યુગમંધર તીર્થંકર નવમી વપ્ર વિજયમાં વિચરે છે. તથા ત્રીજા બાહુ તીર્થંકર ચોવીશમી વત્સ વિજયમાં વિચરે છે તેમજ ચોથા સુબાહુ તીર્થંકર પચીસમી નલિનાવતી વિજયમાં વિચરે છે. આ રીતે જંબૂદ્વીપના મહાવિદેહમાં શરૂઆતના ચાર તીર્થંકરોની વ્યવસ્થા જાણવી.

હવે ધાતકીખંડના પૂર્વ ધાતકીખંડ અને પશ્ચિમ ધાતકીખંડ એવા બે વિભાગ છે. તેમાં પૂર્વ ધાતકીખંડમાં આઠમી પુષ્કલાવતી વિજયમાં પાંચમા સુજાત તીર્થંકર વિચરે છે અને નવમી વપ્ર વિજયમાં છઠ્ઠા સ્વયંપ્રભ તીર્થંકર વિચરે છે તથા ચોવીસમી વત્સ વિજયમાં સાતમા ઋષભાનન તીર્થંકર વિચરે છે. તેમજ પચીશમી નલીનાવતી વિજયમાં આઠમા અનંતવીર્ય તીર્થંકર વિચરે છે. આ રીતે પૂર્વ ધાતકીખંડના ચાર તીર્થંકરોની વ્યવસ્થા જાણવી.

હવે પશ્ચિમ ધાતકીખંડના ચાર તીર્થંકરોની વ્યવસ્થા આ પ્રમાણે જાણવી—પશ્ચિમ ધાતકીખંડની આઠમી પુષ્કલાવતી વિજયમાં નવમા સૂરપ્રભ તીર્થંકર વિચરે છે. અને નવમી વપ્ર વિજયમાં દશમા વિશાલપ્રભ તીર્થંકર વિચરે છે. તથા ચોવીશમી વત્સ વિજયમાં અગિયારમા વજ્રંધર તીર્થંકર તથા પચીસમી નલીનાવતી વિજયમાં બારમા ચંદ્રાનન તીર્થંકર વિચરે છે. આ રીતે પશ્ચિમ ધાતકીખંડના ચાર તીર્થંકરોની વ્યવસ્થા જાણવી.

હવે પુષ્કરવર દ્વીપના અડધા ભાગમાં આઠ વિહરમાન તીર્થંકર ભગવંતો વિચરી રહ્યા છે. તેમની વ્યવસ્થા આ પ્રમાણે જાણવી—પુષ્કરવર દ્વીપના અર્ધા ભાગમાં પૂર્વ પુષ્કરવર દ્વીપ અને પશ્ચિમ પુષ્કરવર દ્વીપ આ રીતે બે દિશાની અપેક્ષાએ બે વિભાગ પડયા છે. તેમાં પૂર્વ પુષ્કરાર્ધની આઠમી પુષ્કલાવતી વિજયમાં તેરમા ચંદ્રબાહુ તીર્થંકર અને નવમી વપ્ર વિજયમાં ચૌદમા ભુજંગ તીર્થંકર તથા ચોવીશમી વત્સ વિજયમાં પંદરમા ઈશ્વર તીર્થંકર તેમજ પચીશમી નલીનાવતી વિજયમાં સોળમા નેમિપ્રભ તીર્થંકર વિચરે છે. આ રીતે પૂર્વ પુષ્કરાર્ધના મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા ચાર તીર્થંકરોની વ્યવસ્થા જાણવી.

હવે પશ્ચિમ પુષ્કરાર્ધના મહાવિદેહમાં વિચરતા ચાર તીર્થંકરોની વ્યવસ્થા આ પ્રમાણે જાણવી—પશ્ચિમ પુષ્કરાર્ધના મહાવિદેહની આઠમી પુષ્કલાવતી વિજયમાં સત્તરમા વીરસેન તીર્થંકર વિચરે છે અને નવમી વપ્ર વિજયમાં અઢારમા મહાભદ્ર તીર્થંકર વિચરે છે તથા ચોવીશમી વત્સ વિજયમાં ઓગણીસમા દેવયશા તીર્થંકર વિચરે છે. તેમજ પચીશમી નલીનાવતી વિજયમા વીસમા અજિતવીર્ય તીર્થંકર વિચરે છે. આ રીતે અઢી દ્વીપના મહાવિદેહમાં વિચરતા વીસ તીર્થંકરોની વ્યવસ્થા જાણવી. (૪૨)

[ અનુસંધાન ટાઇટલ પેજ બીજાનું ચાલુ ]

(૨) ઉપર (૧) માં જે કંઈ કહેવાયું છે તે છતાં રાજ્ય તરફથી જેનું સંચાલન થતું હોય એવી કેળવણી સંસ્થામાં પણ ધાર્મિક શિક્ષણ આપી શકાશે, જો એ સંસ્થા સખાવત અથવા ટ્રસ્ટને આભારી હશે અને જો એમાં એવી કેળવણીસંસ્થામાં ધાર્મિક શિક્ષણ આપવાનું આવશ્યક ગણાયું હશે.

(૩) રાજ્યે જેને મંજૂરી આપી હોય અથવા રાજ્ય તરફથી જેને નાણાંકીય મદદ મળતી હોય એવી કેળવણીની કોઈ પણ સંસ્થામાં હાજરી આપતા કોઈને પણ એવી સંસ્થામાં અપાતું ધાર્મિક શિક્ષણ લેવાની ફરજ પાડી શકાશે નહિ. તેમજ એવી સંસ્થામાં અથવા એની સાથે સંયુક્ત હોય એવા સ્થાનકમાં ચાલતી ધાર્મિક પ્રાર્થનામાં હાજરી આપવાની ફરજ પણ એને પાડી શકશે નહિ સિવાય કે એ માટે એણે અથવા એ સગીર ઉંમરનો ન હોય તો એના વાલીએ કબુલાત આપી હોય.

☆

## ગ્રંથ–સ્વીકાર

૧ **જૈન તીર્થોનો ઇતિહાસ** : લેખક મુનિરાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી), પ્રકાશકઃ શ્રીચારિત્ર સ્મારક ગ્રંથમાળા, નાગજીભૂદરની પોળ, અમદાવાદઃ પ્રાપ્તિસ્થાનઃ શેઠ મગનલાલ પ્રતાપચંદ જૈન લાયબ્રેરી, ગોપીપુરા સુરત. કિંમત બાર રૂપિયા

૨ **શ્રીસિદ્ધચક્ર આરાધના વિધિ** : સંપા. મુનિરાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી), પ્રકાશકઃ માણેકલાલ અમરતલાલ ગજગાવાળા, માંડવીની પોળ, મહાજનવાડો અમદાવાદ. કિંમત ત્રણ રૂપિયા.

૩ **સિદ્ધચક્ર માહાત્મ્ય** ; યોજકઃ મુનિરાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી), પ્રકાશકઃ ઉપર મુજબઃ કિંમતઃ આઠ આના. [ટપાલ ખરચની એક આનાની ટીકીટ શ્રી મગનલાલ નરસીદાસ વહોરા, ઠેઃ જૈન સોસાયટી, બંગલા નં. ૨૫, એલીસબ્રીજ, અમદાવાદ–એ સરનામે મોકલતાં આ પુસ્તિકા ભેટ મળી શકશે ]

૪ **શ્રીતંદુલવેયાલિયપ્રકરણ** : (મૂળ પાઠ, સંસ્કૃત છાયા અને ભાવાર્થ સાથે) અનુઃ પં અંબિકાદત્ત ઓઝા. વ્યાકરણાચાર્ય, સંપા' પં. ઘેવરચંદ્ર બાંઠિયા જૈન સિદ્ધાંત-શાસ્ત્રી. ન્યાય-વ્યાકરણતીર્થ પ્રકાશકઃ શ્રીશ્વેતાંબર સાધુમાર્ગી જૈન હિતકારિણી સંસ્થા, બિકાનેર. કિંમત પોણા બે રૂપિયા.

**4 A Public Holiday on Lord-Mahavira Brithday.**
By—Sumerchandra Diwaker, Published by : Shri Mahavira Jain Sabha Mandala. Bishengarh ( Marwar )

૬. **संक्षिप्त प्राकृत रूपमाला**—સંપાદકઃ મુનિ ચંદ્રોદયવિજયજી, પ્રકાશકઃ શેઠ ઝવેરચંદ રામજી શાહ, નવસારી. પ્રાપ્તિસ્થાનઃ જીવણલાલ છોટાલાલ સંઘવી, ડોશીવાડાની પોળ, અમદાવાદ—અને જસવંતલાલ ગિરધરલાલ શાહ, ૧૨૩૮ રૂપાસુરચંદની પોળ અમદાવાદ. કિંમત એક રૂપિયો.

૭. **हैमलघुप्रक्रिया टिप्पण्यलङ्कृता**—[પૂર્વાર્ધ] કર્તા. મહોપાધ્યાય શ્રીવિનય-વિજયજી ગણિ, સંપાઃ મુનિરાજ શ્રી પ્રિયંકરવિજયજી, પ્રકાશકઃ રણજીતકુમાર જૈન, જોધપુર, પ્રાપ્તિસ્થાન; શ્રીજસવંતલાલ ગિરધરલાલ શાહ, ૧૨૩૮ રૂપાસુરચંદની પોળ, અમદાવાદ, કિંમત અઢી રૂપિયા.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.




વર્ષ ૧૫ : અંક ૭-૮ ]    તા. ૧૫-૫-૫૦ : અમદાવાદ    [ ક્રમાંક : ૧૭૫-૬

તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

# विषय-दर्शन

# કાળધર્મ પામ્યા

પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રીસાગરાનંદસૂરીશ્વરજી મહારાજ સં. ૨૦૦૬ના વૈશાખ વદિ ૫, તા. ૬-૫-૫૦ ને શનિવારના રોજ સાંજના ૪-૩૨ વાગતાં ૭૫ વર્ષની વયે સુરત મુકામે કાળધર્મ પામ્યા એ સમાચારની નોંધ લેતાં અમે ભારે દિલગીરી અનુભવીએ છીએ. પૂજ્ય આચાર્ય મહારાજશ્રીએ પોતાના દીર્ઘકાલીન દીક્ષા-પર્યાય દરમ્યાન આજીવન કરેલ જૈન સાહિત્યની અવિરત સેવાના કારણે તેઓશ્રીના સ્વર્ગવાસથી જૈન સમાજને તો ન પૂરી શકાય તેવી ખોટી આવી જ પડી છે. ઉપરાંત અમારી સમિતિને પણ બહુ ભારે ખોટ આવી પડી છે. સમિતિની સ્થાપનામાં તેઓશ્રીએ બહુ મહત્ત્વનો ભાગ લીધો હતો અને તેઓ સમિતિના એક સભ્ય પણ હતા. અમે સ્વર્ગસ્થ સૂરિજી મહારાજને અમારી હાર્દિક અંજલિ અર્પણ કરીએ છીએ અને પૂજ્ય સૂરિજી મહારાજના શિષ્ય-પ્રશિષ્યો સાથે તેમના દુઃખમાં અમારી દિલસોજી વ્યક્ત કરીએ છીએ.



[ અનુસંધાન ટાઈટલ પેજ ત્રીજાનું ચાલુ ]

किये जाय जिनमें ताडपत्रके आधारसे ९२ सूत्र अंकित रहे और इन भाइयोंकी काली करतूतको प्रकट करनेवाला इतिहास भी लिपिबद्ध रहे।"

સંપાદક મહાશય હજી આ વસ્તુ કેવી ખરાબ છે તેને સૂચવતી એક શાસ્ત્રીય ગાથા રજુ કરે છે તે પણ વાંચવા જેવી છેઃ

"सुत्तादो तं सम्मं दरसिज्जंतं जदाण सद्दहदि।
सो चेव हवइमिच्छदट्ठि जीवो तदो पहुदि॥"

અર્થાત્—सूत्रसे सम्यक् अर्थ दिखाने पर भी जो श्रद्धान नहि करता वह व्यक्ति तभीसे मिथ्यादृष्टि है।"

આ વિષયમાં પં. ખૂબચંદજી શાસ્ત્રીએ ખૂબ જ હિમ્મત બતાવી સત્યમાર્ગ સ્વીકારી આ સૂત્રોચ્છેદમાં સમ્મતિ ન આપી અને રૂઢિચુસ્ત મંડળીમાંથી રાજીનામું આપી સત્ય માર્ગ સ્વીકાર્યો છે તે ખૂબ જ પ્રશંસનીય છે, અમે તેમની સત્ય પ્રિયતાને ધન્યવાદ આપીએ છીએ. सत्यमेव जयते ઉપર શ્રદ્ધા રાખી વિરમીએ છીએ

# વિજયી અહિંસાની શોધ

॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर
मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्य प्रकाशक
समितिनुं मासिक मुखपत्र



जेशिंगभाईनी वाडी : घीकांटा रोड
अमदावाद ( गुजरात )

**સંસારમાં** કેવળ બે જ વિજેતાઓ હું સમજું છું અને તેમાં સૌથી પહેલો વિજેતા અહિંસાનો સિદ્ધાંત છે. બાકીના વિજેતાઓ જૂઠા છે.

મહાયુદ્ધ નં. ૧ માં અન્યાન્ય જાતિ અને દેશોએ ભિન્ન ભિન્ન પ્રકારના મોટાં મોટાં અસ્ત્રોનું માનવસંહાર માટે નિર્માણ કર્યું. એમાં એકનો વિજય અને બીજાનો પરાજય થયો. પરંતુ શું એ વાત સત્ય છે કે વિજેતાઓના સમસ્ત શત્રુઓનો સદૈવ યા કેટલાક કાળ માટે પણ વિધ્વંસ થઈ ગયો? કેટલાંક વર્ષ વીતી ગયાં કે બીજું મહાયુદ્ધ આપણી સામે થયું. આમાં પહેલા મહાયુદ્ધથી પણ અધિક વિધ્વંસકારી તોપો અને બંદૂકોનો પ્રયોગ થયો અને સૌથી આશ્ચર્યજનક વસ્તુ–Atom bomb નો અવિષ્કાર થયો. તે દ્વારા એક જ વખતમાં ૭૫૦૦૦ વ્યક્તિઓ તો એ હોય છે કે જેમનો આપણી સાથે કોઈ પણ પ્રકારનો શત્રુભાવ નથી હોતો એવી નિર્દોષ વ્યક્તિઓનું ખૂન કરવામાં આવે છે—સ્ત્રીઓ અને બાળકો અનાથ થઈ જાય છે. શું આ મહાયુદ્ધ પછી પણ એમ સમજી શકાય કે વિજેતાઓના સમસ્ત શત્રુઓનો નાશ થઈ ગયો? ના, કદાપિ નહિ. આ યુદ્ધમાં આપણે અબજો રૂપિયા ખરચ કરી નાખ્યા. હજી આ યુદ્ધ પૂરી-રીતે સમાપ્ત થયું નથી ત્યાં તો ત્રીજા મહાયુદ્ધની ભૂમિકા તૈયાર થતી આપણી સામે દૃષ્ટિગોચર થઈ રહી છે. આ તમામ યુદ્ધોએ સંસારમાં કોઈ મહાન પરિવર્તન નથી કર્યું.

**સંસારમાં** આજે જો કોઈ પણ વસ્તુએ મહાન પરિવર્તન કરી બતાવ્યું હોય તો તે અહિંસાનો સિદ્ધાંત છે. અહિંસા સિદ્ધાંતની શોધ અને પ્રાપ્તિ સંસારની સમસ્ત શોધો અને પ્રાપ્તિઓથી મહાન છે. —આ Newton ના Low of Gravitation થી પણ અધિક મહાન શોધ છે. મનુષ્યનો સ્વભાવ નીચે જવાનો હોય છે. પરંતુ જૈનોના તીર્થંકરોએ સૌ પહેલાં એ બતાવ્યું કે અહિંસાનો સિદ્ધાંત મનુષ્યને ઉપર ઉઠાવે છે. તેમણે બતાવ્યું કે અહિંસા જ સત્ય છે અને દુનિયાનું કલ્યાણ પણ અહિંસાથી જ થઈ શકે છે.

એક વ્યાખ્યાન ]

—ડૉ. કાલિદાસ નાગ.

| વર્ષ ૧૫ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ. સં. ૨૪૭૬ : ઈ. સ. ૧૯૫૦ | ક્રમાંક |
|---|---|---|
| અંક ૭–૮ | વૈશાખ વદિ ૧૪ : સોમવાર : ૧૫ એપ્રિલ–મે | ૧૭૫–૬ |



# ઇતિહાસના અજવાળે

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[ ૬ ]

[ નોંધ—આ લેખમાં વિન્સેન્ટ સ્મિથના ઈતિહાસમાંથી જે ઉતારા અંગ્રેજીમાં આપ્યા છે એનો ભાવ લેખમાં આવી જતો હોવાથી, ભાષાંતર કરવાની જરૂર માની નથી. —લેખક.]

**પાટલીપુત્રની** ગાદીએ ઉદાયી આવ્યો અને પોતાના પૂર્વજોની માફક એણે મગધનું રાજ્ય સારી રીતે સંભાળ્યું. જૈન સાહિત્યમાં આવતા ઉલ્લેખ પરથી એનું મરણ સાધુ વેશધારી વિનયરત્નના હાથે રાત્રિના પૌષધશાળામાં થયું. પુરાણ તેમજ બૌદ્ધધર્મના ગ્રંથોમાં ઉદાયી પછી ગાદીએ આવનાર નામોમાં નંદિવર્ધન અને મહાનંદિનાં નામો મળે છે. એ પછી શિશુનાગ વંશનો અંત આવે છે અને નંદવંશનું રાજ્ય શરૂ થાય છે. કેટલાકના મતે નવનંદ થયા છે જ્યારે અન્ય મંતવ્ય મુજબ માત્ર નંદ વંશમાં બે જ રાજાઓએ રાજ્ય કર્યું છે. એમનાં નામો મહાપદ્મ અને ધનનંદ અનુક્રમે છે. રાજ્યકાળની સાલવારીમાં તફાવતનો પાર નથી. વળી એ સાથે અમુકના અસ્તિત્વ સંબંધમાં પણ ઓછા શંકાસ્થાનો નથી. ખુદ ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ સાહેબ પણ મુંઝાઈ જાય છે! ભારતવર્ષના જુદા જુદા ત્રણે ધર્મોના ગ્રંથો–ઉપલબ્ધ નોંધો અને એ ઉપરાંત શિલાલેખો ધ્યાનમાં લઈ તેમજ એ સાથે ગ્રીક એલચી મેગેસ્થિનીસ અને ચીની મુસાફર હુએનસંગ આદિના લખાણો પર મદાર બાંધી જે જે નિર્ણય પર આવે છે તે અધૂરો છે એમ સમજીને રજુ કરે છે. સાલવારીના આંકડામાં એક સેંકડાનો ફરક જાતજાતનાં અનુમાનો કરાવે છે. આ સંબંધમાં જૈન સાહિત્યના જે પ્રમાણો પર વજન આપેલ છે એ અહીં એટલા પૂરતા આલેખીશું કે જેથી સહજ જણાશે કે જૈન કથાનુયોગમાં વર્ણવાયેલા પ્રસંગો કલ્પનામાંથી નથી જન્મ્યા પણ એ પાછળ વાસ્તવિકતાનું પીઠબળ છે. ગણત્રીમાં ફેર આવે છે એ વાત સાચી છે છતાં ઇતિહાસપ્રેમી મુનિ શ્રીકલ્યાણવિજયજીએ 'મહાવીર નિર્વાણ અને જૈનકાળગણના' નામી હિંદી પુસ્તકમાં ઉપરોક્ત મતફેરો સાથે જૈન ગ્રંથોના લખાણોનો સમન્વય કરી યથાર્થ સાલવારી તારવવા સુંદર અને સફળ પ્રયાસ કર્યો છે. એ પુસ્તકને જૈનેતર ઇતિહાસ કોવિદો તરફથી સ્વીકૃત કરવામાં આવેલ છે. પુરાણોમાં અને બૌદ્ધધર્મના હિંદના તેમજ સીલોન તરફના પુસ્તકોમાં એક બીજાથી વિરુદ્ધ જતા જે સંખ્યાબંધ ઉલ્લેખો દ્રષ્ટિગોચર થાય છે, અરે! ખુદ મહાત્મા બુદ્ધદેવના નિર્વાણ અંગે ભિન્ન ભિન્ન દિનો અને વર્ષો જોવાય છે, એની સરખામણીમાં જૈનધર્મનો જણાતો ફેર નજીવો છે. એ સંબંધમાં હજુ પણ વિશેષ પ્રમાણમાં છણાવટ થાય તો અંકોડાબંધ ઇતિહાસ તૈયાર કરવામાં મુશ્કેલી નડે તેમ નથી.

આ સર્વ ઉપરથી સહજ કહી શકાય અને ભાર મૂકી બોલી શકાય કે શ્રમણ ધર્મને વરેલા નિર્ગ્રંથોએ જે જે વાતો વર્ણવી છે એ મોમાથા વગરની કે રેતીમાં કિલ્લા ચણવા જેવી નથી જ. સાધુધર્મના આચાર મુજબ તેઓ એક સ્થાને નિયતપણે રહેતા ન હોવાથી અને વિહાર પ્રદેશ અમુક ક્ષેત્રનો મર્યાદિત ન હોવાથી, તેમજ વધારામાં સાથે જરૂરી ઉપકરણો સિવાય બીજી સાધન સામગ્રીનો અભાવ હોવાથી સંવત અંગેની નોંધોમાં અને બને ત્યાં સુધી ટૂંકમા જ એ સંઘરવામાં જરૂરી સ્પષ્ટતા નથી જણાતી. આમ છતાં જૈન સાહિત્યમાં શ્રેણિક મહારાજા અને કોણિકના રાજ્યકાળને જે મહત્ત્વ અપાયેલ છે તે-નંદવંશ અંગે જે વાતો નોંધાણી છે તે-અને જૈનધર્મી દ્વિજ ચાણકયની સહાયથી, મંત્રીશ્વર શકડાલના મૃત્યુ પછી ચંદ્રગુપ્ત મૌર્ય મગધનો સ્વામી બને છે, વળી સમ્રાટ ખારવેલ અને શકડાલસુત સ્થૂલિભદ્ર આદિ ઐતિહાસિક પાત્રો છે ઇત્યાદિ વાતો-પર આગળ ઇતિહાસકારના નિમ્ન ઉલ્લેખો ઠીક ઠીક પ્રકાશ પાડે છે

(1) The Jains, doing still greater violence to reason,—extend the duration of the dynasty to 155 years,......

(2) Nanda Raja is twice mentioned by Kharavela, king of Kalinga, in the long, but unfortunately mutilated history of his reign which he inscribed on the Hathigunfha Cave at Udayagiri in the year 165 current, 164 expired, of the Maurya Era......In the fifth year of his reign ( probabely 165 B. C. ) Kharavela repaired a pond ( Sattra ) formerly coustructed by Nanda Raja. In his twelfth year he difeated the king of Magadha, either Pushyamitra or Agnimitra Sunga, and in his account of his proceedings again mentions Nanda Raja.

(3) The reigns of the fifth and sixth kings, Bimbisara or Srenika, and Ajatasatru or Kunika, were well remembered owing to the wars and events in religious history which marked them.

(4) Both Mahavir, the Jain leader and Gautama Buddha were contemporary to a cousiderable extent. with one another and with the kings Bimbisara and Ajatasatru.

(5) The year 527 B. C. the most commonly quoted date for the death of Mahavira, is merely one of several traditionary dates while the varitety of dates assigned for the death of the Buddha is almost past counting. The Ceylonese date, 543 B.C. is no better attuted than the others......

(6) Although the Digambra and Svetambara sects agree in placing the death of Mahavira 470 years before Vikrama, whose era bigins in 57 or 58 B C. the Digambaras reckon back from the brith, and the Svetambaras from the accession of Vikrama.

The books indicate that 55, or 543, or 527 B. C. may be regarded as the traditional date.

મહાશય વી. એ. સ્મીથ સાહેબ મહાત્મા બુદ્ધની નિર્વાણ સાલ ચોકસ કરવા તેમજ શ્રીમહાવીર પછી એ કાળધર્મ પામ્યા છે એ પુરવાર કરવા અજાતશત્રુના રાજ્યકાળના વર્ષોમાં કલ્પના દોડાવે છે પણ એક સાંધતાં બીજા બે ત્રૂટે એવી પરિસ્થિતિ જન્મે છે. એમના ઉલ્લેખમાં એક નોંધ નીચે મુજબની છે એ ચાલુ વિચારણામાં ખાસ ઉપયોગની નથી પણ અશોક નામના એક કરતાં વધુ સમ્રાટ થયા હોવા જોઈએ એવો પ્રશ્ન જન્માવે છે. એમ ન હોય તો 'Dharma Asoka' શબ્દ શા કારણે વપરાય? આ રહ્યા એમના શબ્દો—

One form of the Khotan tradition places Dharma Asoka 250 years after the Nirvana of Buddha, and makes him Contemparary with the Chinese Emperor Shehwangti, the builder of the Great wall, who came to the throne in 246 B.C.

ઉલટાસુલટી સાલવારી પરથી જે રાજ્યકાળ નિયત કરે છે તે આ પ્રમાણે છે—

| ક્રમાંક. | રાજવીનું નામ. (વાયુ પુરાણ મુજબ) | રાજ્યકાળ વાયુ પુરાણ મુજબ | | પોતાની ધારણા | રાજ્ય ગાદી પર આવવાનું વર્ષ. | જાણવા જેવી નોંધ. |
|---|---|---|---|---|---|---|
| | શિશુનાગ. | | | | B. C. | |
| 1. | Sisunaga. | 40 | 136 | 72 | 600 | Nothing known. |
| 2. | Sakavarna. | 36 | | | | |
| 3. | Kshemadharman | 20 | | | | |
| 4. | Kshattraujas | 40 | | | | |
| 5. | Bimbisara | 28 | | 28 | 528 | Built new Rajagriha anaxed Anga,: contemporary with Mahavira and Gautama Buddha. |
| 6. | Ajtasatru | 25 | | 25 | 500 | Parricide; death of Buddha, 487; built fort of Patliputra; wars with Kosala and Vaisali. |
| 7. | Darsak (Harshaka) | 25 | | 25 | 475 | Nothing known. |
| 8- | Udaya | 33 | | 33 | 450 | Built City of Patliputra. |
| 9. | Nandivardhana | 42 | 85 | 46 | 417 | Nothing known. |
| 10 | Mahanandin | 43 | | | | |
| | નંદવંશ | | | | | |
| 11. | Mahapadma & C. | | 100 | 50 | 371 | |
| 12. | 1, 2 Generation | | | | | |

ઉપરના આ લેખન પરથી સહજ જોઇ શકશે કે વાયુપુરાણનો આધાર લેવાયા છતાં વિશેષ સ્પષ્ટતા કોઈ પણ વાતની થતી નથી. જૈન સાહિત્યમા જે રાજવીઓ સંબંધમાં અતિ વિગતવાર નોંધ મળે છે અને જેમની આસપાસ સંખ્યાબંધ પ્રસંગો નોંધાયા છે તે ઉપરમાં સ્વીકાર્યા છે. નંદવંશનો પ્રશ્ન અને એ એ અંગે મૂકેલાં વર્ષ અદ્ધર છે મારી સમજથી ઇતિહાસના આલેખન કાલે કાલગણના જેવું પુસ્તક તૈયાર થયેલ ન હોવાથી આ સંબંધમાં વધુ પ્રકાશ પડી શકયો ન હોય, પણ હવે તો એનો આધાર લઈ, બરાબર શૃંખલા જોડી શકાય તેમ છે. મારી જાણમાં છે તે મુજબ એ જાતનો પ્રયાસ 'પ્રાચીન ભારતવર્ષ' નામા પુસ્તકમાં શ્રીયુત ત્રિભોવનદાસ લહેરચંદ શાહ તરફથી થયો પણ છે. અલબત્ત, એ વાત સાચી છે કે શ્રીયુત શાહના કેટલાંક મંતવ્યો સાથે જાણીતા ઇતિહાસ-મહોદધિ આચાર્ય મહારાજ શ્રીવિજયેંદ્રસૂરિ મળતા થતા નથી. પણ ઇતિહાસનો વિષય જ એવો છે કે જેમ શોધખોળ થતી રહે છે તેમ બાંધેલાં અનુમાનો ફેરવવાં પડે છે એક કાળે મનાતું હતું કે અંગ્રેજ આદિ યુરોપના વિદ્વાનોએ જે નોંધો કરી તે સો ટચના સુવર્ણ જેવી ગણાય, પણ એમાં કેવી ગલતીઓ સમાઈ હતી અને એમાંની કેટલીક તો સાવ ખોટી હતી. એ આજે કોનાથી અજાણ્યું છે? આપણા દેશના પુરાતત્ત્વવિશારદોએ એક કરતાં વધુ પ્રસંગોમાં એ ભૂલો સુધારી, ચોકસાઈવાળો ઇતિહાસ રજુ કર્યો છે. જૈન સમાજમાંથી પણ એવા અભ્યાસી નીકળે તો જે કેટલીક ગેરસમજુતીઓ થઈ છે અને ચાલુ રહી છે તે સુધારવાની સંપૂર્ણ તક છે. એ દિશામાં કામ કરવા સારુ કાંતો શેઠ આણંદજી કલ્યાણજીએ અથવા તો શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સે ખાસ ખાતું ઊભું કરી, નિષ્ણાતો રોકી, કામ હાથ પર લેવાની અગત્ય છે. એમાં જૈનધર્મની ઓછી પ્રભાવના નથી જ. હવે પછી સીકંદરની વાત કહી, ઇતિહાસકાર આગળ વધતાં મૌર્યકાળ પર આવે છે. ચંદ્રગુપ્ત મૌર્યના સંબંધ એ શું કહે છે તે વિચારીએ તે પૂર્વે એટલું અહીં ભાર મૂકી જણાવીએ કે સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્ય જૈનધર્મનો પાકો અનુયાયી હતો અને તેનું રાજ્ય સ્થાપવામાં જમણા હાથનું કામ કરનાર મંત્રીશ્વર ચાણક્ય પણ જૈનધર્મ પાળનાર દ્વિજ હતો.

( ચાલુ )



જૈનધર્મે અહિંસાના સૌથી પહેલા નિયમની ઘોષણા કરી છે. એનો અર્થ એ છે કે મન, વચન અને કાયાથી કોઈ પણ પ્રાણી, પશુ અથવા કીડા, મકોડાને પણ દુઃખ ન પહોંચાડવું. જૈનધર્મે સદાચારની જે શિક્ષા આપી છે એના કેટલાંક અંગ છે—અહિંસાનું પાલન, અંગીકૃત વ્રતોનુ આચારણ, જ્ઞાન અને સંસ્કૃતિના પ્રચાર અર્થે દાન, નિરાશ્રિત તથા નિર્ધનોના કષ્ટોનું નિવારણ તથા અનુચિત અને અનાવશ્યક પરિગ્રહ પર રોક-થોભ અજ્ઞાન, અભિમાન તથા અહંકારનું નિરાકરણ અને વિનયના આરાધન પર ખૂબ જોર આપવામાં આવ્યું છે.

શ્રીઃ પી. એસ. કુમારસ્વામી રાજા



# કુંડિનપુર

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રીજંબૂવિજયજી

[ ગતાંકથી પૂર્ણ ]

## મહાસતી દમયંતી

કોશલ[1] દેશની કોશલા નગરીમાં રાજ્ય કરતા ઇક્ષ્વાકુવંશના નિષધ રાજાને સુંદરા નામની રાણીથી **નલ** અને કૂબર નામના બે પુત્રો હતા. આ બાજુ **વિદર્ભ** દેશના કુંડિનપુર નામના નગરમાં મહાપરાક્રમી **ભીમરથ** નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને **પુષ્પદંતી** નામની પવિત્ર મનની રાણી હતી. આ રાણીથી એક પુત્રીરત્નનો જન્મ થયો હતો કે જેનું રાણીએ ગર્ભ સમયે જોયેલા સ્વપ્નને અનુસારે **દવદંતી** યાને **દમયંતી** નામ પાડવામાં આવ્યું હતું. દમયંતીએ પૂર્વજન્મમાં **વીરમતી**ના ભવમાં **અષ્ટાપદ** ઉપર જઈને ચોવીશ તીર્થંકરોની પ્રતિમાઓને રત્નજડિત સુવર્ણમય તિલક ચઢાવ્યાં હતાં. તેના પ્રભાવથી આ ભવમાં જન્મની સાથે જ સૂર્યના જેવું તેજસ્વી તિલક દમયંતીના કપાળમાં પ્રગટ થયેલું હતું. ધીમે ધીમે વૃદ્ધિ પામતી તે કન્યા થોડા જ વખતમાં સર્વ કળાઓમાં પારંગત થઈ ગઈ. એક વખત તેના પુણ્યના પ્રભાવથી ખેંચાયેલી શાસનદેવીએ તેને ભાવિ શ્રી-**શ્રીશાંતિનાથ ભગવાન**ની સુવર્ણમય પ્રતિમા આપી અને તેની હંમેશાં પૂજા કરવા માટે કહ્યું. દમયંતીએ ઘણા જ હર્ષથી પ્રતિમા લીધી અને ઘર દેરાસરમાં પધરાવી.

એમ કરતાં દમયંતી અઢાર વર્ષની વયની થઈ. તેથી તેના વિવાહ માટે ચિંતાતુર ભીમરથ રાજાએ યોગ્ય વર મેળવવા માટે સ્વયંવર રચ્યો અને દેશ વિદેશના રાજાઓને

---

૧. આપણે ત્યાં કોશલ દેશ અને તેની મુખ્ય નગરી અયોધ્યા એ પ્રમાણે વર્ણન આવે છે. જૈનેતર સાહિત્યમાં એવું વર્ણન આવે છે કે—પહેલાં અયોધ્યાનું રાજ્ય **કોસલ** નામથી સંબોધવામાં આવતું હતું. પછી તેના ઉત્તર કોસલ અને દક્ષિણ કોસલ એવા ભાગ પડ્યા. **રામચંદ્રજી**ના પુત્ર **કુશે** વિંધ્યાચલ પ્રદેશમાં **કુશાવતી** અથવા **કુશસ્થલી** રાજધાની કરી હતી. રામાયણ-મહાભારત વગેરે ગ્રંથોમાં આ દક્ષિણ કોશલનો ઉલ્લેખ આવે છે. દક્ષિણ કોશલની મર્યાદા પૂર્વમાં ઉત્કલ (ઓરિસા) દેશ, પશ્ચિમમાં વિદર્ભદેશ, ઉત્તરમાં ચેદિદેશ (અત્યારનો જબલપુર અને સાગર જિલ્લા આસપાસનો પ્રદેશ) અને દક્ષિણમાં કલિંગ-તેલંગ દેશ એવી હતી. આમાં ઉત્તરે વિંધ્યાચલથી દક્ષિણે તેલંગણ સુધીનો તેમજ પશ્ચિમે નાગપુરથી પૂર્વમાં છત્તીસગઢ સુધીનો બધો પ્રદેશ આવી જતો. અયોધ્યાના કોશલદેશથી આ કોશલનો ભેદ જણાવવા માટે દક્ષિણ કોશલ નામનો ઉપયોગ થયો છે. એ જ પ્રમાણે **કાશીકોશલ** દેશ અથવા **પ્રાક્‌કોશલ** દેશ નામનો ઉપયોગ પણ સાહિત્યમાં થયો છે. જૈન સાહિત્યમાં પણ કાશી કોશલનો ખાસ જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આમંત્રણ મોકલ્યાં સ્વયંવરના અવસરે અનેક રાજાઓ અને રાજકુમારો આવી પહોંચ્યા. તે વખતે નિષધ રાજા પણ પોતાના નલ અને કુબેર નામના બે પુત્રોને લઈને આવ્યા હતા. સ્વયંવર મંડપમાં અનેક રાજાઓને જોતાં જોતાં છેવટે નળ રાજા પાસે આવીને પૂર્વ જન્મનો પ્રેમ હોવાથી નળ રાજાના ગળામાં જ દમયંતીએ વરમાળ પહેરાવી. નળ-દમયંતીનો વિવાહ કરીને દાયજામાં ઘણું દ્રવ્ય આપીને ભીમરથ રાજાએ જમાઈ અને પુત્રીને વળાવ્યાં. સમગ્ર પરિવાર સાથે નળ રાજા પોતાની કોશલા નગરી તરફ જઈ રહ્યા હતા તે વખતે રસ્તામાં જ સૂર્યાસ્ત થઈ જવાને લીધે ઘોર અંધારું વ્યાપી ગયું. અને બધું ભયંકર દેખાવા લાગ્યું. આ વખતે નલરાજાના કહેવાથી દમયંતીએ પોતાના કપાળમાં રહેલા તિલકને ઘસવાથી તે સૂર્ય જેવુ પ્રકાશવા લાગ્યું અને તમામ અંધકાર દૂર થઈ ગયો. પછી આગળ જતાં પ્રતિમાધારી કાઉસગ્ગમાં ઊભા રહેલા મુનિરાજ જોવામાં આવ્યા. તેમને વંદન કરીને નળ રાજા કોશલા નગરીએ દમયંતી સહિત કુશળક્ષેમપૂર્વક પહોંચી ગયા.

એક વખત આત્મકલ્યાણ સાધવાની ઇચ્છાવાળા નિષધ રાજાએ મોટા પુત્ર નળને રાજ્યગાદી ઉપર અને નાના પુત્ર કુબેરને યુવરાજપદ ઉપર સ્થાપીને ચારિત્ર અંગીકાર કર્યું. ગુણોનો ભંડાર નલ રાજા પ્રજાનું પિતાની જેમ પાલન કરતો હતો. પરંતુ તેને જુગાર રમવાનું ઘણું મોટું દુર્વ્યસન હતું. નાનો ભાઈ કુબેર ઘણો કપટી હતો. બાહુબળથી તો નળ રાજાનું રાજ્ય પડાવી લઈ શકાય તેમ ન હતું એટલે જુગારમાં નળ રાજાને હરાવીને સર્વ રાજ્ય પડાવી લેવાની તેની દુષ્ટ ભાવના હતી. નળ રાજા પાસા ખેલવામાં ઘણો કુશળ હતો તોપણ એક વખત પાપકર્મના ઉદયથી બધી જ બાજીઓમાં હારવા લાગ્યો. દમયંતી રાણી અને સમગ્ર પ્રજાએ અટકાવવા છતાં દ્યૂતમાં અતિઆસક્ત બનેલો નળ રાજા સમગ્ર રાજ્ય, અંગ ઉપરનાં ભૂષણો અને છેવટે દમયંતી સહિત આખું અંતઃપુર પણ જુગારમાં હારી ગયો. પછી દુષ્ટ કુબેરે કહ્યું કે તેં સર્વ ગુમાવી દીધું છે માટે અહીંથી ચાલ્યો જા. નળરાજા પહેરેલા વસ્ત્રે ત્યાંથી ચાલી નીકળ્યા. દમયંતી નલ સાથે ચાલવા લાગી ત્યારે પહેલાં તો દુષ્ટ કુબેરે તેને અટકાવી. પાછળથી પ્રધાન પુરુષોની સલાહ માનીને દમયંતીને જવા દીધી. દમયંતી પણ પહેરેલા વસ્ત્રે નળ રાજા સાથે ચાલી નીકળી. પોતાનાં પ્રિય રાજા-રાણીને આવી દુઃખી સ્થિતિમાં જતા જોઈને આખું નગર ઉદાસ થઈ ગયું અને શોકથી રુદન કરવા લાગ્યું. પ્રધાન પુરુષો નળ રાજાને વળાવીને શોકમગ્ન ચહેરે પાછા ફર્યા.

નગરની બહાર નીકળ્યા પછી કુંડિનપુરની દિશામાં ચાલતાં એક મોટી અટવી આવી. બંને જણ આ ભયંકર અટવીમાં પગે ચાલવા લાગ્યા. દમયંતીના કોમળ પગોમાં કાંટા વાગી રહ્યા છે, લોહીની ધારાઓ નીકળી રહી છે અને નળ રાજા પહેરવાના વસ્ત્રને ફાડી ફાડીને તેના પગે પાટાઓ બાંધી રહ્યો છે.

પણ આમ ક્યાં સુધી ચલાય? છેવટે દમયંતી થાકી અને એક ઝાડ નીચે બેઠી. નળ રાજા વસ્ત્રનો પંખો બનાવીને પવન નાખવા લાગ્યો. અટવી સો યોજન લાંબી હતી. હજુ તો પાંચ યોજન જ આવ્યા હતા અને પંચાણું યોજન કાપવાના બાકી હતા. તેટલામાં સૂર્ય અસ્ત થઈ ગયો અને રાત્રિ પડી. નળે ઝાડનાં પાંદડાં એકઠાં કરીને શય્યા બનાવી અને તેમાં દમયંતીને સુવાડી. થાકેલી દમયંતી પણ ઊંઘી ગઈ.

આ બાજુ નળ રાજા વિચાર કરવા લાગ્યો કે "જે પુરુષ સાસરાનો આશ્રય લે છે તે અધમ મનુષ્ય કહેવાય છે, માટે પ્રાણથી પણ અધિક વહાલી દમયંતીને અહીંઆં જ ત્યજીને બીજે ક્યાંય ચાલ્યો જાઉં. દમયંતી પાસે તેનું રક્ષણ કરનારો શીલરૂપી મહામંત્ર છે તેથી તેને કશો જ ઉપદ્રવ નહીં થાય." આ પ્રમાણે વિચાર કરીને પોતાના રુધિર (લોહીથી) દમયંતીના વસ્ત્ર ઉપર આ પ્રમાણે અક્ષરો લખ્યા કે—"હે વિવેકી ઉત્તમ આશયવાળી પ્રિયા! જે દિશામાં વડનું ઝાડ છે તે દિશાનો માર્ગ વિદર્ભ દેશમાં જાય છે, અને ડાબી બાજુનો માર્ગ કોશલ દેશમાં જાય છે. બંનેમાંથી એક માર્ગે ચાલીને તારા પિતાને ઘેર અથવા તારા સાસરે (મારા પિતાને ઘેર) જ્યાં જવું હોય ત્યાં ગમે ત્યાં જજે મારી એ બંનેમાંથી એકે ય ઠેકાણે જવાની ઇચ્છા નથી." આ પ્રમાણે લખીને પથ્થર જેવું હૃદય કરીને વારંવાર પાછું વાળીને દમયંતી તરફ જોતો નળ રાજા ત્યાંથી ચાલતો થયો.

સવારમાં દમયંતી જાગીને જુએ તો નળ રાજા ત્યાં નહીં. ઘણો વખત થયો અને ઘણી તપાસ કરી છતાં નળરાજાનો પત્તો ન લાગવાથી હૃદયના બે ટુકડા થઈ જાય એવા તીવ્ર આઘાતથી દુઃખ અને શોકથી વ્યાપ્ત થયેલી દમયંતી મોટા સ્વરે રુદન કરવા લાગી. વિલાપ કરતી દમયંતી નળની શોધમાં ભયંકર અટવીમાં ફરી રહી છે તેવામાં નળ રાજાએ વસ્ત્રના છેડા ઉપર રુધિરથી લખેલા અક્ષરો તેના જોવામાં આવ્યા. વાંચીને નળ રાજા છોડીને ચાલ્યા ગયા છે છતાં જીવંત છે એમ જાણીને ખુશ થયેલી દમયંતી પતિના આદેશ ઉપર બહુમાન રાખીને નળ રાજાએ લખેલા અક્ષરોને વારંવાર આનંદથી જોતી જોતી જે દિશામાં વડ હતો તે દિશામાં કુંડિનપુર તરફ ચાલવા લાગી. રસ્તામાં અનેક મોટાં મોટાં ભયંકર કષ્ટો આવ્યાં, પણ દમયંતી અનુપમ શીલના પ્રભાવથી બધાં કષ્ટોને પાર ઊતરી ગઈ. વચમાં એક રાક્ષસના કહેવાથી જાણ્યું કે બાર વર્ષે નળનો મેળાપ થશે. દમયંતીએ એવો અભિગ્રહ કર્યો કે, "જ્યાં સુધી મને નળનો મેળાપ નહીં થાય ત્યાં સુધી તાંબૂલ, આભરણો, વિલેપન તથા વિગઈ હું ગ્રહણ કરીશ નહીં." અને ઉપવાસાદિ તપશ્ચર્યા કરવા લાગી. છેવટે ચાલતાં ચાલતાં અચલપુર (એલિચપુર) આવી પહોંચી.

અચલપુરમાં (એલિચપુર?)[1] ઋતુપર્ણ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને

---

[1] મૂર્તિજાપુરથી ઉત્તરે ૪૫ માઈલ દૂર ૨૧/૧૮ ઉત્તર અંક્ષાંશ અને ૭૭/૩૩ પૂર્વ રેખાંશ ઉપર એલિચપુર શહેર આવેલું છે. જૈનધર્મી ઈલ નામના રાજાએ સં. ૧૧૧૫માં સાતપુડાની નીચે એલિચપુર શહેર વસાવ્યું હોવાની લોકોની માન્યતા છે. સં. ૧૩૫૧માં જ્યારે દેવગિરિ (દોલતાબાદ)નો રામદેવ રાજા અલ્લાઉદ્દીન ખીલજી પાસે હારી ગયો ત્યારે દંડમાં એલિચપુરનો પ્રદેશ તેણે અલ્લાઉદ્દીનને આપી દીધો હતો. ત્યારથી માંડીને અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યાં સુધી આ શહેર મુસલમાનોના હાથમાં રહ્યું હતું. વરાડના સુબાનું તે પાટનગર ગણાતું હતું. આથી કેટલાક મુસલમાન લેખકોએ પણ આના સંબંધમાં લખ્યું છે. तवारीख-ई-अमजदीના લેખકનું કહેવું છે કે ईल રાજાના નામ ઉપરથી ईलिचपुर અથવા एलिचपुर નામ પડેલું છે. શ્રીવિજયદેવસૂરિ મહારાજના શિષ્ય શ્રીભાવવિજયજી ગણી સં. ૧૭૧૫માં રચેલા श्रीअन्तरिक्षपार्श्वनाथस्तोत्रમાં જણાવે છે કે—"એલચપુર નગરમાં ચંદ્રવંશી શ્રીપાલ નામે રાજા રાજ્ય કરતો હતો. તે પૃથ્વીનું

ચંદ્રયશા નામની રાણી હતી. આ રાણી દમયંતીની માશી થતી હતી. દમયંતીને જોઈને તેને ઘણો સ્નેહ ઉત્પન્ન થયો. પરંતુ નળ રાજાની કોશલા નગરીથી અચલપુર ૧૪૪

---

સારી રીતે શાસન ચલાવતો હતો, તેથી લોકોએ ઇલચ એવું તેનું નામ પાડ્યું હતું. અને અંતરિક્ષજીની પ્રતિમાજીના પ્રભાવથી નીરોગી બનેલા તેણે સં. ૧૧૪૨ના મહા સુદ ૫ ના રવિવારે મલધારી શ્રીઅભયદેવસૂરિજીના (મલધારી હેમચંદ્રસૂરિજીના ગુરુ) હાથે સાત અંગુલ ઊંચા રહેલા શ્રીઅંતરિક્ષપાર્શ્વનાથ ભગવાનની જિનમંદિરમાં પ્રતિષ્ઠા કરાવી હતી." આ સ્તોત્રના પ્રારંભમાં ભાવવિજયજી ગણી લખે છે કે આ બધો વૃત્તાંત મને પદ્માવતી દેવીએ આવીને સ્વપ્નમાં કહ્યો છે.

**ઈલા** એટલે પૃથ્વી અને તેનો **ઈશ** એટલે રાજા એમ **ઇલેશપુર** ઉપરથી કાળક્રમે **એલિચપુર થઈ** ગયું એ પણ બનવાજોગ છે અને તે પ્રમાણે વરાડમાં કેટલાક માને પણ છે (અહીં - **ઈલ ઈશ**=ઈલરાજા, અને **ઇલાનો ઈશ**=પૃથ્વીનો રાજા એમ બંને સમાસ સંભવી શકે છે એ ધ્યાનમાં રાખવું.) સં. ૧૫૮૫માં રચેલા શ્રીઅંતરિક્ષજીના છંદમાં મુનિ **શ્રીલાવણ્યસમય** કવિ એલચપુરમાં એલગદેવ રાજા હતા એમ લખે છે. શીલવિજયજી તીર્થમાલામાં શ્રીઅંતરિક્ષજીના વર્ણનમાં એલગરાય લખે છે.

આમ છતાં આજના ઐતિહાસિક સંશોધકો નિશ્ચય અને ભારપૂર્વક કહે છે કે **એલચપુર** ઉપરથી જ **એલિચપુર** નામ પડ્યું છે. કેટલાક મળી આવેલા તામ્રપટમાં પણ **અચલપુર** નામ છે. અમરાવતીની કૉલેજના પ્રિન્સીપાલ મહામહોપાધ્યાય **વી. વી. મીરાશી** (V. V. Mirashi) કે જે ખાસ વિદ્વાન સંશોધક છે અને પહેલાં નાગપુર યુનિવર્સીટીના સંસ્કૃત વિભાગમાં અધ્યક્ષ હતા તેમણે મારી સાથેની વાતચીતમાં ભારપૂર્વક કહ્યું હતું કે હવે તો સંશોધનથી નક્કી થઈ ગયું છે કે **અચલપુર**નું જ **એલિચપુર** થયેલું છે. એની પુષ્ટિમાં તેમણે જણાવ્યું કે **प्राकृतप्रकाश** વ્યાકરણમાં **ल** અને **च** ના સંબંધમાં એક ઉદાહરણ આવે છે કે "**अचलपुर**-ને લોકો **अलचपुर** બોલે છે." આમ **અલચપુર**નું પછી **એલિચપુર** થઈ ગયું છે.

**એલિચપુરથી ૯** માઈલ દૂર **મુક્તાગિરિ** નામનો પહાડ છે. જે વસ્તુતઃ **સાતપુડા**નો જ એક ભાગ છે. દિગંબરો અહીં સાડા ત્રણ કોડ આત્માઓ મોક્ષે ગયા હોવાથી આને સિદ્ધક્ષેત્ર માને છે. અને મેંઢા (ઘેટા) ની અહીં સદ્ગતિ થઈ હોવાથી તેને મેંઢાગિરિ પણ કહે છે. અહીં ૫૦ થી વધારે નાનાં મોટાં જૈન મંદિરો છે. સં. ૧૯૭૨ સુધી આનો વહીવટ એલિચપુર પાસે કરજગાંવના વતની શ્વેતાંબર જૈન માણેકચંદજી ડાગા કરતા હતા એમ કહે છે. હમણાં તેમના વંશજો (મધ્યપ્રદેશના જ) બૈતુલ જિલ્લાના બદનોરા ગામમાં રહે છે. હમણાં આ તીર્થ દિગંબરોના જ હસ્તક છે. પહેલાં અહીં દિગંબરો બહુ ઓછા આવતા હતા. પરંતુ હમણાં આનો મહિમા તેમનામાં ઘણો વધેલો છે. દિગંબરોના 'નિર્વાણભક્તિ' ગ્રંથમાં પણ વાત આવે છે કે **અચલપુરની** પાસે સાડા ત્રણ કોડ આત્માઓ મેંઢગિરિ પર મોક્ષે ગયા છે.

આ વગેરે ઉલ્લેખોથી આ શહેરનું મૂળ નામ અચલપુર છે એમ સંશોધકો નક્કી કરે છે.

૨

યોજન દૂર હોવાથી દમયંતીનું આગમન અહીં ન સંભવે એમ તેણે મનથી માની લીધું છતાં પોતાની ભાણેજ દમયંતી સમાન લાગતી તેનું પુત્રીની જેમ પાલન કરવા લાગી. દમયંતી પણ પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યા વિના જ રહેવા લાગી.

કેટલાક કાળે દમયંતીના પિતા ભીમરથ રાજાને ખબર પડી કે–"નલ રાજા જુગારમાં સર્વસ્વ હારી ગયા છે અને દમયંતીને લઇને કોઇક અટવીમાં ગયા છે. ત્યાર પછી જીવે છે કે મરી ગયા છે એની કોઈને ખબર નથી." રાજા–રાણી આ સમાચાર સાંભળી બહુ દુઃખી થયા અને વિલાપ કરવા લાગ્યા. પછી એક ચતુર માણસને નલ રાજાની શોધમાં મોકલ્યો. તે ફરતો ફરતો અચલપુરમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે દમયંતીની માશી ચંદ્રયશાને બધી વાત કહી તેથી તે પણ બહુ દુઃખી થઈ. તેટલામાં તો ત્યાં જ રહેલી દમયંતીને તેણે તરત ઓળખી કાઢી અને બધા જ બહુ ખુશી થયાં. પછી ત્યાંથી દમયંતીને લઈને એ માણસ કુંડિનપુરમાં આવ્યો. માતા–પિતા અને પુત્રી ત્રણેનો મેળાપ થયો. દમયંતી માતાને ગળે વળગીને ખૂબ રડી. પછી નલની જ શોધ કરતી અને રાહ જોતી પિયરમાં કાળનિર્ગમન કરવા લાગી.

આ બાજુ નલ રાજા દમયંતીને છોડીને અરણ્યમાં ભ્રમણ કરતા હતા ત્યારે એક વખત મોટો દાવાનળ તેમના જોવામાં આવ્યો. 'નલ રાજા ! મારું રક્ષણ કર, મારું રક્ષણ કર' આવો દાવાનળમાં બળતા એક સર્પનો મનુષ્યભાષામાં અવાજ સાંભળીને ઘણા આશ્ચર્યથી નળ રાજાએ તેને બહાર કાઢ્યો. બહાર કાઢતાં જ સર્પ કરડ્યો અને તેના વિષથી નલ રાજાનું સર્વ અંગ કુરૂપ–કુબડું બની ગયું. પછી સર્પના સ્થાને એક દેવ પ્રગટ થયો અને બોલ્યો કે 'હું તારો પૂર્વભવનો પિતા નિષધ છું. અને ચારિત્ર પાળીને બ્રહ્મલોકમાં દેવપણે ઉત્પન્ન થયો છું, અવધિજ્ઞાનથી તારી દુઃખી સ્થિતિ જોઈને આવ્યો છું અને તારા પૂર્વના શત્રુ રાજાઓ તને ઉપદ્રવ ન કરે તેટલા માટે મેં જ આ તારું રૂપ બદલી નાખ્યું છે.' એમ કહી દેવે એક રત્નકરંડક અને શ્રીફળ આપીને કહ્યું કે "જ્યારે મૂળ સ્વરૂપમાં આવવાની તારી ઇચ્છા થાય ત્યારે કરંડિયામાંથી આભૂષણો કાઢીને તેમ જ શ્રીફળ ફોડી તેમાંથી વસ્ત્ર કાઢીને તું પહેરજે એટલે મૂલ સ્વરૂપ પ્રાપ્ત થઈ જશે." દમયંતી પણ એના પિયર કુંડનપુરમાં પહોંચી ગઈ છે વગેરે વૃત્તાંત અથેતિ કહી સંભળાવીને દેવ અદૃશ્ય થઈ ગયો.

નળ રાજા અહીંથી નીકળી સુસુમાર નગરે આવ્યો અને ત્યાંના દધિપર્ણ રાજાને ત્યાં રસોઈઓ થઈને રહેવા લાગ્યો. નળ રાજા રસોઈમાં ઘણો જ કુશળ હતો. સૌરીવિદ્યાના પ્રભાવથી અગ્નિના સ્પર્શ વિના તડકામાં વસ્તુઓ મૂકીને સૂર્યના તાપથી જ તે રસોઈ પકાવી જાણતો હતો. અત્યારે પણ નલનું પાકશાસ્ત્ર પ્રસિદ્ધ છે. મદોન્મત્ત તોફાની હાથીને વશ કરવાની પણ નલ રાજામાં કળા હતી. દધિપર્ણને પહેલાં તો શંકા આવી કે આવી રસોઇ નળ સિવાય બીજું કોઈ જ કરી જાણતું નથી. પરંતુ સુસુમાર નગરથી નળ રાજાની કોસલા નગરી વચ્ચે બસો યોજનનું અંતર હોવાથી નળનું આગમન અહીં ન સંભવે એમ તેણે પોતાના મનનું સમાધાન કર્યું.

આ બાજુ ધીમે ધીમે સર્વત્ર વાર્તા ફેલાઈ ગઈ કે દધિપર્ણ રાજાનો રસોઈઓ નળ રાજાની જેમ સૂર્યપાક રસોઈ કરી જાણે છે. દમયંતીના કાને પણ આ વાત પહોંચી

એટલે તે વિચાર કરવા લાગી કે નળ સિવાય બીજા કોઈને જ સૂર્યપાક રસોઈ આવડતી નથી, માટે એ ગુપ્તવેશે રહેલા નળ રાજા જ હોવા જોઈએ. તેણે આ બધી વાત તેના પિતા ભીમરથ રાજાને કરી. એટલે ભીમરથ રાજાએ કોઈ પણ ઉપાયે નળને કુંડિનપુર લાવવા માટે દમયંતીનો ખોટો સ્વયંવર કરવાનું નક્કી કર્યું અને દધિપર્ણ રાજાને સ્વયંવરના આગલે દિવસે જ આમંત્રણ પહોંચાડયું કેમકે ભીમ રાજાને ખાતરી હતી કે સુસુમાર નગર ઘણું જ દૂર હોવા છતાં પણ જો દધિપર્ણ રાજાનો રસોઈઓ નળ રાજા જ હશે તો નળ રાજા અશ્વવિદ્યાનો જાણકાર હોવાથી બીજે જ દિવસે જરૂર અહીં આવી પહોંચશે.

આ બાજુ દધિપર્ણ રાજા પાસે સ્વયંવરમાં આવવાનું આમંત્રણ પહોંચી ગયું અને તે ઘણી ચિંતામાં પડી ગયો કે આવતી કાલે કુંડિનપુર પહોંચવું શી રીતે? કુબડા રસોઈઆએ રાજાને કહ્યું કે તમે કશી ચિંતા ન કરશો. હું આવતી કાલે જ તમને કુંડિનપુર પહોંચાડી દઈશ એમ કહીને બે અશ્વો લાવીને અશ્વવિદ્યાના જાણકાર નલ રાજાએ એવા પવનવેગથી ઘોડા દોડાવ્યા કે બીજે દિવસે સવારમાં જ કુંડિનપુર પહોંચી ગયા. દધિપર્ણ રાજા આવ્યાની ખબર પડતાં જ ભીમરથ રાજાએ આવીને સત્કાર કર્યો અને તેના રસોઈઆની સૂર્યપાક રસોઈ જોવાની ઈચ્છા પ્રદર્શિત કરી. એટલે દધિપર્ણ રાજાના કથનથી નલ રાજાએ પણ રસોઈ બનાવી. બધા જમ્યા. દમયંતી પણ જમી. દમયંતીએ તેના પિતાને કહ્યું કે નક્કી આ નળ રાજા જ છે. પણ કર્મના દોષથી જ શરીર કુબડું અને કુરૂપ થઈ ગયું લાગે છે. પછી દમયંતી રસોઈઆને ઘરની અંદર લઈ ગઈ; અને બોલી કે તમે જ નલ રાજા છો. ત્યારે નળે પણ કરંડિયામાંથી આભૂષણો કાઢીને અને શ્રીફળ ફોડીને તેમાંથી દેવદૂષ્ય વસ્ત્ર કાઢીને પહેરી લીધાં અને મૂળ અસલનું રૂપ પ્રાપ્ત થઈ ગયું. દમયંતી અને નલ રાજા બંને ખૂબ ખુશી થયાં. દમયંતીના માતા-પિતા વગેરે પણ ઘણા જ ખુશી થયાં.[1]

ત્યાર પછી ત્યાં કેટલોક વખત રહીને ભીમરથ વગેરે રાજાઓનું સૈન્ય એકઠું કરીને પોતાનું મૂળ રાજ્ય પાછું મેળવવા માટે નલ રાજાએ કોશલા નગરી તરફ કુંડિનપુરથી પ્રયાણ કર્યું. અનુક્રમે પોતાની નગરીએ જઈ પહોંચ્યા. ત્યાં નળ રાજાનો વિજય થયો. છતાં ગુણવાન નલ રાજાએ પોતાના નાના બંધુ કૂબેરને પહેલાંની જેમ યુવરાજ બનાવ્યો. ત્યાર પછી ઘણા હજારો વર્ષ સુધી નલ રાજાએ રાજ્ય ભોગવ્યું. છેવટે પુષ્કર નામના પુત્રને ગાદીએ સ્થાપીને નળ અને દમયંતી બંનેએ દીક્ષા લીધી. અંતે બંનેએ અનશન કર્યું. નળ રાજા કાળ કરીને કુબેર દેવ થયા અને દમયંતી કાળ કરીને કુબેરની દેવી થઈ. પછી દમયંતી ત્યાંથી ચ્યવીને પેઢાલપુર નગરમાં હરિશ્ચંદ્ર રાજાની લક્ષ્મીવતી નામની પટરાણીની કુક્ષિથી કનકવતી નામની પુત્રીરૂપે ઉત્પન્ન થઈ. કનકવતીના ભવમાં કૃષ્ણ વાસુદેવના પિતા વસુદેવ રાજાને પરણી હતી, અને છેવટે ચારિત્ર ગ્રહણ કરીને સર્વ કર્મોનો નાશ કરીને કનકવતી રાણી મોક્ષમાં ગયાં છે.

---

૧ દમયંતી સંબંધી કથાનક વૈદિકોને ત્યાં પણ છે. કેટલીક વાતો જૈનો સાથે મળતી છે, જ્યારે કેટલીક વાતોમાં ભેદ આવે છે. વિશેષ જાણવાની ઈચ્છાવાળાઓએ મહાભારતનું વનપર્વ (અધ્યાય ૫૩ થી ૭૯ મા અધ્યાય સુધી) તથા નૈષધકાવ્ય વગેરે જોવાં.

# મહાસતી રુકિમણી

पउमावई य गोरी गंधारी लक्खमणा सुसीमा य।
जंबूवई सच्चभामा रुप्पिणी कण्हट्ठमहिसीओ ॥

(મૂળમાં નામો ઉપર ૧ થી ૮ આંક છાપેલા છે: પઉમાવઈ ૧, ગોરી ૨, ગંધારી ૩, લક્ખમણા ૪, સુસીમા ૫, જંબૂવઈ ૬, સચ્ચભામા ૭, રુપ્પિણી ૮.)

**આ** શબ્દોથી ભરહેસરમાં કૃષ્ણ રાજાની જે મોક્ષગામી આઠ પટરાણીની આપણે સ્તુતિ કરીએ છીએ તે પૈકીની મહાસતી રુકિમણીનો જન્મ કુંડિનપુરમાં ભીષ્મક રાજાની યશોમતી નામની રાણીથી થયો હતો. યોગ્ય વયમાં આવતાં કૃષ્ણનાં ગુણગાન સાંભળીને રુક્મિણીની ઈચ્છા કૃષ્ણને જ પરણવાની હતી અને કૃષ્ણની પણ રુકિમને પરણવાની ઈચ્છા હતી. પરંતુ રુકિમણીને એક રુકિમ નામનો ભાઈ હતો. તે કૃષ્ણનો વિરોધી હતો અને તે એટલો બધો ઉદ્દામ હતો કે તેનો પિતા ભીષ્મક રાજા પણ તેનાથી ડરતો હતો. જ્યારે કૃષ્ણે દૂત મોકલીને રુકિમણી માટે માગણી કરી ત્યારે રુકિમણીએ કહ્યું કે 'મારી બહેનની માગણી કરતાં એ કૃષ્ણ ગોવાળિયાને કેમ શરમ આવતી નથી? મારી બહેનને તો ચેદિ દેશના[1] રાજા શિશુપાલને આપીશ.' રુકિમએ પોતાની બહેનને પરણવા માટે શિશુપાલ રાજાને બોલાવ્યો અને તે પણ મોટા સૈન્ય સાથે કુંડિનપુર આવી પહોંચ્યો.

આ બાજુ રુકિમણીની ઈચ્છા કૃષ્ણને જ પરણવાની હોવાથી તેની ફઈએ ગુપ્ત રીતે માણસ મોકલીને કૃષ્ણને કહેવરાવ્યું કે—'મહા સુદ ૮ના દિવસે નાગપૂજાના બહાને હું રુક્મિણીને લઈને નગરની બહાર આવીશ ત્યાં તમે બરાબર આવી પહોંચજો અને રુકિમણીને લઈ જજો.' કૃષ્ણ પણ બળદેવને સાથે લઈને રથમાં બેસીને બરાબર આવી પહોંચ્યા અને ત્યાં આવેલી રુકિમણીને રથમાં બેસાડી દીધી. પાછળ દાસીઓએ મોટેથી બૂમો પાડવા માંડી કે 'કૃષ્ણ રુકિમણીનું હરણ કરી જાય છે. રુકિમ રાજા આ સમાચાર સાંભળી લાલચોળ થઈ ગયો અને શિશુપાલ સાથે પોતાનું સૈન્ય લઈને કૃષ્ણની પાછળ પડ્યો. અને રસ્તામાં કૃષ્ણનો ભેટો થઈ ગયો. આ વખતે બળદેવે કૃષ્ણને કહ્યું કે તમે રુકિમણીને લઈને ચાલ્યા જાઓ. હું બધા શત્રુઓની ખબર લઉં છું. એટલે કૃષ્ણ દ્વારકા તરફ ચાલી નીકળ્યા.

એટલામાં રુકિમ સૈન્ય સાથે ત્યાં આવી પહોંચ્યો. એટલે બળદેવે મુશળ ઉગામીને એવો તો સપાટો લગાવ્યો કે રુકિમ અને શિશુપાલની બધી સેના પલાયન કરી ગઈ, પછી બળદેવ સુખે દ્વારકામાં ઘેર પહોંચી ગયા. રુકિમ રાજા પરાજય પામવાને લીધે લજ્જાથી કુંડિનપુર પાછો ન ફર્યો, પણ ત્યાં જ ભોજકટ[2] નામનું નગર વસાવીને રહ્યો.[3] રુકિમણીનો

૧. જબલપુર અને સાગર જિલ્લાની આસપાસનો પ્રદેશ પહેલાં ચેદિ દેશ હતો એમ સંશોધકોનું કહેવું છે.

૨. અમરાવતીની પશ્ચિમે સાત માઈલ દૂર ભાતકુલી ગામ છે તે ભોજકટ છે એમ કહેવામાં આવે છે. ત્યાં રુકિમનું એક મંદિર પણ છે.

૩. રુકિમણી હરણની વાત જૈનેતરોમાં પણ આવે છે. તેમના જ ગ્રંથોમાં ભેદ છે. કેટલાક ગ્રંથોમાં આપણને મળતી વાત આવે છે. તો કેટલાકમાં જુદી આવે છે. વિશેષ જાણવાની ઈચ્છાવાળાઓએ હરિવંશ પુરાણ વગેરે જોઈ લેવાં.

પુત્ર પ્રદ્યુમ્ન પણ કૂટકળાથી રુકિમ રાજાની વૈદર્ભી નામની પુત્રીને પરણ્યો હતો. રુક્મિ અને કૃષ્ણને છેવટ સુધી વેર રહ્યું છે. જ્યારે પાંડવ-કૌરવોનું મહાયુદ્ધ થયું ત્યારે પણ રુકિમ કૌરવોના પક્ષે રહીને લડયો હતો.

છેવટે મહાસતી રુકિમણીએ શ્રીનેમિનાથ ભગવાનની દેશના સાંભળી વૈરાગ્ય થવાથી દીક્ષા લીધી હતી અને અંતે કર્મક્ષય કરીને રુકિમણી મોક્ષમાં ગયા છે.[૧]

## વર્તમાનકાળે કુંડિનપુર

**કુંડિનપુરનો** પ્રાચીન વૈભવ તો અત્યારે નષ્ટ થઈ ગયો છે. પરંતુ સ્થાન એનું એ જ કાયમ છે. કુંડનપુર **વર્ધા**[૨] **(વરદા)** નદીના પશ્ચિમ કિનારે બરાબર નદી કાંઠે જ આવેલું છે. અત્યારે તો નાનકડું ગામડું જ રહ્યું છે. માત્ર દોઢસો ઘરની બધી મળીને વસ્તી છે. પણ વૈદિકોમાં ઘણું મોટું તીર્થધામ માનવામાં આવે છે. નદીકિનારે જ વિઠ્ઠલ (કૃષ્ણ)-રુકિમણીનું મંદિર છે તથા ધર્મશાળા છે. કાર્તિકી પૂર્ણિમા ઉપર દર વર્ષે આ મંદિરમાં મોટો મેળો ભરાય છે અને તે વખતે લાખથી પણ વધારે માણસો ભેગાં થાય છે. આ મંદિરથી થોડે જ દૂર એક અંબિકાનું મંદિર છે. એવી દંતકથા કહેવામાં આવે છે કે અહીં રુકિમણી પૂજા કરવા આવી હતી અને અહીંથી જ કૃષ્ણે રુકિમણીનુ હરણ કર્યું હતું.[૩] કુંડનપુરને કૌંડિન્યપુર પણ કહે છે. એમ માનવામાં આવે છે કે પ્રાચીન નગર જમીન નીચે દટાયેલું છે. ક્વચિત્ ક્વચિત્ પ્રસંગે ખોદતાં પ્રાચીન અવશેષો પણ આસપાસમાંથી મળી આવે છે. કુંડિનપુર પહેલાં ઘણા જ મોટા વિસ્તારમાં પથરાયેલી વૈભવશાલી નગરી હતી. વિદર્ભદેશના ઈતિહાસની શરૂઆત કુંડિનપુરથી જ થાય છે એમ કહીએ તો પણ અતિશયોક્તિ નથી.

---

૧. આ ઉપરાંત વૈદિકોની માન્યતા પ્રમાણે રામચંદ્રના પિતા દશરથ રાજાની માતાનું નામ **इन्दुमती** હતું અને તે વિદર્ભ દેશના રાજાની પુત્રી હતી એમ માનવામાં આવે છે. પણ જૈનોને ત્યાં એ વાત નથી. રઘુવંશનો છઠો સર્ગ જેમણે વાંચ્યો છે તેઓ **इन्दुमती**ના સ્વયંવર વગેરેના વર્ણનથી સુપરિચિત છે. **इन्दुमती**ની જન્મભૂમિ પણ કુંડિનપુર જ છે

૨. **वर्धा** નદીનું **वरदा** અથવા **विदर्भा** એવું પ્રાચીન નામ મળે છે. અમરાવતી અને વર્ધા જિલ્લા વચ્ચે **वर्धा** નદી આડી પડેલી છે. વર્ધા નદીના નામ ઉપરથી જિલ્લાનું નામ પણ વર્ધા છે. જે **वर्धा** શહેર છે તેનું મૂલ નામ તો **પાલકવાડી** હતું પણ **वर्धा** જિલ્લાનું મુખ્ય શહેર હોવાથી પાછળથી તેનું નામ **वर्धा** કહેવામાં આવ્યું છે.

વિદર્ભદેશનું હમણાં જે વરાડ નામ પ્રચલિત છે તે વિષે ઘણી ઘણી કલ્પનાઓ ચાલે છે. પહેલાનાં સંસ્કૃત સાહિત્યમાં **वरदातट** એવુ નામ મળે છે. **आइन-इ-अकबरा**ના કર્તા અબુલફજલ **वर्धातट**નું **वराड** થયું છે એમ કહે છે. કેટલાક વિદર્ભનું વરાડ થયું છે એમ કહે છે.

૩. એક એવી પણ દંતકથા ચાલે છે કે ઉમરાવતીમાં એક મોટું **अंबाबाई**નું મંદિર છે. કુંડિનપુરનો વિસ્તાર ઘણે દૂર સુધી હતો તેથી **अंबाबाई**નું દેવળ કુંડિનપુરની પાસે જ હતું અને ત્યાંથી કૃષ્ણે રુકિમણીનું હરણ કર્યું હતું, પણ આ દંતકથા સાચી લાગતી નથી.

અત્યારે કોઈ આપણી જૈન વસ્તી કુંડનપુરમાં નથી. પણ વિઠ્ઠલ–રુક્મિણીના મંદિરની જોડે જ નદીકિનારે એક દિગંબર જિનમંદિર વિરાજે છે. તેમાં મૂલનાયક શ્રીમહાવીરસ્વામી ભગવાન છે. આ બધું અમે નજરે જોયું છે.

આ સ્થાન અમરાવતી જિલ્લાના ચાંદૂર તાલુકામાં ૨૦/૫૮ ઉત્તર અક્ષાંશ અને ૭૮/૯ પૂર્વ રેખાંશ ઉપર આવેલું છે. મરાઠી ભાષા બોલતા અને અત્યારે મહારાષ્ટ્રના એક ભાગરૂપે મણાતા વરાડ દેશના વૈદિકોમાં (હિંદુઓમાં) તીર્થ હોવાને લીધે આ સ્થાન સુપ્રસિદ્ધ હોવા છતાં પણ આશ્ચર્યની વાત છે કે બીજા દેશની તો વાત દૂર રહી પણ પુના બાજુના ખુદ મહારાષ્ટ્ર દેશમાં જ હમણાં સુધી આ સ્થાનની કશી ખબર ન હતી અને આ સ્થાન શોધવા માટે સંશોધકોના અનેક તર્કવિતર્કો ચાલતા હતા. ઘણીવાર એવું બને છે કે તે સ્થાનની આસપાસના લોકોમાં તેની પ્રસિદ્ધિ હોય છે, પણ દૂરના લોકોને કશી ખબર હોતી નથી. માટે આવાં પ્રાચીન સ્થાનોની કાળજી અને પ્રયત્નપૂર્વક શોધ થતી રહે અને પ્રગટમાં આવે એ ખાસ ઇચ્છનીય અને પ્રશંસનીય છે કે જેથી આપણા સાહિત્યમાં આવતી વાતો અને હકીકતો ઘણી વિશદ અને સ્પષ્ટ થાય.

અંતે ભરહેસરની નીચેની ગાથા લખીને જ આ લેખ સમાપ્ત કરીશ.—

**इच्चाइमहासईओ जयंति अकलंकसीलकलिआओ ।**
**अज्जवि वज्जइ जासिं जसपडहो तिहुअणे सयले ॥**

सं. २००६, फाल्गुनशुक्ल दशमी
**(नमिविनमिमोक्षदिन)**
मु. आर्वी (जिल्ला–वर्धा)

**मुनिराजश्री भुवनविजयान्तेवासी**
**मुनि जंबूविजय**

---

[ અનુસંધાન પાનું ૧૭૪ થી ચાલુ ]

**(२) संवत १४८३ वर्षे वैशाख सुदि ३ सोमे उपकेशज्ञाति बांभगोत्रे सं० देपाल सुत सं० वोहिथ पु० सं० नानिग भा० नयणादेवि पुत्र सा० भूमाकेन आत्मश्रेयोऽर्थं श्रीसुमतिनाथबिंबं कारितं प्रतिष्ठितं । श्रीतपागच्छे । श्रीरत्नशेखरसूरिपट्टे श्रीहेमहंससूरिभिः ॥**

**(३) सं० १५९९ व० वै० शु० ६ श्रीआ(आं)तुलीवास्तव्य श्रीसी(श्री)मालज्ञातीय श्रे० नासग भार्या लाली स० श्रे [०] आसा भा० रूपा भा० रंगादे समस्तकुटुंब जीरापली ... ... ... ...**

ઉપરોક્ત પ્રતિમા–લેખો પૈકીના ૭ લેખોમાં આંતરોલી ગામનો ઉલ્લેખ છે. આ ઉલ્લેખો ઉપરથી સંવત ૧૫૯૫ માં અને સંવત ૧૬૯૭ માં પણ જૈનોની આંતરોલીમાં જાહોજલાલી હશે તેમ સાબિત થાય છે. હાલમાં અમદાવાદમા વસતા આંતરોલીના રહેવાસી જૈનો ઘણા શ્રીમંતો છે. તેઓને આતરસુંબાના દેરાસરના જીર્ણોદ્ધારમાં સહાય કરીને પુણ્યોપાર્જન કરવાની આ ઉત્તમ તક છે અને આશા રાખું છું કે આ લેખ વાચનાર જૈન બાંધવો પોતાનાથી બની શકતી મદદ આ જીર્ણોદ્ધારના કાર્યમાં આપીને શ્રીયુત ગોપાળલાલભાઈના તથા ડૉ. દાણીના આ જીર્ણોદ્ધારના પુણ્યકાર્યમાં મદદગાર થશે.



# ગૂજરાતમાં ખેતીનો જન્મ*

*

લેખક : શ્રીયુત પં. લાલચંદ ભગવાન ગાંધી

**આ** વિષય સમયોચિત હોઈ પ્રાચીન ગૂજરાતના ઇતિહાસની દષ્ટિએ પણ વિચારવા જેવો છે. ખેતીની ઉત્પત્તિ અથવા અન્ન આદિના ઉત્પાદન ઉપર મનુષ્યોનાં કિંમતી જીવનનો આધાર છે. જીવનનિર્વાહની જરૂરી ચીજોની જ્યારે અછત હોય, અથવા તેની પ્રાપ્તિ દુર્લભ થાય, ત્યારે તેની મહત્તા, કિંવા કિંમત અધિક સમજાય છે.

## અન્નની મહત્તા

એવું કહેવામાં આવે છે કે—શ્રીરામચંદ્રજીએ વનવાસમાંથી પાછા ફરીને જ્યારે અયોધ્યામાં પ્રવેશ કર્યો, ત્યારે સામે આવેલા મહાજનોને ધાન્યના કુશલ-સંબંધમાં પ્રશ્ન પૂછ્યો હતો; એથી મહાજનો એક-બીજાની સામું જોઈ હસ્યા હતા કેટલાક દિવસો પછી શ્રીરામચંદ્રજીએ તેમને ભોજન માટે નિમંત્રણ આપી, રત્નોથી ભરેલા થાળ પીરસાવી જમવા કહ્યું. એ જોઈ તેઓએ જણાવ્યું કે—'આ નવી રસોઈ જમી શકાતી નથી.' પછી શ્રીરામચંદ્રજીએ પોતે પૂછેલા અન્નના કુશલનો આશય સમજાવ્યો કે—"જેની ઉત્પત્તિ દુર્લભ છે, છતાં જેનો વ્યય પ્રતિદિન હોય છે, તે અન્ન, સર્વ રત્નોમાં પ્રધાન ગણાય; તેનું ઘરમાં કુશલ હોવું—એ અત્યંત જરૂરી છે. અન્ન એ ખરેખર પ્રાણીઓના પ્રાણો છે, અન્ન એ ઓજસ્ છે, અન્ન એ સર્વ સુખોની ઔષધ છે. અન્ન-સમાન રત્ન હતું નહિ, અને થશે પણ નહિ." પૃથ્વીમાં જલ, અન્ન અને સુભાષિત એ ત્રણ ખરાં રત્નો ગણાય છે.

## પૂર્વ ઇતિહાસ

દુર્દૈવ-યોગે વરસાદ આદિના અભાવે પૃથ્વીમાં જ્યારે ખેતીની ઉત્પત્તિ થતી નહિ, ત્યારે પરિસ્થિતિ કેવી વિકટ થઈ પડતી? અને તેવા વિષમ-સમયમાં જગતના સાચા માનવોએ, તથા ગૂજરાતના આદિ (પૂર્વ) માનવોએ પોતાની ઉચિત ફરજ કઈ રીતે બજાવી હતી? એ આપણે જાણવું જોઈએ.

## બાર વર્ષી દુકાળ

વિક્રમની બીજી સદીમાં બાર વર્ષો સુધી અત્યંત ભયંકર દુકાળ પડ્યો હતો. તે વખતની દુર્દશા કદાચ આપણી કલ્પનામાં ન આવી શકે, તેનું વર્ણન કરી શકાય નહિ. હજારોનાં મરણો થયાં. અનેક મુનિ-મહાત્માઓએ પરમાત્માનું ધ્યાન ધરતાં અનશનો કર્યાં. કહે છે કે—તે સમયે શક્તિશાલી વજ્રસ્વામીએ પોતાની વિદ્યા-શક્તિનો સદુપયોગ કર્યો હતો. આકાશ-ગામિની વિદ્યાદ્વારા સંઘને સુભિક્ષપુરીમાં પહોંચાડચો હતો. પોતાના મુખ્ય

---

* ઑલ ઇંડિયા રેડિયો—બરોડા સ્ટેશનથી 'ગૂજરાતનો આદિ માનવ' એ ભાષણ શ્રેણિમાં તા. ૧૧-૧-૫૦ ૭ા થી ૭ાા પં. લાલચંદ ભગવાન ગાંધીએ કરેલ પ્રવચન.

શિષ્ય વજ્રસેનસૂરિને મુનિ-સમુદાય સાથે અન્યત્ર વિહાર માટે રજા આપી, અંત સમયમાં તેઓએ સુભિક્ષ (સુકાળ) થવાની સૂચના કરી હતી કે—'જે દિવસે તમે લાખ મૂલ્યના ઓદન (ભાત)માંથી ભિક્ષા મેળવો, તેને બીજે દિવસે સુકાળ થશે, એમ સમજજો.' કોંકણનું સૂર્પારક પત્તન, જે હાલમાં મુંબઈ પાસે નાલા-સોપારા નામથી ઓળખાય છે, ત્યાં એવી ઘટના બની. ત્યાંના શ્રીમાન શેઠ જિનદત્ત, પત્ની ઈશ્વરી અને નાગેન્દ્ર, ચંદ્ર નિર્વૃતિ, વિદ્યાધર એ નામના ચાર પુત્રો સાથે દુષ્કાળના ત્રાસથી કંટાળી ગયા હતા; તેઓ લાખ રૂપિયાના મૂલ્યથી ઓદન (ભાત) પકાવીને, જીવન-સમાપ્તિ માટે તેમાં ઝેર મેળવવાની તૈયારીમાં હતા, પરંતુ સદ્‌ભાગ્યે તે પહેલાં સમયસર શ્રીવજ્રસેનસૂરિ ત્યાં ભિક્ષા માટે આવી ચડ્યા. તેઓએ જ્ઞાની ગુરુની આગાહી કહી તેમને તેમ કરતાં અટકાવ્યા, તેમનાં જીવન બચાવ્યાં. જ્ઞાનીની ભવિષ્યની વાણી પ્રમાણે બીજા દિવસના પ્રભાતમાં પરદેશમાંથી વહાણોદ્વારા પુષ્કળ ધાન્ય આવતાં સુકાળ પ્રવર્ત્યો હતો.

[ તે કુટુંબે પાછળથી પ્રવ્રજ્યા સ્વીકારી આત્મહિત સાધ્યું હતું. શ્રીહેમચંદ્રાચાર્યના સંસ્કૃત પરિશિષ્ટપર્વ વગેરેમાં તેના ઉલ્લેખો છે. ]

## ત્રણ વરસના દુકાળમાં જગડૂશાહ.

વિક્રમની ચૌદમી સદીમાં સં. ૧૩૧૨ વીત્યા પછી સં. ૧૩૧૩થી સં. ૧૩૧૫ એ ત્રણ વર્ષો સુધી ભયંકર દુકાળ પડ્યો હતો. ભલભલા રાજા-મહારાજાઓ પણ તે વખતે મુંઝાઈ ગયા હતા. ભદ્રેશ્વર (કચ્છ)ના શ્રીમાલી વણિક્ જગડૂશાહે પરમદેવસૂરિ જેવા જ્ઞાની ગુરુની આગાહીથી પહેલેથી ચેતી જઈ સર્વત્ર કુશલ આપ્ત મનુષ્યો રોકીને જ્યાં ત્યાંથી પુષ્કળ ધાન્યનો સંગ્રહ કરાવ્યો હતો. જેણે થરપારકરના અત્યંત અભિમાની ઉદ્ધત રાજા પીઠદેવનો ગર્વ ગાળી ભદ્રેશ્વરનો કિલ્લો ફરીથી બંધાવ્યો હતો. એ ઉદારાત્મા દાનવીર જગડૂશાહે એ કારમા કાળમાં લોકોને અન્ન આપી જીવન-દાન આપ્યું હતું.

દુર્ભિક્ષનાં બે વર્ષ તો લોકોએ જેમ તેમ કરી મહામુશ્કેલીથી—પસાર કર્યાં હતાં, પરંતુ પછીના ત્રીજા વર્ષમાં (સં. ૧૩૧૫માં) તો મહારાજાઓના કોઠારોનાં પણ સર્વ ધાન્યો ખૂટી ગયાં હતાં. એ દુકાળ એવો ભયંકર હતો કે લોકોએ ૧ દ્રમ્મ (નિષ્કના ૧૬મા ભાગ-દામથી)થી ૧૩ ચણા પણ મેળવ્યા હતા.

ગૂજરાતના મહારાજા વીસલદેવે નાગડમંત્રી દ્વારા જગડૂશાહને બોલાવ્યા. તેમણે આવી દિવ્ય રત્નની ભેટ ધરી નમન કર્યું. મહારાજાએ કહ્યું કે—'અહીં (પાટણ, ગૂજરાતમાં) તમારા ધાન્યના ૭૦૦ કોઠાઓ છે, એમ સાંભળીને ધાન્યની ઈચ્છાથી મેં તમને બોલાવ્યા છે.' જગડૂશાહે સહજ હસતાં જવાબ આપ્યો કે—'અહીં ક્યાંય મારું ધાન્ય નથી. મારા આ વાક્યમાં સંદેહ હોય. તો કોઠાઓમાં ઈંટની અંદર રહેલા તાંબાના પતરા પરના અક્ષરો વાંચી એની ખાતરી કરો.' જગડૂશાહે એની પ્રતીતિ કરાવી. ત્યાં લખ્યું હતું કે—'જગડૂએ આ કણો રંકો માટે કલ્પેલા છે.' 'દુર્ભિક્ષથી પીડાઈને લોકો જો મરણ પામે, તો તેનું પાપ મને લાગે.'

જગડૂશાહે ગૂજરાતના મહારાજા વીસલદેવને ૮૦૦૦ મૂડા અનાજ આપ્યું હતું. [૧ મૂડો=૧૦૦ મણનો ગણાય છે.] તે અવસરે સોમેશ્વર વગેરે અનેક કવિઓએ અનેક કાવ્યો દ્વારા જગડૂશાહની સ્તુતિ કરી 'ગૂર્જરરાજ્યવર્ધન' 'સર્વપ્રજાપોષક' 'જગદુદ્ધારક'

'ઉદારચરિત' 'અન્નદાતા' એ વગેરે બિરૂદોથી જગડૂશાહની પ્રશંસા કરી હતી. જગડૂ શાહે એ ઉપરાંત સિંધ દેશના હમ્મીર નામના મહારાજાને ૧૨૦૦૦ મૂડા ધાન્ય, અવંતીનાથ (માળવાના મહારાજા) મદનવર્માને ૧૮૦૦ મૂડા ધાન્ય, ગજનીના સ્વામી (પાતશાહ) મોજદીનને ૨૧૦૦૦ મૂડા ધાન્ય, કાશીના મહારાજા પ્રતાપસિંહને ૩૨૦૦૦ મૂડા ધાન્ય, તથા ચક્રવર્તી તરીકેની ખ્યાતિવાળા સ્કંદિલ (કંદહારના ?) મહારાજાને ૧૨૦૦૦ મૂડા અનાજ આપ્યું હતું.

એટલું જ નહિ, દયાળુ ઉદાર દાનવીર એ શ્રીમાને જુદે જુદે સ્થળે ૧૧૨ દાનશાલાઓ સ્થાપી હતી. લજ્જાથી ન માગી શકતા કુલીનોને તેણે રાત્રે ગુપ્તરીતે સોનાની મહોરોવાળા કરોડો લજ્જા-લાડૂ આપ્યા હતા. એ દુષ્કાળમાં જગડૂશાહે ૯૯૯૦૦૦ નવ લાખ, નવાણું હજાર ધાન્યના મૂડાઓનું, તથા ૧૮ ક્રોડ દ્રવ્યનું દાન કરીને પોતાનું નામ અમર કર્યું હતું. બીજાં પણ અનેક સુકૃતો કરનાર, રાજા-મહારાજાઓની પણ લાજ રાખનાર એ દાનવીર જગડૂશાહ જ્યારે પરલોકવાસી થયા, ત્યારે ગર્જનેશે (ગજનીના પાતશાહે) અને અર્જુનદેવે (વીસલદેવ પછીના ગૂજરાતના મહારાજાએ) પોતાને માથેથી મુકુટ ઉતારી નાખ્યા હતા, તેઓ પણ રડયા હતા. તથા સિંધના મહારાજાએ તો બે દિવસ સુધી ભોજન પણ કર્યું ન હતું. [ સદ્‌ભાગ્યે આ દાનવીરનું સંસ્કૃતમાં ૭ સર્ગોવાળું મહાકાવ્ય મળે છે. 'જગડૂચરિત 'નામથી જાણીતું એ ઐતિહાસિક કાવ્ય તેમના સમકાલીન કવિ સર્વાનંદસૂરિએ રચેલું હોઈ વિશ્વાસપાત્ર છે, તેના આધારે આ વક્તવ્ય છે. ]

## ખેમાશાહ

વિક્રમની સોળમી સદીમાં થઈ ગયેલા ગૂજરાતના એક બીજા દાનવીર શાહ ખેમા દેદરાણીનો પણ ટૂંક પરિચય અહીં પ્રાસંગિક જણાશે.

પાવાગઢની તળેટીમાં વસેલા, તે વખતની જાહોજલાલીવાળા ચાંપાનેરમાં મહમ્મદ બેગડાના રાજ્ય-કાલમાં સં. ૧૫૪૦ લગભગમાં બનેલી આ ઘટના છે. જેમણે દુષ્કાળમાં ૧ વર્ષ સુધી લોકોને અન્ન પૂરું પાડી વણિક્ મહાજનોનાં બિરૂદો જાળવ્યાં હતાં.

[ ત્યાંના નગરશેઠ ચાંપશી મહેતા મહાજન સાથે જઈ રહ્યા હતા, તે જ વખતે ઉમરાવ સાદુલ્લાખાન પણ દરબારમાં જઈ રહ્યા હતા. રસ્તામાં બ્રહ્મભટ્ટે (બારોટે) મહાજનની બિરૂદાવલી ગાઈ નગરશેઠ આગળ હાથ ધર્યો; ખાનને એથી અદેખાઈ થઈ, તેણે પાતશાહ આગળ જઈ ચાડીચૂગલી કરી. પાતશાહે બારોટ—ભાટને બોલાવી પૂછતાં તેણે ખુલાસો કર્યો કે જગડૂશાહ જેવા એમના પૂર્વજોએ સુકૃતો કરી એવાં બિરૂદો મેળવ્યાં છે. પાતશાહે એ લક્ષ્યમાં રાખ્યુ.

કાલ-ક્રમે જ્યારે માઠું વરસ આવ્યું, મેદનીમાં મેહ વરસ્યા નહિ, ભયંકર દુકાળ વર્તાણો, અન્ન વિના લોકોની દુર્દશાની હકીકત પાતશાહ સુધી પહોંચી, એ વખતે વણિક્ મહાજનની બિરૂદાવલી બોલનાર પેલા બારોટ-ભાટને બોલાવીને પાતશાહે કહ્યું કે—'હવે એ બિરૂદોનું પારખું પ્રગટ થશે; મહાજન એક વરસ સુધી લોકોને અન્ન આપે તો એવાં બિરૂદ બોલાશે.' બારોટે જીવ-સાટે મહાજનનો એ પડકાર ઝીલી લીધો એની વ્યવસ્થા માટે ૧ મહિનાની અવધિ માગી મહાજન તરફથી એ હકીકત જણાવી.

નગરશેઠ ચાંપશી મહેતાએ મહાજન એકઠું કર્યું. આખા વરસ સુધી અન્ન પૂરું પાડવા માટે ટીપનો ખરડો કરી તેમાં પ્રથમનો એક દિવસ, તો કોઈ દસ જણે મળીને

૧ દિવસ, એમ કરી ૪ મહિના લખ્યા. બાકીના ૮ મહિનાની વ્યવસ્થા કરવા માટે મહાજને રથમાં બેસી પાટણ તરફ પ્રયાણ કર્યું. ત્યાંના મહાજને ૨ મહિના લખાવ્યા. વૈરાટ (ધોળકા)માંથી ૧૦ દિવસ લખી લાવ્યા. ત્યાંથી ધંધૂકા તરફ જતાં માર્ગમાં હડાલા આવે છે. ત્યાં વસતા ખેમાશાહ શેઠને ખબર પડતાં સાદાઇથી સામે જઈ, મહાજનને ઘણો આગ્રહ કરી, પોતાને ઘરે છાશ પીવા પધારવા વિનવ્યા. સાકારનો શીરો પીરસી સુંદર સ્વાગત-સત્કાર કર્યો. ડેરે આવી મહાજનને આગમનનું કારણ પૂછ્યું. નગરશેઠે મહમ્મદ પાતશાહનું વચન જણાવી ખરડામાં નીચે શેઠ ખેમાશાહ દેદરાણીનું નામ લખી તે કાગળ તેમના હાથમાં મૂક્યો.

પિતાજીના પ્રોત્સાહનથી અને પૂરી સંમતિથી ખેમાશાહે મહાજન આગળ ખોળો પાથરી વિનંતિ કરી કે– મહાજને માગ પર જે ભાર મૂક્યો, તેને આ સેવક આદર-માનપૂર્વક સ્વીકારે છે અને ૩૬૦ દિવસો પોતાના તરફથી લાગી લે છે. મહાજન તેની પૂરી ખાતરી કરી તેમાં સંમત થાય છે. [ શેઠને જાડાં મેલાં લૂગડાં બદલવા કહે છે, પરંતુ તે તો તેમાં જ મહત્તા દર્શાવે છે. ] પિતાજીની શુભ આશિષ લઈ મહાજન સાથે જાય છે. નગરશેઠ વગેરે મહાજન તેમને પોતાના આગેવાન શેઠ તરીકે માન-પૂર્વક પાલખીમાં બેસારીને પાતશાહ પાસે લઈ આવે છે. પાતશાહ ખેમાશાહને પૂછે છે કે– 'તમારે કેટલાં ગામો છે? અને તેનાં શું નામો છે? તેના જવાબમાં ખેમાશાહે બે ગામો જણાવી, સુલતાન આગળ પાલી અને પળી રજુ કરી જણાવ્યું કે– 'પળીએ ભરીને તેલ આપું છું અને પાલીએ ભરીને ધાન્ય લઉં છું.' પાતશાહ આથી ઘણા પ્રસન્ન થાય છે, અધિક બિરૂદો આપે છે. [ 'સાહ કહાવત વાણિઓ રે, બીજો કે પાતશાહ' એ રીતે શાહવટ સચવાઈ હતી. કવિ લક્ષ્મીરત્ને સં. ૧૭૪૧ માં રચેલા ખેમા હડાલિયાના રાસદ્વારા આ હકીકત આપણને જાણવા મળે છે. ]

## પ્રાચીન સમયમાં ખેતીનો પાક

બે હજાર વર્ષો પહેલાં મૌર્યવંશી ચંદ્રગુપ્ત અને ચાણક્યના રાજ્ય-સમયમાં એવા પણ ગૃહસ્થો હતા, કે જેમને ત્યાંની ખેતીની એક જ દિવસની ઉત્પત્તિ એટલી બધી થતી હતી કે તે શાલિ (શાલચોખા), તેલ, તુવેર આદિથી કોઠારો ભરાય, તથા માખણ, ઘી વગેરેથી પાળો બાંધી શકાય.

## ચૌલુક્યોના શાસનમાં

ચૌલુક્યવંશી મહારાજાઓના રાજ્ય-સમયનું ગૂજરાતનું સરસ વર્ણન શ્રીહેમચંદ્રાચાર્યે દ્વયાશ્રય મહાકાવ્યમાં આપ્યું છે. સોલંકી મૂલરાજ જ્યારે સોરઠના ગ્રાહારિ તરફ ચડાઈ કરવા વિજયપ્રયાણ કરે છે તે પ્રસંગમાં શરદૃઋતુનું વર્ણન કર્યું છે. ત્યાં પ્રત્યેક દેશ, ગામ અને ખેતરમાં શોભતી ગૂજરાતની સસ્ય-સંપત્તિ જણાવી છે. શાલિ (ધાન્ય)નો પાક સારી રીતે થવાથી આખો દિવસ તેનું રક્ષણ કરતી ગોપીઓ અત્યંત હર્ષિત થઈને ઊંચે સ્વરે ગીતિઓ ગાતી હતી. રસ્તે જતા મુસાફરો લીલીછમ વનસ્પતિ અને ખેતીનો સુંદર પાક જોઈને ઘણા ખુશી થતા હતા. ખેતીમાં ધાન્યોનો પાક સારો થવાથી, ગામની ભૂમિના સ્વામી હોવાથી ગામના ઠાકોરો ખેડૂતો પાસેથી પોતાનો ભાગ લેતા હતા; અને દેશપતિઓ તે ઠાકોરો પાસેથી પોતાનો ભાગ લેતા હતા. ગામના લોકો ખુશી થઈને રાજનો કર આપતા હતા.

### ખેતરનું દાન

વિક્રમની ૧૧ મી સદીનું ગુપ્તસંવત ૧૦૩૩નું એક સંસ્કૃત તામ્રપત્ર મળ્યું છે, તે પરથી જણાય છે કે-ચૌલુક્ય મહારાજા મૂલરાજ અને ચૌહાણવંશી મહારાણી માધવીના સુપુત્ર યુવરાજ ચામુંડરાજે જૈનમંદિરમાં ધૂપ, દીપ, ફૂલમાળ વગેરેના વેતન(ખર્ચ) માટે અસામાન્ય કેદારો (ક્યારા)વાળું એક ક્ષેત્ર પોતાના શ્રેય માટે અર્પણ કર્યું હતું. જે ખેતર, લાંગણેજ (ગૂજરાત) પાસેના વરુણશર્મપુરની ઉત્તર દિશામાં રહેલું હતું.

[ નાગરાજના ક્ષેત્રોની કેદારી (ક્યારી), ચંદ્રરાજ લોહકારના, તથા શાલિભદ્ર પટેલના ક્ષેત્રમાં રહેલ કેદારો (ક્યારાઓ), તથા જોનણુધ ગામના માર્ગથી દક્ષિણનો કેદાર એ જ કેદારો (ક્યારાઓ) સાથે એ ક્ષેત્ર (ખેતર)નું દાન અપાયેલું હતું. ]

### વરસાદની અને ખેતીની આગાહીઓ

જે દેશમાં નદીના પાણીથી ધાન્યો પાકે છે, તે દેશને સંસ્કૃતમાં નદીમાતૃક કહે છે, તથા જે દેશમાં મેઘની વૃષ્ટિથી ( વરસાદના પાણીથી ) ધાન્યો પાકે છે, તે દેશને દેવમાતૃક કહેવામાં આવે છે. ગૂજરાત દેશ બહુધા તેવો (દેવામાતૃક) છે.

ખેતીનો મુખ્ય આધાર વરસાદ પર હોઈ વરસાદ કેવો થશે ? ક્યારે થશે ? સુકાળ થશે કે દુષ્કાળ ?, કઈ કઈ જાતનો પાક થશે ?, કઈ કઈ વસ્તુઓ સોંઘી કે મોંઘી થશે ? એ વગેરે સંબંધમાં કેટલાક પ્રાચીન વિદ્વાનોએ, જ્યોતિષીઓએ, તથા નિમિત્તજ્ઞાનીઓએ ત્રૈલોક્યપ્રકાશ, મેઘમાલા, મેઘ-મહોદય (વર્ષપ્રબોધ), ભડલી-કવિતા, વરસાદના વર્તારા, કહેવતો વગેરેની રચના કરેલી છે. ખેતીની ઉત્પત્તિ માટે તેનું જ્ઞાન અત્યંત જરૂરી ગણાય. સંસ્કૃત, પ્રાકૃત સિવાય લોકભાષામાં પણ આવું કેટલુંક સાહિત્ય મળી આવે છે.

### ગૂજરાતની ભૂમિ

ગૂજરાતના વિવિધ પ્રદેશોની કાળી, ગોરાટ અને ગોરમટી ભૂમિ વિવિધ પ્રકારના પાકને માટે ઉત્તમ ગણાય છે. એ ભૂમિમાં જીરાયતી, ક્યારી અને બાગાયતની સર્વ પેદાશ સરસ થાય છે. ચોમાસુ પાક, શિયાળુ પાક અને ઉનાળુ પાક એ સર્વ ઉત્પાદન માટે ગૂજરાતની ભૂમિને યોગ્ય ગણવામાં આવી છે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, હિમ-સંકટ, તીડ-સંકટ આદિ કુદરતી અકસ્માતો ન નડે, તો ગૂજરાતની રસાળ ભૂમિ અનુકૂળ વૃષ્ટિથી ખરેખર ફલદ્રૂપ થઈ શકે ખેડૂતોનો ખંતભર્યો પ્રયત્ન, ઉત્તમ બી, સારું ખાતર, નવા હળ-ટ્રેક્ટરો આદિ વૈજ્ઞાનિક સાધનોની અને નહેરો આદિની સફળ યોજના એ બધાં સરકારી કારણોથી પણ કાર્ય-સિદ્ધિ થાય-એ સ્વાભાવિક છે.

વિક્રમસંવત ૧૨૫૧માં મહારાજા ભીમદેવના રાજ્ય-સમયમાં લખાયેલી, હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રની તાડપત્રીય પોથીના અંતમાં કાળી જમીનવાળા લાટદેશને અવનિરૂપી વનિતાના પ્રશસ્ત કસ્તૂરીના તિલક જેવો જણાવ્યો છે. તે ( દેશ )ને અલંકૃત કરનાર, સકળ-જનોનાં મનને હરનાર દર્ભાવતી (ડભોઈ) સ્થાનમાં એ પુસ્તક લખાયેલું છે.

ગૂજરાતની રસાળ અને ફલદ્રૂપ ભૂમિના વર્ણન અનેક કવિઓએ કર્યાં છે. વિક્રમ સંવત ૧૩૯૩ માં કક્કસૂરિએ રચેલા 'શત્રુંજય તીર્થોદ્ધાર-પ્રબંધ'માં ગૂજરાતની ભૂમિને સમસ્ત પ્રકારની ધાન્ય-સંપત્તિની નિષ્પત્તિમાં સમર્થ જણાવી છે, તથા ગૂજરાતના કૂવાઓને અતિ પાસે રહેલા પાણીથી ભરપૂર જણાવ્યા છે. ગૂજરાતમાં ઉત્પન્ન થતાં વિવિધ વૃક્ષોના,

વેલડીઓનાં, અને ફલ-ફૂલાદિ સમૃદ્ધિના વર્ણનો મળે છે. ભૂમિના ગુણથી ગૂજરાતમાં પાકતાં મગ, તુવેર, શાલિ (શાલ-ચોખા), અડદ, ગોધૂમ (ગહૂં-ઘઉં), જુવાર વગેરે સર્વ અન્નો ત્યાં જણાવ્યાં છે.[1]

સામાન્ય રીતે ૧૭ પ્રકારનાં અને વિશેષરીતે ૨૪ પ્રકારનાં ગણાતાં સર્વ ધાન્યો ગૂજરાતના વિશાળ પ્રદેશોમાં નીપજતાં હતાં. તેમ જણાય છે.

## પશુ-રક્ષા

મોગલ શહેનશાહ અકબ્બરે હીરવિજયસૂરિ જેવા જૈનાચાર્ય અને તેમના અનુયાયીઓના સદુપદેશના પ્રભાવે ગાય, બળદ, ભેંસ, પાડા વગેરેનો વધ ફરમાનદ્વારા હંમેશને માટે અટકાવ્યો હતો. જેના પરિણામે લોકોને દૂધ દહીં. ઘી જેવા સાત્ત્વિક પદાર્થો સહેલાઈથી મળી શકતા હતા; અને ખેતીના કાર્યમાં તેમનાથી ઘણી સહાયતા થતી હતી. તેમના જમાનાના અનાજ, ઘી વગેરેના ભાવોને હાલના જમાનાના ભાવો સાથે સરખાવવામાં આવે, તો તેમાં જમીન અને આસમાન જેટલું અંતર જણાશે.

## ખેતીની રક્ષા

ખેતરમાં પાકતા અને પાકેલા અનાજને પશુ, પક્ષીઓ વગેરે ન બગાડે તે માટે, તેની સાર-સંભાળ સારુ ખેડૂતો ખેતરો વચ્ચે ઊંચા માંચડા-માંડવા બાંધી તે પરથી નજર રાખતા, દૂરથી અવાજ કરતા; કદાચ ગોફણોથી ડરાવીને તેને ઉડાડતા યા દૂર કરતા. તથા ઘાસનાં મનુષ્ય જેવાં પૂતળાં બનાવી રાખતા. જે તૃણમય પુરુષને સંસ્કૃતમાં ચંચા કહે છે, ભાષામાં જેને ઓડું કે ચાડિયો કહેવામાં આવે છે, તેના દ્વારા પણ ખેતરની રક્ષા થતી હતી. અહિંસા-પ્રધાન દયાળુ ગૂજરાતમાં ખેતરની રક્ષા માટે શિકારીઓની ટોળી રાખી જાણી નથી. પ્રાચીન સુભાષિતમાં કહ્યું છે કે—

"ચંચા (તૃણમય પુરુષ=ઘાસનું બનાવેલું પૂતળું) ખેતરની રક્ષા કરે છે, લટકતું નાનું વસ્ત્ર અથવા ફરકતી ધ્વજા મકાનની રક્ષા કરે છે, (રાખ) જેવી સામાન્ય વસ્તુ કણોની-અનાજની રક્ષા કરે છે, દાંતમાં ગ્રહણ કરેલ તૃણ જેવી તુચ્છ વસ્તુ પ્રાણોની રક્ષા કરે છે (કારણ કે સાચા ક્ષત્રિયો, દાંતમાં તરણું લેનાર શત્રુને પણ શરણાગત સમજી મારતા નથી); તો ઉપકાર ન કરી શકતા એવા મનુષ્યવડે શું? અર્થાત્ મનુષ્યોએ તો ઉપકાર કરવો જોઈએ[2])

ગૂજરાતના ખેડૂતો એકાદશી, અમાવાસ્યા જેવા પર્વના દિવસોએ ખેતર ખેડવું, હળ હાંકવું, કોશ, ગાડું જોડવું વગેરે પ્રવૃત્તિ બંધ રાખી પાખી-અણોજો પાળતા હતા.

—આશા છે કે-આ વિષયના જિજ્ઞાસુઓને આમાં જણાવેલી હકીકતો ઉપયોગી થશે.

[ઓલ ઇંડિયા રેડિયો-વડોદરાના સૌજન્યથી]

---

૧ "समस्तसस्य-सम्पत्ति-निष्पत्ति-प्रत्यलाऽचला ।
प्रत्यासन्नजलापूर्णकूपानूपाऽस्ति यत्र भूः ॥ × × × ×
मुद्गाढकी-शालि-माष-गोधूमाश्च युगंधरी ।
इत्याद्यन्नानि सर्वाणि जायन्ते तत्र भूगुणात् ॥"

२ 'क्षेत्रं रक्षति चंचा, सौधं लोलत्पटी, कणान् रक्षा ।
दन्तात्ततृणं प्राणान्, नरेण किं निरुपकारेण ? ॥"

# શ્રી આતરસુંબાના જૈન દેરાસરના પ્રતિમા લેખો

લેખક : શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ

જૈન સત્ય પ્રકાશના દશમા વર્ષના ક્રમાંક ૧૦૯ માં મારા મિત્ર કેપ્ટન ડૉ. નટવરલાલ રતનલાલ દાણીનો 'આતરસુંબાસ્થ શ્રીવાસુપૂજ્યજિનવિનતિ' નામનો એક લેખ પ્રસિદ્ધ થયેલ છે. આ લેખ વાંચ્યા પછી મને આંતરસુંબાનું જૈન દેરાસર જોવાની ઈચ્છા થઈ, ડૉક્ટર દાણી પણ જ્યારે જ્યારે મને મળતા ત્યારે ત્યારે આ દેરાસરનાં દર્શન કરવા આવવાનો આગ્રહ કરતા હતા.

સંવત ૨૦૦૫ ના ચૈત્ર વદી ૧૧ ના રોજ જ્યારે હું ડૉ. દાણીને કપડવંજ મળવા ગયો હતો ત્યારે તેમની સાથે ચૈત્ર વદી ૧૩ ના રોજ કપડવંજથી આતરસુંબા જતી મોટર સર્વિસમા આતરસુંબા ગયો હતો.

આતરસુંબા નદીના કાંઠે આવેલું હોવાથી ત્યાંના હવાપાણી ઘણાં જ સારા છે ગામની મધ્યમાં જૈન દેરાસર આવેલું છે. વળી આતરસુંબા કપડવંજથી અમદાવાદ તરફના સાધુ-સાધ્વીઓના વિહાર દરમ્યાન ચાર ગાઉ દૂર જ આવેલું હોવાથી દર વર્ષે ઓછામાં ઓછા અઢીસોથી ત્રણસો સાધુ-સાધ્વીઓ અત્રેના દેરાસરના દર્શન-વંદનનો લાભ લે છે.

પૂજ્ય સાધુ-સાધ્વીઓના વિહારનું આ સ્થાન હોવા છતાં, વિદ્વાન સાધુ-સાધ્વીઓની અત્રે સ્થિરતા નહિ થતી હોવાથી તથા કન્યાની લેવડદેવડની મુશ્કેલીઓને લીધે આ ગામમાં પહેલાં જૈનોનાં લગભગ સો ઘર હતાં, પરંતુ આજે તે બધાં વૈષ્ણવધર્મની કંઠી બાંધતાં થઈ ગયાં છે.

ઉપરોક્ત દેરાસરની નજીકમાં જ અમદાવાદના રહીશ શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી. એ સાધુ-સાધ્વીઓની સ્થિરતા માટે ઉપાશ્રય તથા યાત્રાળુઓ માટે ધર્મશાળા પણ બંધાવેલ છે. આ દેરાસરનો જીર્ણોદ્ધાર મૂળ આંતરોલીના અને હાલમાં અમદાવાદ-કસુંબાવાડાની પોળમાં રહેતા શ્રીયુત પોપટલાલ મનસુખરામની જાતી દેખરેખ નીચે શરૂ કરવામાં આવેલો છે. આ દેરાસરના જીર્ણોદ્ધારમાં અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી તથા બીજા સદ્‌ગૃહસ્થો તરફથી સારી રકમોની મદદ મળેલી હોવા છતાં હજુ છ હજારથી સાત હજાર રૂપિયાની મદદની ખાસ જરૂરત છે. જે તરફ શ્રીસંઘનું લક્ષ ખેંચવાનું યોગ્ય માનું છું અને ઈચ્છું છું કે શ્રી જૈન સંઘ આ બાબતમાં પોતાનો યોગ્ય ફાળો આપશે જ.

ડૉક્ટર દાણી કપડવંજના સરકારી દવાખાનામાં મુખ્ય ડૉક્ટર છે અને આ ગામમાં એકાદ બે ઘર જ જૈન તરીકે રહેલાં હોવાથી જીર્ણોદ્ધારના કામમા મદદની આવશ્યકતા છે. આ દેરાસરની પ્રતિષ્ઠાનું મુહૂર્ત પણ ચાલુ વર્ષના વૈશાખ સુદી ૧૦ ને ગુરૂવારનું છે.

આતરસુંબાના દેરાસરમાં મૂળનાયક શ્રીવાસુપૂજ્યસ્વામી છે કુલ પ્રતિમાજી પાષાણના ૧૨, ધાતુ પ્રતિમાજી ૧૦, સિદ્ધચક્ર ધાતુના ૨ અને યંત્રનાં પતરાં ૨ છે.

પાષાણના ૧૨ પ્રતિમાઓ પૈકી બે પ્રતિમાઓ તો લગભગ દસમા સૈકાનાં હોય એમ લાગે છે અને ત્રણ પ્રતિમાજી ઉપર એક જ જાતના લેખ છે. જે નીચે પ્રમાણે છે:—

લેખાંક : ૧

૧. (१) संवत् १६९७ वर्षे फाल्गुनसितपंचमी गुरौ स्तंभतीर्थवास्तव्य कान्हबाईनाम्न्या ईडरनगरे कारितप्रतिष्ठायां वृद्धशा [—]

(२) शाखीय श्रीश्रीमालीज्ञातीय आंतरूलीवास्तव्य सा० हीरापुत्र साह वना नाम्ना श्रीवासुपूज्यबिंबं कारितं प्रतिष्ठितं

(३) ॥ तपागच्छे विजयमान भट्टारक ... ... ... ... ... ... ... ... चार्य श्रीविजयसिंहसूरिचरणैः ॥

લેખાંક : ૨

(१) ॥ संवत् १६९७ वर्षे फाल्गुनसितपंचमी गुरौ स्तंभतीर्थवास्तव्य कान्हबाईनाम्न्या ईडरनगरे कारित प्रतिष्ठायां आंतरू [—]

(२) ॥ लीवास्तव्य वृद्धशाखीय श्रीश्रीमालीज्ञातीय सा। हीरापुत्र साह लालाजी नाम्ना श्रीशांतिनाथबिंबं कारितं प्रतिष्ठितं

(३) ॥ तपागच्छे विजयमानभट्टारकश्री ... ... ... ... ... ... ... ... श्रीविजयसिंहसूरिचरणैः ॥श्री॥

લેખાંક : ૩

(१) ॥ संवत् १६९७ वर्षे फाल्गुनसितपचमी गुरौ श्रीस्तंभतीर्थवास्तव्य कान्हबाईनाम्न्या ईडरनगरे कारित प्रतिष्ठायां वृद्ध [—]

(२) शाखीय श्रीश्रीमालीज्ञातीय आं ... ... ... ... ... ... ... ... ... बाई नानीनाम्ना श्रीमुनिसुव्रत

(३) कारितं प्रतिष्ठितं तपा ... ... ... ... ...

ત્રણે પ્રતિમા-લેખનો સાર નીચે પ્રમાણે છેઃ—

લેખાંક ૧—સંવત ૧૬૯૭ના ફાગણ સુદી ૫ ને ગુરુવારના રોજ સ્તંભતીર્થ (ખંભાત) ના રહેવાસી કાન્હબાઈએ ઈડર શહેરમાં કરાવેલી પ્રતિષ્ઠા વખતે, આંતરોલીના રહીશ, વીશાશ્રીમાળી જ્ઞાતિના સા૦ હીરાના વના નામના પુત્રે શ્રીવાસુપૂજ્યસ્વામીની આ પ્રતિમાની પ્રતિષ્ઠા તપાગચ્છીય શ્રીવિજયસિંહસૂરિના શિષ્ય........પાસે કરાવી છે.

લેખાંક ૨—પ્રતિષ્ઠા કરાવનાર આંતરોલીના રહેવાસી સા૦હીરાના પુત્ર તરીકે લાલાજીનું નામ છે અને પ્રતિમાજી શાંતિનાથ ભગવાનની છે.

લેખાંક ૩—પ્રતિષ્ઠા કરાવનાર તરીકે નાની નામની બાઈનું નામ છે અને પ્રતિમાજી શ્રીમુનિસુવ્રતસ્વામીજીનાં છે

ધાતુના ૧૦ પ્રતિમાજી પૈકી ત્રણ પ્રતિમાઓની પાછળ નીચે પ્રમાણેના પ્રતિમા-લેખો કોતરેલા છે.

(१) संवत १४७६ वर्षे चैत्रवदि १ शनौ श्रीमालीज्ञातीय सं० रामा सुत सं। पापा भार्या मेघू श्राविकया स्वश्रेयसे आगमगच्छे श्रीअमरसिंहसूरीणां उपदेशेन श्रीमहावीरबिंबं कारितं ॥

[ જુઓ અનુસંધાન પાનું ૧૬૬ ]



# દિગંબર સમાજની 'સંજદ' પદની ચર્ચા

લેખક : શ્રી મધુકર

આજે દિગંબર સમાજમાં દિગંબર સમાજમાન્ય 'ષટ્ખંડાગમજીવટ્ઠાણુ'ની સત્યપ્રરૂપણામાં આવેલા ૯૩ મા નંબરના संजद પદની ખૂબ ચર્ચા ચાલી રહી છે. संजद પદ એ સૂત્રમાં રહેવાથી દિગંબર શાસ્ત્રો જે સ્ત્રીમુક્તિનો વિરોધ કરી રહ્યાં છે તેને મોટી બાધા પહોંચે છે. આ ષટ્ખંડાગમની તાડપત્રની પ્રતિ ઉપરથી તામ્રપત્ર ઉપર લખાણ થઈ રહ્યું છે. હવે આ સૂત્ર એમાં રાખવામાં આવે તો ઠીક નથી એમ માની દિગંબર સમાજના પ્રસિદ્ધ આચાર્ય શાંતિસાગરજીએ ષટ્ખંડાગમમાંથી संजद પદ કાઢી નાખવાની અનુમતિ આપી છે. દિગંબર સમાજના પત્રોમાં આ વિષયમાં પક્ષ અને વિપક્ષમાં ખૂબ જ ગરમાગરમ ચર્ચા ચાલી રહી છે. ખાસ કરીને ષટ્ખંડાગમના સંપાદક પ્રોફેસર હીરાલાલ જૈન અને એવા જ ઉદારવિચારના સત્ય વસ્તુના હિમાયતી વિદ્વાનો આ પદ જેમ છે તેમ જ રાખવાનો આગ્રહ કરે છે અને એ રીતે સત્યની સેવા કરી રહ્યા છે, જ્યારે રૂઢિચુસ્ત અને માત્ર દિગંબરત્વના જ આગ્રહીઓ—સ્ત્રીમુક્તિના સમર્થકો આ આ પદને કાઢી નાખવાનો દુરાગ્રહ લઈ બેઠા છે એમાં એમના આચાર્યની પણ સમ્મતિ મળી ગઈ પછી શું પૂછવું ?

પ્રો. હીરાલાલજી જૈન લખે છે કે "वर्तमानरूपमें षदखंडागम सूत्ररचना ऐसी नहीं है कि उसमें केवल उक्त सूत्रोंमेंसे 'संजद' शब्द हटा कर स्त्रीमुक्तिका प्रसंग टाला जा सके। उसी सत्प्ररूपणा विभागमें ही अगले सूत्र १६४–१६५ में फिर वही 'संजद' पद ग्रहण करके मनुष्यनीके चौदहों गुणस्थानोंका प्रतिपादन किया गया है। आगे द्रव्य, क्षेत्र, स्पर्शन आदि समस्त प्ररूपणाओंमें भी मनुष्यनीके चौदहो गुणस्थान बतलाये गये हैं।"

સંજદ પદ કાઢી નાખવું ઉચિત નથી જ કિન્તુ 'ગોમ્મટસાર' જેવા માનનીય દિગંબર ગ્રંથમાં પણ આ વિષય આવ્યો છે તેની સૂચના કરતાં પ્રોફેસર સાહેબ લખે છે—

"धवला टीकाकी तो परिस्थिति यह है कि सत्प्ररूपणाके ९३ सूत्रमें संजद पद ग्रहण किये बिना उसकी टीकाकी सार्थकता ही नहीं रहती। इसी सत्प्ररूपणाके आधार पर खडे किये गये आलापाधिकारमें धवलाकारने मनुष्यनीके न केवल चौदहो गुणस्थान ग्रहण किये हैं, किन्तु एक एक गुणस्थानकी अलग अलग व्यवस्थाका विवरण भी दिया है। इसी परंपरानुसार 'गोम्मटसार' जैंसे शास्त्रोंमें भी मनुष्यनीके सर्वत्र संयतपद स्वीकार किया

गया है। ऐसी परिस्थितिमें केवल सूत्र ९३ मेंसे संयतपद हटा देनेसे सिवाय एक गडबडी उत्पन्न करनेके और क्या लाभ होगा?"

આ સંબંધમાં શ્વેતાંબર સમાજમાં બહુ રસ નથી કિન્તુ 'ગોમ્મટસાર'માં સ્ત્રી-મુક્તિ અધિકાર છે એને સૌ પહેલાં પ્રગટ કરનાર આ સમિતિના જ સભ્ય પૂજ્ય મુનિ-મહારાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી) મહારાજ છે. આ વિષયનો પાઠ આ જૈન સત્ય પ્રકાશમાં જ તેઓશ્રીએ લખેલા **दिगंबर शास्त्र कैसे बनें**" માં પ્રગટ થયો છે અને તે આ શાસ્ત્રીય સત્ય પાઠ માટે દિગંબર સમાજમાં ખૂબ ઊહાપોહ પણ થયો હતો. હવે એ જ વિષયનો મૂલપાઠ 'ષટ્ખંડાગમ'માં જોઈને તો કેટલાક રૂઢિચુસ્ત દિગંબરો ગભરાઈ ગયા છે. '**घर्मे खतरेमें है**'ના પોકારો પાડી 'ષટ્ખંડાગમ'માં રહેલું આ સૂત્ર જ છેકી નાખવા માગે છે.

પ્રોફેસર સાહેબ આ પદ ન કાઢી નાખવાનાં કારણો આપી હજી આગળ લખે છે—"सूत्र ९३ मेंसे संजदपद हठानेसे सबसे बडा विस्मय मुझे यह हो रहा है कि आखिर ताम्रपत्रों द्वारा रक्षा कौनसे आगमकी हुई?" × × × × "किन्तु ताम्रपत्रों द्वारा तो मुडबद्रीमें सुरक्षित ताडपत्रारूढ आगमकी रक्षा की जा रही है; अतएव जो पाठ उन ताड-पत्रोंमें उपलब्ध है उसे छोडनेका हमको कोई अधिकार नहीं।" × × × सबसे बडे दुःखकी बात तो यह है कि आगमके परम्परागत पाठमें इस प्रकार अपनी रुचिके अनुसार परिवर्तन करके उन ताम्रपत्रों पर सदैवके लिये अप्रमाणिकताके कलंकका टीका लगाया जा रहा है। ताम्रपत्रोंकी यदि कोई सार्थकता थी तो वह यह कि वे जीर्णशीर्ण ताडपत्रोंके पाठकी चिरकाल तक सुरक्षा कर सकेंगे और हमें फिर ताडपत्रोंके क्रमशः नष्ट होनेके उतनी चिन्ता नहीं होगी। किन्तु विद्वत्समाज अब यह जान रहा है कि ये ताम्रपत्र ताड-पत्रोंके पाटकी रक्षा नहि करते किन्तु आजकलके कुछ भक्तोंकी रुचि मात्रका अनुकरण कर रहें हैं, अतएव उनमें साहित्यिक, सैद्धान्तिक व ऐतिहासिक सचाइ नहीं है। और इस कलंकका धीरे धीरे समस्त दिगम्बर साहित्य पर दुष्प्रभाव पडे तो कोई आश्चर्यकी बात नहीं।

પ્રોફેસર સાહેબનું ઉપર્યુક્ત લખાણ ખૂબ જ હિમ્મતપૂર્વકનું અને તદ્દન સાચું છે. જે દિગંબર સમાજ આજે 'ષટ્ખંડાગમ'ને જિનવાણી રૂપમાં માને છે; જેના દર્શન માટે સમાજ વર્ષોથી ઉત્કંઠિત હતો, જેને ગ્રંથરાજની ઉપમા અપાતી તે ગ્રંથની મૂલ તાડપત્રીય પ્રતો ઉપરથી થતું તામ્રપત્રીય ઉદ્ધરણ મૂળ તાડપત્રીપ્રતાનુસાર જ થવું જોઈએ એને બદલે આવા મહત્ત્વના પાઠ ઉડાવી દેવાય તો જિનવાણી નહિ કિન્તુ આગ્રહીઓની વાણી બની જશે. આખરે પ્રોફેસર સાહેબના વચનાનુસાર મિથ્યાવાણી બનશે અને સમસ્ત દિગંબર સાહિત્ય ઉપર એવી ભયંકર છાપ નાખશે કે ભાઈ! તેમાંનું બધું પૂર્વાચાર્યનાં વચનરૂપ છે એમ ન માનશો અંદર ક્યાંક ભેળસેળ પણ થઈ હશે.

પ્રોફેસર સાહેબે પોતાના લેખના અન્તમાં સંસ્કૃતસાહિત્યના ઇતિહાસનો એક પ્રસંગ આપી દિગંબર સમાજને હજીયે ચેતવણી આપી છે કે તમે એના કલંકથી બચી જજો.

એવું બન્યું છે કે ગઈ સદીમાં ફ્રાંસના પ્રસિદ્ધ વિદ્વાન વોલ્ટેયરના હાથમાં 'યજુર્વેદની' એક બનાવટી પ્રત પહોંચી ગઈ. પ્રથમ તો આ પ્રત અસલ પ્રાચીન પ્રતને મળતી નથી ત્યારે સમસ્ત પાશ્ચાત્ય વિદ્વાનો ઉપર એવી બૂરી–ભયંકર છાપ પડી કે બ્રાહ્મણોનું સમસ્ત સાહિત્ય જૂઠું, જાલી અને અનૈતિહાસિક છે. આ પછી તે ભૂલ સુધારવા હજારો પ્રયત્ન કર્યા છતાંયે એ છાપ હજી સુધી પૂર્ણરીત્યા ભૂંસાઈ નથી.

આ સંબંધી બનારસથી પ્રગટ થતા "જ્ઞાનોદય"ની સમ્પાદકીય નોંધ પણ બહુ જ વિચારપૂર્ણ અને ગંભીર છે. તેમાં નીચે મુજબ હેડીંગ છે.

"'संजद' पदका बहिष्कारः सूत्रोच्छेदका दुष्प्रयत्न"

શરૂઆતમાં લખ્યું છે કે "गजपन्थासे घोषणा हुई है कि ताम्रपत्रोंमें लिपिबद्ध किये गये जीवस्थान सत्प्ररूपणाके ९३ वें सूत्रमेंसे 'संजद'पद अलग किया जाता है। हेतु यह बतलाया गया है कि इस सूत्रमें 'संजद'पदके रहनेसे द्रव्यस्त्रीको मुक्तिका प्रसंग आता है जो कि दिगम्बर परम्पराके विरुद्ध है।"

સંપાદક મહાશય આગળ ઉપર લખે છે કે આ વસ્તુ દિગંબર સાધુઓની આજ્ઞાથી થયું છે અને અને આમાં ખૂબ માયાશલ્યની સેવા કરાઈ છે.'

હજી આગળ લખે છે "वास्तवमें देखा जाय तो इस विवादमें कोई सार नहीं है। इसके दो कारण है। प्रथम तो यह कि ताडपत्रीय प्रतिमें यह पाठ मौजुद है और दूसरा यह कि ९३ सूत्रके इस पदको नीकाल देने पर षट्खंडागमके मूल सूत्रोंमें विसंगति आ जाती है।"

સંપાદક મહાશયે 'સંજદપદ'ની આવશ્યકતા અને સત્યના બતાવ્યા પછી લખ્યું છે કે "इन सब प्रमाणोंसे आगमकी स्थिति स्पष्ट होते हुए भी कुछ भाइओंने यह अविवेकपूर्ण कार्य किया और कराया है यह ऐसा कार्य है जो किसी भी तरह क्षमा करने योग्य नहीं कहा जा सकता। इससे केवली, श्रुत, संघ और धर्मका अवर्णवाद तो हुआ ही, साथ ही जैनपरम्परा और भारतीय परम्पराकी श्रुत प्रतिष्ठाको भीषण धक्का लगा है। और दुराग्रह तथा हठवादके काले इतिहासमें 'दिगम्बरपरम्परा'को नाम लिखानेका कुप्रसंग उपस्थित हुआ है।"

આ ભયંકર ભૂલ કઈ રીતે સુધરે તે માટે સમ્પાદક મહાશયે જે લખ્યું છે તે પણ વાંચવા યોગ્ય છે. "हम यह जानते हैं कि जिन भाइओंने यह दुःसाहसका काम किया है वे अपनी भूलको कभी भी स्वीकार करनेवाले नहीं हैं। अतः इस सूत्रोच्छेदसे हुए अपराधका परिमार्जन करनेका मार्ग यह हो सकता है कि १०–१५ ऐसे ताम्रपत्र तैयार

## દરેકે વસાવવા યોગ્ય

# શ્રી જૈન સત્ય પ્રકાશના વિશેષાંકો

## (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી
સમૃદ્ધ અંક : મૂલ્ય ૭ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

## (૨) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી
સમૃદ્ધ ૨૪૦ પાનાનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના
જવાબ આપતા લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્ય મ૦ના જીવન સંબંધી
અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા,
બારમા, તેરમા તથા ચૌદમા વર્ષની પાકી ફાઈલો તૈયાર છે.
મૂલ્ય દરેકના અઢી રૂપિયા

— લખો —

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
**જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.**

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૫ : અંક ૯ ] તા. ૧૫-૬-૫૦ : અમદાવાદ [ ક્રમાંક : ૧૭૭

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

## વિષય-દર્શન



# સમાચાર

પરમ પૂજ્ય આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રીસાગરાનંદસૂરીશ્વરજી મહારાજના સં. ૨૦૦૬ના વૈશાખ સુદ ૫ના રોજ કાળધર્મ પામ્યાથી જૈન ધર્મ સત્યપ્રકાશક સમિતિની બેઠક સં ૨૦૦૬ના જેઠ સુદ ૭ ને બુધવારના રોજ પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી)ની નિશ્રામાં અમદાવાદ-નાગજી ભૂધરની પોળના ઉપાશ્રયે મળી હતી અને તેમાં નીચે મુજબનો ઠરાવ કરી પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીમાણેકસાગરજી મહારાજશ્રીને મોકલી આપવામાં આવ્યો હતો.

"પરમપૂજ્ય આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રીસાગરાનંદસૂરીશ્વરજી મહારાજના સ્વર્ગવાસથી જૈન સમાજને ન પૂરી શકાય એવી ખોટ આવી પડી છે. સ્વર્ગસ્થ આચાર્ય મહારાજ આ સમિતિના સ્થાપકોમાંના એક મુખ્ય આગેવાન હતા અને સમિતિના સભ્ય પણ હતા. સમિતિના સંચાલનમાં તેઓશ્રીએ બહુ કીમતી ફાળો આપ્યો હતો. સ્વ. આચાર્ય મહારાજશ્રીએ કરેલ સમિતિની સેવા માટે આ સમિતિ તેમનો ખૂબ ખૂબ આભાર માને છે અને તેઓશ્રીના શિષ્યપરિવાર ઉપર આવી પડેલા દુઃખમાં સમવેદના જાહેર કરે છે.

*

પ્રતિષ્ઠા — (૧) દહેગામમાં વૈશાખ સુદિ ૧૦ ના રોજ મુનિસુવ્રતસ્વામીના દેરાસરની દેરીમાં ભ૦ શ્રીઆદિનાથજી વગેરેની પ્રતિષ્ઠા મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી) ની નિશ્રામાં કરવામાં આવી. (૨) ભોયણી તીર્થ પાસે આવેલા સૂરજ ગામમાં જેઠ સુદિ ૧૫ બુધવારે ભ૦ શ્રીકુંથુનાથજી વગેરેની પ્રતિષ્ઠા મુનિરાજ શ્રીદર્શનવિજયજી મહારાજશ્રીની અધ્યક્ષતામાં કરવામાં આવી.

*

અઠ્ઠાઈ મહોત્સવ—અમદાવાદ—નાગજી ભૂધરની પોળના દેરાસરમાં પરમપૂજ્ય આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રીસાગરાનંદસૂરીશ્વરજીના કાળધર્મ પાળવા નિમિત્ત પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી) અને પૂ. પં. શ્રી હેમસાગરજીની નિશ્રામાં અઠ્ઠાઈ મહોત્સવ અને શાંતિસ્નાત્ર ઉજવાયાં હતાં.

## નવી મદદ

રૂા. ૨૫૧) પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી મહારાજ ત્રિપુટીના ઉપદેશથી શ્રીજૈનસંઘ સૂરજ.

રૂા. ૧૦૧) આર. લલ્લુભાઈ મહાજન એસોસીએશન. મુંબઈ.

# જીવનકળાનું આર્ષદર્શન

અહિંસા એ જીવનકળા છે. તેનું પૂર્ણ દર્શન મહાવીરસ્વામીએ કરાવ્યું છે. તેઓ ભવિષ્યની માનવતાના મહાન્ નિર્માતા હતા ભાવી પ્રજાના સુખને માટે બીજ વાવનાર મનુષ્ય આસ્તિક ગણાય છે. પરંતુ હજારો વર્ષો પછી આવનારી ભાવી પેઢીની સુખ-શાંતિને માટે ભવિષ્યનું દર્શન કરીને અહિંસા જેવા સૂક્ષ્મ બીજના વાવનાર શ્રીમહાવીર-સ્વામી પરમ આસ્તિક હતા. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવોની હિંસા કરવાનો અધિકાર કોઈને નથી—એવો ઉપદેશ દેવો, તેને અનુરૂપ પાલન કરવું અને ભાવી પ્રજા માટે માર્ગ-દર્શન કરાવવું એ યુગદ્રષ્ટા મહાવીરનો મનુષ્ય હૃદય ઉપર અટલ વિશ્વાસ, બંધુધર્મ મિત્ર-ધર્મ અને જીવન બલિદાન વગેરેને પ્રગટ કરે છે. મહાવીરસ્વામીની તીક્ષ્ણ કલ્પના, તેમની આસ્તિકતા અને જીવનકળા પર ભારે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. આમ તો જેને આજે આસ્તિકતા કહેવાય છે તેની સાથે મારે કાંઈ નિસબત નથી. મહાવીરસ્વામીનું ભવિષ્યનું દર્શન કેટલું સ્પષ્ટ હતું અને મનુષ્ય હૃદય ઉપર તેમનો અટલ વિશ્વાસ કેટલો હતો એ જ એમનું પરમ આસ્તિક્ય સમજવું જોઈએ.

જે અહિંસામાં સ્યાદ્વાદરૂપ બૌદ્ધિક અહિંસા, તપસ્યારૂપ આત્મિક અહિંસા અને જીવદયારૂપ નૈતિક અહિંસાનો સુંદર સમન્વય થઈ ગયો છે ત્યાં સર્વધર્મ-સમભાવની વૃત્તિ ઉત્પન્ન થાય એ સ્વભાવિક છે, અહિંસાપ્રધાન ભારતીય સંસ્કૃતિ તો પવિત્ર સંગમસંસ્કૃતિ છે.

"અહિંસાની સાધના"] — કાકા કાલેલકર


॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र





जेशिंगभाईनी वाडी : घीकांटा रोड अमदावाद ( गुजरात )

| | | |
|---|---|---|
| वर्ष १५ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ. સં. ૨૪૭૬ : ઈ. સ. ૧૯૫૦ | क्रमांक |
| अंक ९ | જેઠ વદિ ૦)) : ગુરુવાર : ૧૫ જુન | १७७ |



# દિગંબર જૈનો અને સંજદ શબ્દ

લેખકઃ પૂજ્ય મુનિરાજ શ્રીજંબૂવિજયજી

**જૈનપત્રના** ૭-૫-૧૯૫૦ના અંકમાં નીચે પ્રમાણે લખાણુ મારા વાંચવામાં આવ્યું—

"દિગંબર જૈન ભાઈઓનું આત્મઘાત જેવું પગલું"

અંતરમાં કંઈક ખેદની લાગણી સાથે અમે આ ટૂંકી નોંધ લખીએ છીએ. 'જૈનમિત્ર' 'જૈનસંદેશ' જેવા દિગંબર સંપ્રદાયના સામાયિકોમાંથી જાણવા મળે છે કે ગત તા. ૧૯-૨-૫૦ના રોજ દિગંબર જૈનવાણી જીર્ણોદ્ધાર સંસ્થાની વાર્ષિક સભા ગજપંથા તીર્થમાં મળેલ તે વખતે સંસ્થાના સભ્યોની હાજરીમાં સંપ્રદાયના આચાર્ય શ્રીમાન શાંતિસાગરજી મહારાજે જાહેર કર્યું હતું કે—ધવલ સિદ્ધાંતશાસ્ત્ર (જે દિગંબર સંપ્રદાયનો ભારે મહત્ત્વનો અને પ્રાચીન ધર્મગ્રંથ છે)ના ૯૩મા સૂત્રમાં આવતો **સંજદ** શબ્દ તે સૂત્રમાંથી રદ કરવામાં આવે છે; કારણ કે એ શબ્દ સ્ત્રીમુક્તિનું સમર્થન કરે છે, જ્યારે દિગંબર સંપ્રદાયની પરંપરાગત રૂઢમાન્યતા સ્ત્રીમુક્તિનો નિષેધ કરનારી છે" (જૈનપત્ર પુ. ૪૯. પૃ. ૨૨૪)

આ લખાણ વાંચીને ધવલસિદ્ધાંતશાસ્ત્ર શું છે, **સંજદ** શબ્દ શું છે, તેમાં આવતી હકીકત કેવી છે, તેનાથી દિગંબરપરંપરામાં રૂઢ પકડાઈ ગયેલી સ્ત્રીમુક્તિઅભાવની માન્યતાના જ મૂળમાં આઘાત શી રીતે પહોંચે છે, તથા દિગંબરાચાર્ય શ્રીશાંતિસાગરજીએ 'પોતાની રૂઢ માન્યતાને ધક્કો પહોંચે છે' એટલા માત્રથી જ પરંપરાથી અતિપૂજ્ય અને દિગંબરસંપ્રદાયમાં સર્વોત્કૃષ્ટ પ્રામાણિક ગણાતા ગ્રંથમાંથી **સંજદ** શબ્દને દેશવટો દેવાનો અયોગ્ય નિર્ણય કર્યો તેની પાછળનો ઈતિહાસ કેવો છે, એ લખવાની ઈચ્છા થઈ કે જેથી આપણો સર્વ જૈનસંઘ એ ઈતિહાસ ટૂંકમાં જાણી શકે. અત્યારે ચાલુ વિહારમાં મારી પાસે જે સામગ્રી છે તેના આધારે ટૂંકાણમાં લખું છું. સદ્‌ભાગ્યે ધવલગ્રંથ અત્યારે મારી પાસે જ છે.

શ્વેતાંબર જૈનો જે પીસ્તાલીશ આગમોને માને છે તે શાસ્ત્રોને [1]વર્તમાનકાળની દિગંબરપરંપરા માનતી નથી એ સુવિદિત છે આપણા સૂત્રોમાં વસ્ત્ર, પાત્ર, સ્ત્રીમુક્તિ વગેરે સ્વવિરુદ્ધ માન્યતાઓ આવતી હોવાથી તેમણે એવી માન્યતા ફેલાવી છે કે અત્યારે પ્રાચીન સૂત્રગ્રંથો કાળક્રમે સર્વથા નષ્ટ જ થઈ ગયા છે. તેમનું એમ કહેવું છે કે ભગવાન ગૌતમસ્વામી પાસેથી દ્વાદશાંગીનું જ્ઞાન લોહાર્યને મળ્યું. લોહાર્ય પાસેથી જંબૂસ્વામીને

---

૧ 'વર્તમાનકાળ' શબ્દ એટલા માટે વાપરેલો છે કે જૂના વખતના દિગંબરો આ ગ્રંથોને માન્ય રાખતા હતા. ખુદ **ધવલટીકામાં**, તથા **ભગવતી આરાધના** વગેરે દિગંબરોને માન્ય અનેક ગ્રંથોમાં **દશવૈકાલિક, નિશીથ**, બૃહત્કલ્પ વગેરે અનેક ગ્રંથોનો પ્રમાણરૂપે તેમાં ઉલ્લેખ આવે છે. પાછળથી જ કોઈ વખતે તેમણે શ્વેતાંબરો જેને માને છે તે આગમગ્રંથોને સર્વથા રદ્દ આપી છે.

મળ્યું, ત્યારપછી અનુક્રમે વિષ્ણુ, નંદિમિત્ર, અપરાજિત, ગોવર્ધન અને ભદ્રબાહુ થયા. આ પાંચે પુરુષો ચતુર્દશ પૂર્વધારી હતા. ત્યારપછી વિશાખાચાર્ય, પોષ્ઠિલ, ક્ષત્રિય, જયાચાર્ય, નાગાચાર્ય, સિદ્ધાર્થદેવ, ધૃતિસેન, વિજયાચાર્ય, બુદ્ધિલ, ગંગદેવ અને ધર્મસેન—આ અગિયાર મહાપુરુષો અનુક્રમે અગિયાર અંગ તથા ઉત્પાદપૂર્વ આદિ દશ પૂર્વના પારંગત થયા અને બાકીના ચાર પૂર્વના એક દેશને ધારણ કરનારા થયા. ત્યારપછી નક્ષત્રાચાર્ય, જયપાલ, પાંડુસ્વામી, ધ્રુવસેન, કંસાચાર્ય આ પાંચ આચાર્યો અગિયાર અંગના ધારક અને ચૌદ પૂર્વના એક દેશને ધારણ કરનારા થયા. ત્યારપછી અનુક્રમે સુભદ્ર, યશોભદ્ર, યશોબાહુ અને લોહાર્ય નામના ચાર આચાર્યો આચારાંગ ધારણ કરનારા અને બાકીના અંગ તથા પૂર્વોના એક દેશને ધારણ કરનારા થયા. ત્યારપછી સર્વે અંગ તથા પૂર્વોના એક દેશને ધારણ કરનારા ધરસેન નામના આચાર્ય થયા. તેઓ સૌરાષ્ટ્રના ગિરિનગર (ગિરનાર)ની ચંદ્રગુફામાં હતા ત્યાં અષ્ટાંગ-મહાનિમિત્તના પારગામી તે પ્રવચનવત્સલ આચાર્યે ગ્રંથનો વ્યુચ્છેદ થશે એમ જાણીને ભયથી દક્ષિણાપથ દેશમાં કોઈ મહોત્સવ ઉપર એકત્રિત થયેલા આચાર્યો ઉપર લેખ લખીને મોકલ્યો. તેમણે પણ ધરસેન આચાર્યનો લેખ વાંચીને આંધ્રદેશના વેણ્ણાતટ નગરેથી બે સારા ગ્રહણ-ધારણ સમર્થ સાધુઓને મોકલ્યા. તેમણે ધરસેનાચાર્ય પાસે શાસ્ત્રાભ્યાસ પૂર્ણ કર્યો ત્યારે ભૂતોએ એકની પુષ્પથી બલિ-પૂજા કરી તેથી અને બીજાના અસ્તવ્યસ્ત દાંતોને ફૂલની કળી જેવા બનાવી દીધા તેથી એકનું ભૂતબલિ અને બીજાનું પુષ્પદન્ત નામ ધરસેન ભટ્ટારકે પાડ્યું.

ભૂતબલિ અને પુષ્પદંત ત્યાંથી પાછા ફર્યા ને અંકુલેશ્વર (ગુજરાતના ભરૂચ પાસેના અંકલેશ્વર)માં આવીને તેમણે ચોમાસું કર્યું. ત્યાંથી ભૂતબલિ ભટ્ટારક વનવાસ-વિષયમાં ચાલ્યા ગયા, અને પુષ્પદન્ત દ્રમિલ દેશમાં ગયા. પુષ્પદંતે જિનપાલિતને દીક્ષા આપીને વીશ સૂત્રો ભણાવ્યાં અને ભગવાન ભૂતબલિની પાસે જિનપાલિતને મોકલ્યા. ત્યાં ભૂતબલિ આચાર્યે પુષ્પદંતાચાર્યને અલ્પાયુષ્યવાળા જાણીને મહાકર્મ-પ્રકૃતિપ્રાભૃત વ્યુચ્છેદ થશે એમ જાણીને દ્રવ્ય-પ્રમાણાનુગમ આદિ વિષયો પર ગ્રંથરચના કરી. તેથી તેમણે ષટ્ખંડાગમ ગ્રંથના રચયિતા તરીકે ભૂતબલિ તથા પુષ્પદંત આચાર્ય ગણાય છે.[૨]

આ ષટ્ખંડાગમ સિદ્ધાંત ગ્રંથનું દિગંબરપરંપરામાં અત્યંત ઉત્કૃષ્ટ મહત્ત્વનું સ્થાન છે. ભૂતબલિ આચાર્યે મહાબંધ નામના એક મહાન ગ્રંથની રચના પણ કરી છે. ગુણધર આચાર્યે એક કષાયપ્રાભૃત નામના મહાગ્રંથની રચના કરી છે. આ ત્રણે ગ્રંથો દિગંબરપરંપરામાં અત્યંત પૂજ્ય અને પ્રાચીન મનાય છે. પ્રત્યેક ગ્રંથમાં ઘણી જ ઘણી વાતો ભરેલી છે, આકર જ છે. એમાં ષટ્ખંડાગમ ઉપર વીરસેન આચાર્યે (લગભગ વિક્રમની નવમી સદીના) વિસ્તૃત ટીકાની રચના કરી જે તે ધવલ નામે ઓળખાય છે. કષાયપ્રાભૃત ઉપર યતિવૃષભ આચાર્યે ટીકા લખી છે તે જયધવલ નામે ઓળખાય છે. ભૂતબલિવિરચિત મહાબંધ મહાધવલ નામે ઓળખાય છે.

આ ત્રણે મહાગ્રંથોની તાડપત્ર ઉપર કાનડી લિપિમાં લખાયેલ એક માત્ર પ્રતિ

---

૨ જુઓ ષટ્ખંડાગમ ધવલટીકા ભા. ૧, પૃ. ૬૫થી ૭૨.

મ્હેસુર રાજ્યમાં આવેલા મૂડબદ્રી ગામમાં ચંદ્રપ્રભવસતિ (ચંદ્રપ્રભસ્વામીના મંદિર)માં એક દિગંબર ભટ્ટારક (શ્રીપૂજ્ય)ના તાબામાં પાટપરંપરાથી ચાલી આવે છે. ત્યાં એક પેટીમાં આ પુસ્તક રાખવામાં આવે છે. દિગંબરસમાજના લોકો આ ગ્રંથનાં ખૂબ ભક્તિથી દર્શન કરવા આવે છે. શ્વેતાંબર મુનિ શ્રીશિવવિજયજીના શિષ્ય શ્રીશીલવિજયજી મહારાજે સં. ૧૭૨૧ થી ૧૭૩૮ સુધી દક્ષિણદેશમાં પ્રવાસ કરીને રચેલી તીર્થમાળામાં દક્ષિણદેશના વર્ણનના પ્રસંગમાં આ સ્થાનનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે.

બદ્દરી નગરી અનોપમ જાણિ, ઓગણીશ દેહરાં છિં ગુણખાણિ;
ત્રાંબાનલીએ વાલ્યાં વલી, મંડપ મોટા બહુ પૂતલી. ॥૮૦॥
પુરૂષપ્રમાણિ પ્રતિમા ચંગ, હેમતણી છે અછિ સુરંગ;
ચંદ્રપ્રભુ ચૈતિ ચોસાલ, યાત્રા જેહની અમીરસાલ. ॥૮૧॥
આદીસર શાંતીસર પાસ, શ્રાવક સેવિ લીલવિલાસ;
નારી રાજ કરિ જિનમતી, સાધુ દિગંબર નિ મહાસતી. ॥૮૨॥
ચાર વર્ણના શ્રાવક ભદ્ર, બ્રમ ક્ષ્યત્રી વૈશ્ય નિ સુદ્ર;
નાતિતણો એહજ વિવહાર, મિથ્યાદેવતણો પરિહાર. ॥૮૩॥
તાડપત્ર પુસ્તક ભંડાર, ત્રાંબા પેટીમાંહિ સાર;
સાત ધાત ચદનમય લહી, રયણજાતિની પ્રતિમા સહી. ॥૮૪॥
માણિક નીલમ નિ વિદૂર, હીરા વિદ્રુમ તેજઈ પૂર;
એહ અપૂરવ બિંબ ઝયાલ, પુન્યિં પેષ્યાં પરમકૃપાલ. ॥૮૫॥

(તીર્થમાળા પૃ. ૧૧૯, યશોવિજયજી જૈન ગ્રંથમાળા, ભાવનગરથી પ્રકાશિત)

લગભગ હમણાં સુધી ભાવિક લોકોને આ ગ્રંથનાં દર્શન જ માત્ર કરાવવામાં આવતાં હતાં. પણ આ ગ્રંથનું એક પણ પાનું ભટ્ટારકો કોઈનેય વાંચવા દેતા ન હતા. દિગંબર-સમાજના લોકોને ખૂબ ચિંતા થતી હતી કે આ ગ્રંથ પડ્યો પડ્યો નષ્ટ ન થઈ જાય એટલા માટે તેની બીજી નકલ કરાવી લેવામાં આવે તો સારું અને છપાઈ જાય તો પણ સારું. છેવટે ઘણા પ્રયત્નને અંતે ભટ્ટારકે પ્રતિલિપિ (નકલ) કરાવવા માટે એક દિગંબર પંડિતને રોક્યો. તે પંડિત સુજ્ઞ હતો, તેથી કાનડી ઉપરથી દેવનાગરી લિપિમાં પ્રતિલિપિ કરતી વખતે તેણે ગુપ્તરીતે એક નકલ વધારે કરી લીધી અને ગુપ્તપણે આખી નકલ બહાર પહોંચાડી દીધી. પછી તો એ નકલ ઉપરથી બીજી નકલો પણ થઈ ગઈ અને એ રીતે ષટ્‌ખંડાગમ સિદ્ધાંતશાસ્ત્રની ધવલટીકા સહરાનપુર, કારંજા, આરા, અમરાવતી વગેરે સ્થાનોના ગ્રંથભંડારોમાં પહોંચી ગઈ. આ પ્રમાણે ધવલ ઉપરનો મુડબદ્દરીના ભટ્ટારકનો ઈજારો તૂટી ગયો. પરંતુ મહાધવલ વગેરે ગ્રંથ માટે તો દિગંબરસમાજના લોકોને ઘણું દબાણ કરવું પડ્યું. છેવટે ત્યાંની ગાદી ઉપર આવેલા સમયના જાણ ભટ્ટારકે ગ્રંથો છપાવવા માટે જ્ઞાનભંડાર ખુલ્લો મૂકી દીધો છે અને પ્રકાશન કરાવવાનું પણ નક્કી થયું છે અને કામ પણ ચાલુ થઈ ગયું છે. આ છે આનો ટૂંક ઇતિહાસ.

ધવલ ગ્રંથનું સંપાદન કાર્ય પ્રોફેસર હીરાલાલજીએ[1] મુડબદ્રીના ભટ્ટારકે પોતાનો

[1] પ્રોફેસર હીરાલાલજી પહેલાં અમરાવતીની કિંગ એડવર્ડ કોલેજ (વર્તમાનમાં વિદર્ભ-મહાવિદ્યાલય)માં પ્રોફેસર હતા. હમણાં નાગપુર મહાવિદ્યાલય ગવર્નમેંટ કોલેજ)માં પ્રોફેસર છે. દિગંબરસમાજમાં સારા વિદ્વાન અને સંશોધક ગણાય છે.

જ્ઞાનભંડાર પ્રકાશન માટે ખુલ્લો મૂકી દીધો તે પહેલાં જ કારંજા, આરા વગેરે સ્થાનોની પ્રતિઓને આધારે શરૂ કરી દીધું હતું. જેના ફળસ્વરૂપે આજસુધીમાં હિંદી ભાષાંતરસહિત તે ગ્રંથના નવ ભાગો જૈનસાહિત્યોદ્ધારક ફંડ, (અમરાવતી)[2] તરફથી પ્રકાશિત થઈ ચૂક્યા છે અને હજુ બીજા લગભગ નવ ભાગો છપાશે ત્યારે ગ્રંથ પૂર્ણ થશે એવી સંપાદકોની ધારણા છે. આના ઉપરથી વાચકોને આ ગ્રંથ કેટલો મોટો છે તેનો ખ્યાલ આવી જશે.

કષાયપ્રાભૃતની જયધવલ ટીકાનું પ્રકાશન કાર્ય ભારતીય દિગંબર જૈનસંઘ ગ્રંથમાલા તરફથી શરૂ થઈ ગયું છે, અને તેનો પહેલો ભાગ ( પેજ્જદોસાધિકાર ) પ્રકાશિત પણ થઈ ચૂકયો છે. (મહાબંધ મહાધવલ)નું પ્રકાશન કાર્ય ભારતીય જ્ઞાનપીઠ, કાશીથી શરૂ થઈ ગયું છે. અને પહેલો ભાગ (પ્રકૃતિબંધાધિકાર ) પ્રકાશિત પણ થઈ ચૂકયો છે. આ બધા મૂલ ગ્રંથો પ્રાકૃત ભાષામાં છે, જ્યારે ટીકાઓ સંસ્કૃત ભાષામાં છે અને સાથે પ્રાકૃતનું પણ વચમાં વચમાં મિશ્રણ આવ્યા કરે છે.

આ ષટ્ખંડાગમ—ધવલ ગ્રંથના પહેલા ( મુદ્રિત ) ભાગમાં આવતા એક સૂત્રને આશ્રીને **संजद** શબ્દની ચર્ચા ઊભી થઈ છે. વાત એમ છે કે તેમાં ચૌદ ગુણઠાણાંને ગતિ, ઇન્દ્રિય, કાય, યોગ, વેદ, કષાય, જ્ઞાન, સંયમ, દર્શન, લેશ્યા, ભવ્ય, સમ્યક્ત્વ, સંજ્ઞી અને આહાર આ ચૌદ માર્ગણાસ્થાનમાં સત્પ્રરૂપણા, દ્રવ્યપ્રમાણાનુગમ, ક્ષેત્રાનુગમ, સ્પર્શનાનુગમ, કાલાનુગમ, અંતરાનુગમ, ભાવાનુગમ તથા અલ્પબહુત્વાનુગમ–આ આઠ અનુયોગદ્વારથી ઉતાર્યાં છે. તેમાં સત્પ્રરૂપણાનુયોગદ્વારમાં યોગમાર્ગણાની પ્રરૂપણા કરતાં નારક વગેરે ગતિમાં જીવોને પર્યાપ્ત તથા અપર્યાપ્ત અવસ્થામાં કયાં કયાં ગુણઠાણાં લાભે, એનો વિચાર કરતાં ૭૯થી થી ૧૦૦ સુધીનાં ૨૨ સૂત્રો ( પૃ. ૩૧૯ થી ૩૪૦ ) એમાં સૌ પહેલાં ૧૫ સૂત્રો આવાં છે

णेरइया मिच्छाइट्ठि–असंजदसम्माइट्ठिट्ठाणे सिया पज्जत्ता सिया अपज्जत्ता ॥७९॥ सासणसम्माइट्ठि–सम्मामिच्छाइट्ठिट्ठाणे णियमा पज्जत्ता ॥८०॥ एवं पढमाए पुढवीए णेरइया ॥८१॥ विदियादि जाव सत्तमाए पुढवीए णेरइया मिच्छाइट्ठिट्ठाणे सिया अपज्जत्ता ॥८२॥ सासणसम्माइट्ठि–सम्मामिच्छाइट्ठि–असंजदसम्माइट्ठिट्ठाणे णियमा पज्जत्ता ॥८३॥ तिरिक्खा मिच्छाइट्ठि–सासणसम्माइट्ठि–असंजदसम्माइट्ठिट्ठाणे सिया पज्जत्ता सिया अपज्जत्ता ॥८४॥ सम्मामिच्छाइट्ठि–संजदासंजदट्ठाणे णियमा पज्जत्ता ॥८५॥ एवं पंचिंदियतिरिक्खा पंचिंदियतिरिक्खपज्जत्ता ॥८६॥ पंचिंदियतिरिक्खजोणिणीसु मिच्छाइट्ठि–सासणसम्माइट्ठिट्ठाणे सिया पज्जत्तियाओ सिया अपज्जत्तियाओ ॥८७॥ सम्मामिच्छाइट्ठि–असंजदसम्माइट्ठि–संजदासंजदट्ठाणे णियमा पज्जत्तियाओ ॥८८॥ मणुस्सा मिच्छाइट्ठि–सासणसम्माइट्ठि–असंजद-

---

૨ વરાડના આ અમરાવતીનું સાચું નામ ઉમરાવતી હતું, એ વાત આ માસિકના ૧૫–૩–૫૦ના અંકમાં હું ( પૃ. ૧૪૮માં ) જણાવી ગયો છું. પ્રાચીન અમરાવતી તો મદ્રાસ–પ્રદેશના ગંતૂર જિલ્લામાં સત્તનપલ્લી તાલુકામાં ૧૬।૩૪ ઉત્તર અક્ષાંશ અને ૮૦।૨૨ પૂર્વ રેખાંશ ઉપર છે.

सम्माइट्ठिट्ठाणे सिया पज्जत्ता सिया अपज्जत्ता ॥८९॥ सम्मामिच्छाइट्ठि–संजदासंजदट्ठाणे णियमा पज्जत्ता ॥९०॥ एवं मणुस्सपज्जत्ता ॥९१॥ मणुसिणीसु मिच्छाइट्ठि–सासणसम्माइट्ठिट्ठाणे सिया पज्जत्तियाओ सिया अपज्जत्तियाओ ॥९२॥ सम्मामिच्छाइट्ठि–असंजदसम्माइट्ठि संजदासंजद–संजदट्ठाणे णियमा पज्जत्तियाओ ॥९३॥ [ षट्खंडागम (धवल सिद्धांत-शास्त्र) पृ० ३१९–३३२ ]

આ પછીનાં સૂત્રો દેવ અને દેવીઓના સંબંધમાં છે. આ સૂત્રો જોતાં સ્પષ્ટ જણાશે કે આ સૂત્રોમાં પહેલાં નારક, પછી તિર્યંચ, પછી તિર્યંચસ્ત્રીઓ, ત્યારબાદ મનુષ્યો અને તે પછી માનુષી (મનુષ્યસ્ત્રી) પર્યાપ્ત તથા અપર્યાપ્ત અવસ્થામાં કયાં કયાં ગુણઠાણે હોઈ શકે એનો વિચાર કરેલો છે. આમાં ૯૨મા સૂત્રનો અર્થ એવો છે કે, "મનુષ્યસ્ત્રીઓ મિથ્યાદૃષ્ટિ (૧લા) તથા સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ (બીજા) ગુણસ્થાનમાં પર્યાપ્ત પણ હોઈ શકે છે અને અપર્યાપ્ત પણ હોઈ શકે છે." આ વાત દિગંબર તેમજ શ્વેતાંબર બંનેને માન્ય છે. ૯૩મા સૂત્રનો એવો અર્થ છે કે "સમ્યગ્મિથ્યાદૃષ્ટિ (ત્રીજા), અસંયતસમ્યગ્દૃષ્ટિ (ચોથા), સંયતાસંયત (પાંચમા) તથા સંયત (૬ ઠાથી ૧૪ સુધીના તમામ) ગુણઠાણાંઓમાં મનુષ્યસ્ત્રીઓ નિયમાત્ પર્યાપ્ત જ હોય છે." બધો ઊહાપોહ આ ૯૩મા સૂત્ર ઉપર ચાલે છે. કારણ કે જો મનુષ્યસ્ત્રીને સંયત ગુણઠાણાં માનવામાં આવે તો સ્ત્રીઓને ચારિત્ર તેમ જ ઉત્કૃષ્ટ ચારિત્રને યોગે મુક્તિ બંને માનવાં જોઈએ અને દિગંબરપરંપરા તો સ્ત્રીચારિત્ર અને સ્ત્રીમુક્તિ બંનેનો વિરોધ કરનારી છે વસ્ત્ર હોય તો પરિગ્રહ ગણાય એટલે ચારિત્ર ઘટી શકે નહીં, અને સ્ત્રીઓ વસ્ત્ર વિના રહી શકે નહીં. માટે સ્ત્રીને ચારિત્ર પણ નથી અને મુક્તિ પણ નથી. માટે ૯૩મા સૂત્રમાંનો **संयत** શબ્દ કાઢી નાખવામાં આવે તો જ દિગંબર માન્યતા બચી શકે અને જીવી શકે. નહીંતર દિગંબર સંપ્રદાયના મૂળમાં જ આઘાત લાગે–આ છે પરંપરાને યેન કેન પ્રકારેણ પકડી રાખનારા દિગંબરોની માન્યતા.

પરંતુ આ પહેલાં એક ઘટના બની ગઈ તે જાણવા જેવી છે. પ્રોફેસર હીરાલાલજીએ જ્યારે ધવલગ્રંથનું સંપાદન શરૂ કર્યું ત્યારે આરા, સહરાનપુર વગેરે જે સ્થાનની પ્રતિઓ તેમની પાસે હાજર હતી તે બધામાં ૯૩મા સૂત્રની અંદર **संजद** શબ્દ ન હતો. **संजद** શબ્દ વિનાનું માત્ર આવું જ સૂત્ર બધામાં લખેલું હતું.

**सम्मामिच्छाइट्ठि—असजदासम्माइट्ठि—संजदसंजदट्ठाणे णियमा पज्जत्तियाओ** ॥९३॥ **अर्थात्**—"સમ્યગ્મિથ્યાદૃષ્ટિ (ત્રીજા), અસંયતસમ્યગ્દૃષ્ટિ (ચોથા), તથા સંયતાસંયત (પાંચમા) ગુણઠાણે મનુષ્ય સ્ત્રીઓ નિયમાત્ પર્યાપ્ત હોય છે."

આ અર્થમાં દિગંબરોને કશો વાંધો હતો જ નહીં પણ આ સૂત્રની ટીકા એમ સ્પષ્ટ કહી આપતી હતી કે **संजदासंजद** શબ્દ પછી **संजद** શબ્દ મૂળમાં અવશ્ય હોવો જ જોઈએ. આથી પ્રોફેસર હીરાલાલજીએ ટિપ્પણમાં લખ્યું કે '**संजद** શબ્દ ઉમેરવાની જરૂર છે.' (**अत्र 'संजद' इति पाठशेषः प्रतिभाति**) અને હીંદી ભાષાંતરમાં **संजद**

શબ્દ ઉમેરીને જ સૂત્રનો અર્થ કર્યો. જે ટીકાને આધારે પ્રો. હીરાલાલજીએ संजद શબ્દ અનિવાર્ય માનીને ઉમેર્યો તે ૯૩મા સૂત્રનો ટીકાપાઠ આ જાતનો છે—

हुण्डावसर्पिण्यां स्त्रीषु सम्यग्दृष्टयः—किं न उत्पद्यन्ते? इति चेत्; न उत्पद्यन्ते। कुतोऽवसीयते? अस्मादेव आर्षात्। अस्मादेव आर्षाद् द्रव्यस्त्रीणां निर्वृत्तिः सिद्ध्येदिति चेत्; न, सवासस्त्वादप्रत्याख्यानगुणस्थितानां संयमानुपपत्तेः। भावसंयमस्तासां सवाससामप्यविरुद्ध इति चेत्; न तासां भावसंयमोऽस्ति, भावासंयमाविनाभाविवस्त्राद्युपादानान्यथानुपपत्तेः। कथं पुनस्तासु चतुर्दश गुणस्थानानि? इति चेत्, न, भावस्त्रीविशिष्टमनुष्यगतौ तत्सत्त्वाविरोधात्। भाववेदो बादरकषायाद् नोपर्यस्तीति न तत्र चतुर्दशगुणस्थानानां सम्भव इति चेत्; न, अत्र वेदस्य प्राधान्याभावात्। गतिस्तु प्रधाना, न साऽऽराद् विनश्यति। वेदविशेषणायां गतौ न तानि सम्भवन्तीति चेत्, न, विनष्टेऽपि विशेषणे उपचारेण तद्व्यपदेशमादधानमनुष्यगतौ तत्सत्त्वाविरोधात् ॥

આ ટીકામાં રહેલી આખી ચર્ચા સૂત્રના संयत શબ્દ ઉપર જ કરવામાં આવી છે. જો સૂત્રમાં સંયત શબ્દ ન હોય તો આ ટીકામાંનાં શંકા અને સમાધાન ઘટી શકતાં જ નથી. ટીકામાં આ જાતનાં શંકા-સમાધાન છે—

શંકા—આ સૂત્રપ્રમાણથી જ દ્રવ્યસ્ત્રીઓને મોક્ષ સિદ્ધ થઈ જશે.

સમાધાન—ના, સ્ત્રીઓ વસ્ત્રધારી હોવાથી તેમને સંયમ હોઈ શકતો જ નથી.

શંકા—તો પછી ચૌદ ગુણઠાણાં સ્ત્રીઓને શી રીતે ?

સમાધાન—ભાવસ્ત્રીવિશિષ્ટમનુષ્યગતિમાં—જે પુરુષોને સ્ત્રીવેદનો ઉદય થયો હોય તેમને ભાવસ્ત્રી માનીને તેવા પુરુષોને આશ્રીને—ચૌદ ગુણઠાણાં હોવામાં વાંધો નથી. અર્થાત્ સ્ત્રીશબ્દથી સ્ત્રીલિંગધારી ન લેતાં સ્ત્રીવેદોદયવાળા પુરુષો જ લેવાના છે.

વિક્રમની નવમી સદીમાં થયેલા દિગંબર ટીકાકાર વીરસેન આચાર્યે સૂત્રનાં પદોને જેમ તેમ ખેંચી તાણીને બેસાડવા માટે પ્રયત્ન કર્યો છે, એ તો આખી સંસ્કૃત ટીકાન્તર્ગત ચર્ચા વાંચતાં સ્પષ્ટ જાણી શકાય છે. પરંતુ એનાથી એટલું તો અવશ્ય સિદ્ધ થાય છે કે સૂત્રમાં संजद (संयत) શબ્દ અવશ્ય હોવો જ જોઈએ. જો संयत શબ્દ ન હોય તો "આ સૂત્રપ્રમાણથી દ્રવ્યસ્ત્રીઓ (સ્ત્રીલિંગી)ને મોક્ષ સિદ્ધ થઈ જશે" વગેરે ટીકાકારે કરેલાં સમાધાનોને ઉપસ્થિત થવાનો અવકાશ જ પ્રાપ્ત થતો નથી, જો संजद શબ્દ વધારે ન હોય તો ૮૮મા નંબરના તિર્યંચસ્ત્રીઓના સૂત્રમાં અને ૯૩મા નંબરના મનુષ્યસ્ત્રીઓના સૂત્રપાઠમાં કશો જ ફરક પડતો નથી. તિર્યંચસ્ત્રી અને મનુષ્યસ્ત્રી બન્ને એક કોટિની જ થઈને ઊભી રહે અને એમ હોય તો ટીકાકારે તિર્યંચસ્ત્રી સંબંધી ૮૮મા સૂત્રમાં કેમ તિર્યંચસ્ત્રીઓને મોક્ષસિદ્ધ થઈ જવાની આપત્તિ ઊભી કરીને તેનું સમાધાન નથી કર્યું? એથી નક્કી છે કે ૯૩મા સૂત્રમાં संजद શબ્દ હોવો જ જોઈએ. તેથી પ્રોફેસર હીરા-

લાલજીએ આરા વગેરેની પ્રતિમાં મળતા **सम्मामिच्छाइट्ठि—असंजदसम्माइट्ठि—संजदासंजदट्ठाणे णियमा पज्जत्तियाओ ॥९३॥** આ પાઠમાં **संजद** શબ્દનો ઉમેરો કરીને **सम्मामिच्छाइट्ठि-असंजदासम्माइट्ठि-संजदासंजद-संजदट्ठाणे णियमा पज्जत्तियाओ ॥९३॥** એવો પાઠ સાચો હોવાની ટિપ્પણમાં સૂચના કરી. આથી દિગંબર સમાજના કટ્ટર વર્ગમાં જબરજસ્ત ખળભળાટ પેદા થયો કે 'પ્રો. હીરાલાલજી દિગંબર જૈન હોવા છતાં પણ દિગંબરસંપ્રદાયનો મૂલોચ્છેદ કરી રહ્યા છે.' એ વિષે ખૂબ લખાણો સામસામાં લખાયાં, પુસ્તિકાઓ પણ પ્રગટ થઇ.

છેવટે શ્રીહીરાલાલજીના પક્ષ તરફથી મુડબદ્રીની જે પ્રતિ ઉપરથી ધવલની પ્રતિલિપિ લખાઈને ગુપ્તપણે બહાર આવી હતી અને તેના ઉપરથી બીજી સાક્ષાત્ યા પરંપરાએ નકલો તૈયાર થઈ હતી તે મૂળ પ્રતિને જ તપાસવાનો નિર્ણય થયો. મુડબદ્રીમાં તાડપત્ર પર લખાયેલી ધવલગ્રંથની બે પ્રતિઓ છે. તેમાં એકમાં આ ૯૩ મા સૂત્રવાળું પાનું જ ગૂમ ગઈ ગયું છે. એટલે એ ખંડિત પ્રતિને આધારે કશો નિર્ણય થઈ શક્યો નહીં. પણ જે બીજી પ્રતિ હતી તે સંપૂર્ણ હતી, અને તેમાં **संजद** શબ્દ પણ નીકળ્યો.[3] એટલે હીરાલાલજીના પક્ષના હર્ષનો કોઈ પાર જ ન રહ્યો. હીરાલાલજીની જે ધારણા હતી તે સર્વથા સાચી ઠરી. આથી વિરોધીઓના હાથ નીચા પડ્યા. તોપણ તેમણે યેન કેન પ્રકારેણ પોતાનો પ્રચાર ચાલુ રાખ્યો. આમાં મોરેના ગામના દિગંબર વિદ્યાલયના પંડિત મક્ખનલાલજી વિરોધીઓમાં અગ્રેસર હતા. તેમણે વર્તમાન દિગંબર પરંપરાના આચાર્ય શ્રી શાંતિસાગરસૂરિ આ વિવાદનો જે ચુકાદો આપે તે સ્વીકારવાની ભાવિક જનતા પાસે વાત રજૂ કરી. ઘણા યે સારા સારા સમજુ માણસો આની વિરુદ્ધમાં હતા કે જે આ૦ શ્રીશાંતિસાગરસૂરિજીને સંસ્કૃત-પ્રાકૃત ભાષાનું જ્ઞાન જ નથી તેમનો ચુકાદો માન્ય શી રીતે રાખી શકાય ? તેમણે શાંતિસાગરજીને કહ્યું પણ ખરું કે 'સાહેબ! આમાં આપે પડવાની જરૂર નથી' પણ આથી વાત થોડી જ અટકવાની હતી ? આ૦ શ્રીશાંતિસાગરજી દિગંબર સંપ્રદાયના અતિશય કટ્ટર પક્ષપાતી છે. એમને જરા પણ ઉદારતા ખપતી નથી. અને શ્વેતાંબર સંપ્રદાય ઉપર ખૂબ સૂગ ધરાવનારા છે.

પૂજ્યપાદ સ્વર્ગવાસી આગમોદ્ધારક આચાર્ય પ્રવર શ્રી ૧૦૦૮ સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે જે સુરતમાં તામ્રપત્ર ઉપર આગમો કોતરાવ્યાં તે જોઈને તે પદ્ધતિએ દિગંબર સંપ્રદાયના ગ્રંથોને તામ્રપત્ર ઉપર કોતરાવવાની દિગંબર સમાજને ઈચ્છા થઈ આવી છે. એટલે કોતરતી વખતે **संजद** શબ્દ રાખવો કે કેમ એ નિર્ણય કર્યા સિવાય છૂટકો જ ન હતો.

ગજપંથા તીર્થમાં મળેલ દિગંબર જૈનવાણી જીર્ણોદ્ધારક સંસ્થાની વાર્ષિક સભામાં આચાર્ય શાંતિસાગરજીએ—માત્ર પોતાનો વાંધો આવે છે તે કારણે—**संजद** શબ્દને

---

૩. આ જોતા એક અનુમાનને અવકાશ છે કે જે દિગંબર પંડિતે મુડબદ્રીની મૂલ કાનડી પ્રતિ ઉપરથી દેવનાગરીમાં પ્રતિલિપિ કરી હતી. તેમણે જ संजद શબ્દથી દિગંબર પરંપરાની સ્ત્રીમુક્તિની માન્યતામાં વિરોધ આવશે એવા ડરથી પ્રતિલિપિ ( નકલ ) કરતાં संजद શબ્દ કાઢી નાખ્યો હોય એ પણ બનવાજોગ છે. કારણ કે આદર્શભૂત મૂલ કાનડી પ્રતિમાં सजद શબ્દ હતો જ.

ધવલસિદ્ધાંત ગ્રંથમાંથી રદ કરવાનું જાહેર કરીને જૈનપરંપરાની એક ઉત્તમોત્તમ પ્રણાલિકાનો વિનાશ કર્યો છે. જૈનપરંપરા સૂત્રમાંનો એક અક્ષર પણ ફેરવવામાં મહાપાપ માને છે. જો પોતાને ન ફાવે તેથી સૌ કોઈ આમ કરવા લાગી જાય તો શાસ્ત્રોનો વિનાશ જ થઈ જાય. પૂર્વાચાર્યોએ દેશકાળને અનુસરીને કેટલાક આચારોમાં ફેરફાર કર્યો છે છતાં શ્વેતાંબર સમાજે ક્યારે ય ગ્રંથોના એક પણ અક્ષરનો ફેરફાર કર્યો નથી આથી તો શ્વેતાંબરોનું જે કહેવું છે કે 'દિગંબરોએ પોતાને વસ્ત્ર અને સ્ત્રીમુક્તિ આદિની વાતો નડતી હોવાથી જ આચારાંગાદિ આગમ ગ્રંથો વિદ્યમાન હોવા છતાં પણ નષ્ટ થઈ ગયાં છે' એમ કહીને—વિદાયગીરી આપી છે, અને તત્ત્વાર્થસૂત્રમાં પણ આવાં જ કારણોથી કેટલાક સૂત્રોમાં ફેરફાર કર્યો છે, એ વાત આજના દિગંબર ભાઈઓની પ્રવૃત્તિ જોતાં સાચી જ ઠરીને ઊભી રહે છે.

सं. २००६, ज्येष्ठशुक्लप्रतिपदा
श्रीभद्रावती पार्श्वनाथतीर्थ,
मु. भांदक (जिल्ला-चांदा, मध्यप्रदेश)

मुनिराज श्रीभुवनविजयान्तेवासी
मुनि जम्बूविजय



## જૈનધર્મ વિષે અભિપ્રાય

કોઈ પણ ધર્મનું સમગ્ર સ્વરૂપ એક જ વ્યક્તિની પ્રતિભામાંથી પ્રગટ થતું નથી પણ મહાન્ વ્યક્તિઓની પ્રતિભા મળીને એનું સ્વરૂપ બંધાય છે, અને તેમાં પણ દેશ, કાળ અને દ્રષ્ટાની બુદ્ધિ તથા સ્વભાવ અનુસાર ધર્મનાં જુદાં જુદાં તત્ત્વો ઉપર વધારે ઓછો ભાર મુકાય છે, પરંતુ આમ એક જ વ્યક્તિની પ્રતિભામાં આવેલો ધર્મ એ જ ધર્મનું સમગ્ર સ્વરૂપ એવો આગ્રહ રાખવો એ સાંકડા મનની અને અયથાર્થ દૃષ્ટિની નિશાની છે. આ ફલિત સિદ્ધાંતના મૂળમાં રહેલું Relativity યાને સાપેક્ષ અનેકાંતવાદનું સત્ય કોઈ પણ ધર્મ વિશેષમાં (એક અમુક ધર્મમાં) ભાર દઈને સમજાવવામાં આવ્યું હોય તો તે જૈનધર્મ છે.

ડૉ. આનંદશંકર ધ્રુવ



# ઇતિહાસના અજવાળે

[૭]

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

જૈનધર્મના ગ્રંથોમાં પ્રથમ તીર્થપતિ શ્રીઋષભદેવના વિહારવર્ણન પ્રસંગમાં તક્ષશિલા એ તેમના બીજા પુત્ર બાહુબલિની રાજધાનીનું રિદ્ધિસિદ્ધિસંપન્ન પાટનગર હતું એવો ઉલ્લેખ સાંપડે છે. વળી ભગવંતના પ્રત્યક્ષ દર્શન ન થઈ શકવાથી બાહુબલિએ તીર્થપતિ જે સ્થાને કાર્યોત્સર્ગ મુદ્રામાં ઊભા હતા અને રેતીમાં પગની રેખાઓ આલેખાઈ હતી તે સ્થાને ધર્મચક્રની સ્થાપના કરી એવો સ્પષ્ટ નિર્દેશ પ્રાપ્ત થાય છે. સમયના વહેણમાં શરૂઆતના આ બીજમાંથી આજની નમાજ પદ્ધતિનાં સર્જન થયાં છે એવું કેટલાક પુરાતત્ત્વ કોવિદોનું મંતવ્ય છે. એના ઊંડાણમાં ન ઊતરતાં એટલું જોવું પર્યાપ્ત છે કે-તક્ષશિલાની પ્રાચીનતાનો સ્વીકાર ઇતિહાસકારોએ મુક્તહૃદયે કર્યો છે. એટલું જ નહીં પણ એને સત્ય ઠરાવતા સંખ્યાબંધ પુરાવા આજે કરાયેલા ખોદકામમાંથી મળી આવ્યા છે. વિન્સેંટ સ્મિથ સાહેબ લખે છે કે—

Taxila, now represented by miles of ruins to the north-west of Rawalpindi, and the south-east of Hasan Abdal, was then cne of the greatest cities of the east, and was famous as the principal seat of Hindu learning in Northern India, to which scholars of all classes floked for instruction, especially in the medical sciences.

ભાવાર્થ-તક્ષશિલાનું વર્તમાન સ્વરૂપ રાવલપીંડીની ઉત્તર-પશ્ચિમ અને હસન અબદાલની દક્ષિણ-પૂર્વમાં પથરાયેલા માઈલોભરના ખંડિયેરમાં સમાય છે. એક કાળે પૂર્વદેશનું અર્થાત્ ભારતનું એ મોટા શહેરમાંનું એક હતું અને ઉત્તર પ્રદેશમાં હિંદુવિદ્યાના પ્રખ્યાત ધામ તરીકે એ ગણાતું. ત્યાં જુદા જુદા પ્રદેશમાંથી દરેક વર્ગમાંથી વિદ્યાર્થીઓ આવતા અને અભ્યાસ કરતા. ત્યાં મુખ્યત્વે વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ અગ્રપદે હતો.

આ સંબંધમાં મિ. કનિંગહામ આદિના હેવાલો પરથી કેટલીક વધુ માહિતી પ્રાપ્ત થાય છે. સંસ્કૃત પ્રાકૃત કિંવા પાલીમાં Takshasila and Takkasila નામો જણાય છે. એના ઉપરથી Taxila નામ ગ્રીકો અને રોમનોએ આપેલું છે. ખંડિયેર જોતાં એ બૌદ્ધધર્મની સંસ્કૃતિને મળતાં આવે છે પણ અભ્યાસ કરતાં જણાયું છે કે બૌદ્ધધર્મના પહેલાંના કાળના પણ કેટલાક ખંડિયેરો છે; એ ઉપરથી ત્યાં ભારતની બૌદ્ધ સંસ્કૃતિ સિવાયની અન્ય સંસ્કૃતિઓ ફાલી હશે. એમ લાગ્યા વિના રહેતું નથી. ચીની મુસાફર

હ્યુએનસંગ હિંદમાં આવ્યો ત્યારે અર્થાત્ ઇસુના સાતમા સૈકામાં અહીં બૌદ્ધ સંસ્કૃતિ લગભગ નષ્ટ થઈ હતી એમ તે પોતાના લખાણમાં નોંધે છે. વિશેષમા કહે છે કે એ કાળે આ સ્થાન કાશ્મીર રાજ્યનું ખંડિયું હતું. બીજી નોંધો કહે છે તે મુજબ તક્ષશિલા શહેર ઇસુ પૂર્વના પ્રથમ સૈકામાં અતિ મહત્ત્વનું શહેર ગણાતું અને સત્રપ ( Liaka ) લીઅકની ત્યાં રાજધાની હતી. જાતક કથાઓમાં તક્ષશિલા વિદ્યાધામ તરીકે વારંવાર નજરે પડે છે. આ બધાનો સાર તારવતાં તક્ષશિલા એ ભારતનું પ્રાચીન અને મહત્ત્વનું શહેર હતું અને મગધના નાલંદા વિદ્યાપીઠની માફક વિદ્યાધામ તરીકે એની ખ્યાતિ દેશોદેશ પ્રસરેલી હતી એ નિઃશંક વાત છે.

ચંદ્રગુપ્ત મૌર્યના સબંધમાં વિચારતા પહેલાં અહીં તક્ષશિલાની વાત વિચારીએ એ સહેતુક છે. એક તો આ લખાણથી બતાવવું છે કે ભારતવર્ષની મુખ્ય બે સંસ્કૃતિઓ— (૧) શ્રમણ અને (૨) બ્રાહ્મણ અને સરલતાથી જાણી શકાય એ કારણે શ્રમણના બે પ્રકારમાં એક જૈનધર્મની અને બીજી બૌદ્ધધર્મની. સમગ્રરીતે એ ત્રણેનો સંબંધ પ્રાચીન સ્થાનો સાથે ઓછાવત્તા પ્રમાણમાં સંકળાયેલો છે. એ જુદા જુદા સ્થાનેથી જે નોંધો ઉપલબ્ધ થાય છે એ પરથી દીવા જેવું ચોક્ખું છે અને શોધખોળ આગળ વધતાં જે પુરાવા હાથ પર ચડે છે એ ઉપરથી સહજપણે સાબિત કરી શકાય તેવું છે. એ ઉપરાંત ચંદ્રગુપ્ત મૌર્યની રાજ્ય સ્થાપનામાં જે વ્યક્તિએ અગ્રભાગ ભજવ્યો છે એ ચાણક્ય મંત્રી આ તક્ષશિલા વિદ્યાપીઠમાં ભણેલો છે. અહીં અધ્યયનમાં સર્વ પ્રકારની વિદ્યાઓને અને કળાઓને સ્થાન હતું એ પણ સમજાય તેવું છે. માત્ર વૈદ્યકશાસ્ત્ર નહોતું. અલબત્ત, અધ્યાત્મ શાસ્ત્ર લઈએ કે વ્યવહારમાં ડગલે પગલે જેની જરૂર પડે છે એ અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર આદિની વાત કરીએ વા રાજનીતિ અને યુદ્ધકળા વિશે વિચારીએ પણ એ બધાની સાથે વૈદ્યકશાસ્ત્રના કાનૂનો અમુક અંશે સંકળાયેલા રહેવાના. કારણ, શરીરને જ્યારે ધર્મસાધનામાં આવશ્યક અંગ ગણવામાં આવ્યું છે ત્યારે સંસારની અન્ય-સિદ્ધિઓમાં એ શરીર સ્વસ્થ–તંદુરસ્ત અને દૃઢ રહે એ સારુ પાળવાના જુદા જુદા નિયમોની વાત જરૂરી લેખાય જ.

એક વધુ વાત જોઈ આગળ વધીએ. ઇતિહાસકારના ઉલ્લેખમાં ' All classes ' શબ્દ વપરાયો છે અને એનો અર્થ એટલો જ કે આ જાતના અધ્યયનમાં વર્ણભેદને સ્થાન નહોતું. ગમે તે વર્ણનો જિજ્ઞાસુ હોય, પણ તે અહીં આવી અધ્યયન કરે એ માટે એને હરેક પ્રકારે છૂટ હતી. વળી બ્રાહ્મણ કહેવા માત્રથી તે વૈદિક મતનો અનુયાયી હોય એમ પણ માનવાનું નથી. જન્મ આશ્રયી 'વર્ણ'નું નામ અપાતું. બાકી ધર્મપાલનમા તો દરેક વ્યકિત સ્વતંત્ર હતી એ કારણે બ્રાહ્મણ વર્ણમાં જન્મેલ વ્યક્તિ જૈનધર્મ આચરતી જોવાય છે અને ક્ષત્રિય વંશ છતા એના ધર્મમાં અને દૈનિક જીવનમાં જુદી જ વાત દૃષ્ટિગોચર થાય છે. તક્ષશિલામાં અધ્યયનકાળે ચણી માતા અને ચણેસર પિતાનો બાળક વિષ્ણુગુપ્ત તરીકે ઓળખાતો. જન્મ નામ ચાનક હતું. આમ છતાં એણે જે રીતે જીવન વીતાવ્યું અને પોતાની શક્તિઓ જે રીતે ફોરવી બતાવી એના ફળરૂપે ' ચાણક્ય ' તરીકે એ મશહૂર થયો.

Patliputra the impirial capital which had been founded in

the fifth century B. C. stood in the tongue of land formed by the Confluscnce of the Son ( સોનનદી ) with the Ganges ( ગંગા ) on the northern bank of the formes and a few miles distant from the later.

The ancient city which lies buried below its modern successor, was like it, a long, narrow parallelogram, measuring about nine miles in length and a mile and a half in breadth. It was difended by a massive timber palisade pierced by sixty four gates, crowned by five hundred and seventy towers, and protected externally by a broad and deep moat, filled from the waters of the Son. ( સોન સરિતા )

ઇતિહાસકાર ઉપરના ફકરામાં ઇસુ પૂર્વેના પાંચમા સેકામાં પાટલીપુત્રનો વિસ્તાર વર્ણવે છે અને પછી આ પ્રાચીન શહેર મૂળ ક્યાં હતું એની લંબાઈ–પહોળાઈ કેટલી હતી અને એને કેટલા દરવાજા હતા તેમજ લડાઈના એ કાળમાં એની મજબૂતી કેવા પ્રકારની હતી તે દર્શાવે છે. એથી આગળ વધતાં મહેલ, દરબાર આદિનાં વર્ણન કરતા ફકરાઓ છે. એ અંગેનું લંબાણ ન કરતાં જે એક વાત આંખે ચડે છે તે એ છે કે–આ નગરની સ્થાપના અશોકશ્રીના પુત્ર ઉદાયીના હાથે થયેલી છે અને એ પછી ત્યાં નંદ-વંશના રાજાઓએ રાજ્ય કર્યું છે. બાંધણીમાં સાગના લાકડાં જ મોટા ભાગે વપરાયાં હતાં એવી નોંધ પ્રાપ્ત થાય છે, જે રાજગૃહ–મગધનું ભગવંત મહાવીરદેવના સમયનું પાટનગર લાકડાંના મકાનોવાળું હતું અને એક વાર ત્યાં મોટી આગ લાગી હતી એવું જૈન સાહિત્યમાં વર્ણન આવે છે તેને મળતું હોઈ, પાટલીપુત્રમાં પણ એનું અનુકરણ થયેલું છે એમ પુરવાર કરે છે. વિશેષમાં આ જાતની સંપત્તિ જમાવવામાં જૈનધર્મી રાજાઓએ જે ભાગ ભજવ્યો છે અને પ્રધાનપદ ભોગવતા શકડાલ જેવા પ્રજ્ઞાસંપન્ન રાજકાર્ય નિષ્ણાતોએ જે દીર્ઘદૃષ્ટિથી કામ લીધું છે એના પણ સુતરાં દર્શન થાય છે. વૈદિક ગ્રંથો અને પુરાણો નંદરાજાઓ તેમજ ચંદ્રગુપ્ત મૌર્ય તરફ જે ઉપેક્ષાવૃત્તિ દાખવે છે અને જે ઉલ્લેખો કરે છે એ ઉપરથી પણ તેઓ જૈનધર્મના અનુયાયી હતા એ સાબિત થાય છે. ઇતિહાસના અંકોડા મેળવતાં દીવા જેવું જણાય છે કે છેલ્લો નંદ વહેમી અને લોભી હતો. એણે શકડાલ જેવા બુદ્ધિશાળી મંત્રીની સહાય ગુમાવી અને પોતાની જાતે પોતાનો નાશ નોતર્યો. મૌર્યવંશના આદ્ય સ્થાપક ચંદ્રગુપ્ત માટે જૈન, બૌદ્ધ અને વૈદિક ગ્રંથોમાં ભિન્ન ભિન્ન ઉલ્લેખો છે. ઇતિહાસકાર એ સર્વનું તારણ કરી જે સાર તારવે છે એ બતાવે છે કે તે ઊંચા ખમીરનો અને પરાક્રમશાળી રાજા હતો. એમાં જૈનધર્મી ચાણક્ય જેવા દક્ષ સલાહકારનો સાથ મળ્યો. એ વાસુદેવ, બળદેવ જેવી જોડલીએ પ્રજામાં છેલ્લા નંદ રાજવી સામે જે પ્રકોપ જન્મ્યો હતો તે દામાવ્યો અને મૌર્યવંશના રાજ્યનો પાયો એવી રીતે નાખ્યો કે જેની નોંધ ઇતિહાસકારોને સુવર્ણાક્ષરે લેવી પડી. એલેક્ઝાંડરની સવારીથી હિંદમાં જે કંઈ ખાનાખરાબી થઈ હતી અને પ્રજામાં કંઈક

નિરાશા ઉદ્દભવી હતી તે ઉપરોક્ત જોડલીએ સ્વપરાક્રમથી ભૂસી નાંખી. આ રહ્યા સ્મિથ સાહેબના શબ્દો—

No Indian author, Hindu, Buddhist or Jain makes even the the faintest allusion to Alexander or lies deeds.

ચાણકય મંત્રી જૈનધર્મી હતા એટલે રાજવી ચંદ્રગુપ્ત પર એના આચરણની છાયા પડે જ. દરમિયાન દેશમાં મોટા દુકાળ પડ્યો એ વેળા રાજવીના રસવતી ગૃહમાંથી બે સાધુઓ મંત્ર શક્તિથી આહાર કરી જતાં તે વાત ચાણકયનાં જાણવામાં આવી અને ત્યાર પછી જૈનધર્મમાં જેમનું સ્થાન અજોડ છે એવા ચૌદપૂર્વી આચાર્ય મહારાજ શ્રીભદ્રબાહુસ્વામીનાં પ્રજાકલ્યાણ અર્થેના સલાહ સૂચનો આ યુગલને મળતાં રહ્યાં. રાજવીનો પરિચય ગુરુદેવ સાથે વધતો જ ગયો. એથી જૈનધર્મના ઉમદા સંસ્કાર રાજવીના કુટુંબ પર્યંત પહોંચ્યા. દિગંબર ગ્રંથોની નોંધ અનુસાર ચંદ્રગુપ્ત મૌર્યે પોતાનો અંતિમકાળ ગુરુદેવ ભદ્રબાહુના સહવાસમાં દક્ષિણમાં ગાળ્યો. ચંદ્રગિરિ ટેકરી પરનું સ્થાપત્ય એની સાક્ષીરૂપ છે. પોતાની પાટે સ્થૂલભદ્રજીને સ્થાપી શ્રીભદ્રબાહુસ્વામી દક્ષિણ તરફ વિચર્યા અને ત્યાં કાળધર્મ પામ્યા એવી નોંધ શ્વેતાંબર ગ્રંથોમાં મળે છે.

મિ. વિન્સેન્ટ આ બધી બાબત નોંધતા નથી પણ બીજા અંગ્રેજ લેખકોએ અને ભારતના પુરાતત્ત્વ નિષ્ણાતોએ એ હકીકત જુદી જુદી રીતે કહી છે એટલે એમાં શંકા ધરવાપણું નથી. બાકી નિમ્ન નોંધ ચંદ્રગુપ્તની શક્તિમત્તાના સબળ પુરાવારૂપ છે.

Chandragupta ascended the throne at an early age......In this brief space of life he did much. The expulsion of the Macedonian garrisons, the decisive repulse of Selukos the Conqueror, the subjugation of at least all Northern India from sea to sea the formation of a gigantic army, and the thorough organization of the civil government of a vast empire were no mean achievements.

[ અપૂર્ણ ]



# દુમ્મુણિય ચરિઅ યાને દુમુણિચરિઅ (ય)

[ દ્વિમુનિચરિત ]

લેખક : પ્રો. **હીરાલાલ ર. કાપડિયા** એમ. એ.

**અ**ત્યાર સુધીમાં જેટલા ગ્રન્થો રચાયા છે એમાંથી આપણે કેટલાયે ગ્રન્થો વિષે અજ્ઞાત છીએ. આપણા ભંડારોમાંની હાથપોથીઓનાં સમીક્ષાત્મક અને વર્ણનાત્મક સૂચીપત્રો તૈયાર થાય તોપણ જે જે ગ્રંથોની હાથપોથી ભાગ્યે જ વિદ્યમાન હોય તેની માહિતી તો ઉપલબ્ધ સાહિત્યના વિશિષ્ટ અભ્યાસથી જ મળે ને? પ્રસ્તુતમાં આવા એક ગ્રંથ વિષે હું અહીં લઘુ લેખ લખું છું.

૯૮ ગાથાની[1] **ધમ્મોવએસમાલા** ઉપર જયસિંહસૂરિએ વિ. સં. ૯૧૫માં મુખ્યતયા પાઈયમાં—[2]જઈણ મરહટ્ઠીમાં વિવરણ રચ્યું છે અને એમાં અનેક કથાઓ આપી છે. આ વિવરણ મૂળ સહિત ગયે વર્ષે સિંઘી જૈન ગ્રન્થમાલામાં છપાયું છે. આ આવૃત્તિનાં પૃ. ૧૦૮, ૧૩૨ અને ૧૭૮માં અનુક્રમે **દુમ્મુણિયચરિઅ, અને દુમુણિચરિય-દુમુણિચરિઅ** નો ઉલ્લેખ છે.

એવી રીતે પૃ. ૧૨૮ ને ૧૫૧માં **દ્વિમુનિચરિત** એ નામનો ઉલ્લેખ છે. પાઈય કથાઓ જે વિવરણમાં છે તેમાં પાઈય નામ અને સંસ્કૃત કથાઓમાં સંસ્કૃત નામ છે, અને આમ નામ હોય તે સ્વાભાવિક છે.

આ વિચારતાં આ તમામ ઉલ્લેખો એક જ કૃતિને અંગે હોવાનું જણાય છે. આ કૃતિ પ્રાકૃતમાં છે એમ એની પ્રસ્તાવના (પૃ. ૬) માં પં. લાલચન્દ્રે કહ્યું છે, પણ એ માટે કોઈ આધાર સૂચવ્યો નથી.[3]

પ્રસ્તુત કૃતિની જે ભિન્ન ભિન્ન સ્થળે વિવરણમાં ભલામણ કરાઈ છે તે ઉપરથી આ કૃતિના વિષયની ઝાંખી થઈ શકે છે. દા. ત. એમાં આર્યરક્ષિતસૂરિનું સવિસ્તર આખ્યાનક છે (પૃ. ૧૦૮). વિશેષમાં એમાં આર્ય વજ્રનું વિસ્તારથી આખ્યાનક (પૃ. ૧૨૮), **નાગિલ-કથા** વિસ્તૃતપણે (પૃ. ૧૩૨) તેમજ ધૂર્ત-પુષ્યમિત્રનું અને **વસ્ત્ર-પુષ્યમિત્રનું** (પૃ. ૧૫૧) પણ છે. આ ઉપરાંત પરિગ્રહ એટલે શું એ બાબતના દિગંબરીય મંતવ્યની ચર્ચા છે (પૃ. ૧૭૮).

અહીં જે ઉલ્લેખો છે તેમાં કોઈ પણ સ્થળે આ કૃતિના કર્તાનું નામ નથી એટલે એવી સંભાવના થઈ શકે કે એના કર્તા જયસિંહસૂરિ જ હશે.

**જિનરત્નકોશ**માં આ કૃતિની નોંધ જણાતી નથી, તેમ છતાં આ કૃતિ કોઈક ભંડારમાં હોય તો ના નહિ. આ કૃતિની પ્રાચીનતા અને મહત્તા જોતાં એ માટે યોગ્ય તપાસ થવી ઘટે. આશા છે કે સાહિત્યરસિકો આ કાર્ય હાથ ધરશે.

---

૧ કોઈ હાથપોથીમાં બે-ચાર ગાથા વધારે પણ જોવાય છે.

૨. અટવીનું વર્ણન કરતાં વિવરણમાં આ ભાષાને અંગે કામિની અને અટવીના પક્ષમાં પણ ચરિતાર્થ થનારાં વિશેષણો વપરાયાં છે.

"सललियपयसंचारा पयडियमयणा सुवण्णरयणेल्ला ।
मरहट्ठयभासा कामिणी य अडवी य रेहंति ॥"—પૃ. ૪

૩. આ સબંધમાં એમને પૂછાવતાં એઓ કહે છે કે "પ્રાકૃત કથાઓમાં **દુમુણિચરિઅ** તરીકેનો નિર્દેશ જોતાં મારી આ માન્યતા થયેલી છે. વિવરણકારનું વલણ પ્રાકૃત ભાષા તરફ જોતાં પણ તેવું અનુમાન થાય છે."



# પ્રશ્નોત્તર—કિરણાવલી

પ્રયોજકઃ પૂજ્ય આચાર્ય શ્રીવિજયપદ્મસૂરિજી

[ ક્રમાંકઃ ૧૭૪ થી ચાલુ ]

**૪૩ પ્રશ્ન**—પહેલા સીમંધરસ્વામી તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કેવા પ્રકારની છે?

**ઉત્તર**—૧. જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં થયા. ૨. આઠમી પુષ્કલાવતી વિજયમાં વિચરે છે. ૩ પુંડરગિણી નગરીમાં જન્મ્યા. ૪ પિતાનું નામ–શ્રેયાંસ રાજા. ૫ માતાનું નામ સત્યકી રાણી. ૬ ઋષભનું લંછન. ૭ સ્ત્રીનું નામ રુકિમણી રાણી. ૮ શરીરનો વર્ણ સોના જેવો. ૯ શરીરનું પ્રમાણ પાંચસો ધનુષ્ય. ૧૦ આયુષ્યનું પ્રમાણ ચોરાસી લાખ પૂર્વ. ૧૧ તેમાં વીસ લાખ પૂર્વ સુધી કુંવરપણે રહ્યા. ૧૨ ત્રેસઠ લાખ પૂર્વ સુધી રાજ્ય ભોગવ્યું. ૧૩ એક લાખ પૂર્વ સુધીનો ચારિત્રપર્યાય. ૧૪ એકસો ક્રોડ સાધુઓનો પરિવાર, ૧૫ દશ લાખ કેવલી મુનિનો પરિવાર જાણવો. ૧૬ નામ–પહેલા વિહરમાન સીમંધરસ્વામી તીર્થંકર. આ રીતે સીમંધરસ્વામીના માતા પિતા વગેરેની બીના ટૂંકમાં જાણવા. ૪૩

**૪૪ પ્રશ્ન**—બીજા વિહરમાન તીર્થંકર શ્રીયુગંધરસ્વામીના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧ જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ્યા. ૨ નવમી વપ્ર વિજયમાં વિચરે છે. ૩ જન્મભૂમિ વિજયાપુરી નગરી. ૪ પિતાનું નામ સુદૃઢ રાજા. ૫ માતાનું નામ સુતારા રાણી ૬ હાથીનું લંછન. ૭ સ્ત્રીનું નામ પ્રિયમંગલા રાણી. ૮ નામ–શ્રીયુગમંધર સ્વામી. બાકીની બીના તેતાલીસમા પ્રશ્નમાં જણાવેલી સીમંધરસ્વામીની બીના પ્રમાણે જાણવી. એટલે ૧ શરીરનો વર્ણ. ૨ શરીરનું પ્રમાણ. ૩ આયુષ્યનું પ્રમાણ. ૪ કુંવરપણાનો કાળ. ૫ રાજ્યકાળ. ૬ દીક્ષાપર્યાય. ૭ સામાન્ય મુનિનો પરિવાર. ૮ કેવલી મુનિનો પરિવાર. આ આઠે બાબતો વીસે તીર્થંકરોની બાબતમાં સરખે સરખી સમજવી. ૪૪

**૪૫ પ્રશ્ન**—ત્રીજા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧ નામ બાહુસ્વામી તીર્થંકર. ૨ જંબૂદ્વીપના મહાવિદેહમાં થયા. ૩ ચોવીસમી વત્સ વિજયે વિચરે છે. ૪ જન્મભૂમિ સુસિમાપુરી નગરી. ૫ પિતાનું નામ સુગ્રીવ રાજા. ૬ માતાનું નામ વિજયા રાણી. ૭ હરણનું લછન. ૮ સ્ત્રીનું નામ મોહની રાણી. બાકીની બીના પહેલા સીમંધરસ્વામીની માફક જાણવી. ૪૫

**૪૬ પ્રશ્ન**—ચોથા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

ઉત્તર—૧ નામ સુબાહુસ્વામી તીર્થંકર. ૨ જંબૂદ્વીપના મહાવિદેહની. ૩ પચીસમી નલીનાવતી વિજયની. ૪ અયોધ્યા નગરીમાં જન્મ્યા. ૫ પિતાનું નામ નિષધ રાજા. ૬ માતાનું નામ ભૂનંદા રાણી. ૭ વાંદરાનું લંછન. ૮ સ્ત્રીનું નામ કિંપુરિસા રાણી. બાકીની બીના પહેલા તીર્થંકરની માફક જાણવી. ૪૬

૪૭ પ્રશ્ન—પાંચમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

ઉત્તર—૧ નામ સુજાતસ્વામી તીર્થંકર. ૨. પૂર્વ ધાતકીખંડની. ૩ આઠમી પુષ્કલાવતી વિજયની. ૪ પુંડરગિણી નગરીમાં જન્મ્યા. ૫ પિતાનું નામ દેવસેન રાજા. ૬ માતાનું નામ દેવસેના રાણી. ૭ સૂર્યનું લંછન. ૮ સ્ત્રીનું નામ જયસેના રાણી. બાકીની બીના પહેલા સીમંધરસ્વામીની માફક જાણવી. ૪૭

૪૮ પ્રશ્ન— છટ્ઠા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

ઉત્તર—૧ નામ-સ્વયંપ્રભસ્વામી તીર્થંકર. ૨ પૂર્વ ધાતકીખંડની. ૩ નવમી વપ્ર વિજયની. ૪ વિજયાપુરી નગરીમાં જન્મ્યા. ૫ પિતાનું નામ-કીર્તિગજ રાજા. ૬ માતાનું નામ-મંગલા રાણી. ૭ ચંદ્રનું લંછન. ૮ સ્ત્રીનું નામ-પ્રિયસેના રાણી. બાકીની બીના પહેલા સીમંધરસ્વામીની માફક જાણવી. ૪૮

૪૯ પ્રશ્ન— સાતમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

ઉત્તર— ૧ નામ-ઋષભાનન તીર્થંકર. ૨ પૂર્વ ધાતકીખંડની. ૩ ચોવીસમી વત્સ વિજયની. ૪ સુસીમાપુરી નગરીમાં જન્મ્યા. ૫ પિતાનું નામ-કીર્તિધર રાજા. ૬ માતાનું નામ-વીરસેના રાણી. ૭ સિંહનું લંછન. ૮ સ્ત્રીનું નામ જયાવતી રાણી. બાકીની બીના પહેલા સીમંધરસ્વામીની માફક જાણવી. ૪૯

૫૦ પ્રશ્ન— આઠમા વિહરમાન તીર્થંકરની માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

ઉત્તર— ૧ નામ-અનંતવીર્યસ્વામી તીર્થંકર. ૨ પૂર્વ ધાતકીખંડની. ૩ પચીસમી નલીનાવતી વિજયની. ૪ અયોધ્યા નગરીમાં જન્મ્યા. ૫ પિતાનું નામ-મેઘરથ રાજા. ૬ માતાનું નામ-મંગલાવતી રાણી. ૭ હાથીનું લંછન. ૮ સ્ત્રીનું નામ-વિજયાવતી રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી./૫૦

૫૧ પ્રશ્ન— નવમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

ઉત્તર— ૧ નામ-સુરપ્રભ સ્વામી તીર્થંકર. ૨ પશ્ચિમ ધાતકીખંડની. ૩ આઠમી પુષ્કલાવતી વિજયની. ૪ પુંડરગિણી નગરીમાં જન્મ્યા. ૫ પિતાનું નામ-વિજય રાજા. ૬ માતાનું નામ-વિજયા રાણી. ૭ ચંદ્રનું લંછન. ૮ સ્ત્રીનું નામ-નંદસેના રાણી. બાકીની બીના સીમધરસ્વામીની માફક જાણવી. ૫૧

૫૨ પ્રશ્ન— દશમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

ઉત્તર— ૧ નામ-વિશાલપ્રભસ્વામી તીર્થંકર. ૨ પશ્ચિમ ધાતકીખંડની. ૩ નવમી વપ્ર વિજયની. ૪ વિજયાપુરી નગરીમાં જન્મ્યા. ૫ પિતાનું નામ શ્રીનાગ રાજા. ૬ માતાનું નામ-ભદ્રારાણી. ૭ સૂર્યનું લંછન. ૮ સ્ત્રીનું નામ-વિમલા રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૨

# શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનો

## વિ. સં. ૨૦૦૦ થી ૨૦૦૫ સુધીનો

# ૭ વર્ષનો હિસાબ

અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક મુનિસમ્મેલન સંસ્થાપિત શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનો વિ. સં. ૧૯૯૭, ૧૯૯૮ અને ૧૯૯૯નાં ત્રણ વર્ષનો હિસાબ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' ના ૯મા વર્ષના ૭મા અંકમાં—ક્રમાંક ૧૦૩માં—પ્રગટ કરવામાં આવ્યો હતો. ત્યાર પછીનાં વિ સં. ૨૦૦૦થી ૨૦૦૫ સુધીનાં ૭ વર્ષનો હિસાબ અહીં રજુ કરવામાં આવે છે.

આ ૭ વર્ષોની પહેલાંનાં ૩-૪ વર્ષોની જેમ, આ બધાં વર્ષો પણ યુદ્ધ અને યુદ્ધોત્તરકાલીન કારમી મોંઘવારીનાં જ વર્ષો હતાં. તેથી સમિતિના સંચાલનમાં, ખૂબ કરકસર કરવા છતાં, વિશેષ ખર્ચ કરવો પડ્યો છે. આ સાથેના હિસાબ ઉપરથી જોઈ શકાશે કે સમિતિને વાર્ષિક ત્રણ હજાર રૂપિયા જેટલું ખર્ચ ઉઠાવવું પડ્યું છે.

આ સમિતિ અને માસિક એ જૈન સંઘનાં જ અંગો છે; એટલે એને જોઈતી મદદ જૈન સંઘ તરફથી યથાસમય મળતી રહે છે. ગત ૧૫ વર્ષ દરમ્યાન સમિતિ અને માસિકનું કાર્ય આર્થિક રીતે જરા પણ અટકી નથી પડ્યું એ જેટલું સાચું છે, તેની સાથે સાથે, પોતાની આર્થિક મર્યાદાના કારણે, સમિતિને પોતાના કાર્યક્ષેત્રને મર્યાદિત રાખવું પડ્યું છે, ઉપરાંત સમિતિ પાસે કોઈ સ્થાયી ભંડોળ ભેગું થઈ શક્યું નથી, એ પણ એટલું જ સાચું છે. છતાં આ બધાં વર્ષો દરમ્યાન પૂજ્ય શ્રમણસમુદાય સહિત સમસ્ત જૈન સંઘે સમિતિ અને માસિક પ્રત્યે જે મમતા અને પ્રેમ દાખવ્યાં છે તે ઉત્સાહ પ્રેરે તેવાં છે. અમે સમિતિને મદદ કરવાની પ્રેરણા આપનાર પૂજ્ય શ્રમણસમુદાય અને મદદ આપનાર સદ્‌ગૃહસ્થો, સંઘો અને સંસ્થાઓનો આભાર માનીએ છીએ; અને ભવિષ્યમાં પણ તેમનો આવો જ સહકાર અમને મળતો રહે એવી પ્રાર્થના કરીએ છીએ.

આ વર્ષો દરમ્યાન સમિતિની કાર્યવાહક કમીટીના એક આગેવાન સભ્ય અને સમિતિના કાર્યમાં પૂરેપૂરો સહકાર અને પ્રેરણા આપનાર શેઠશ્રી પ્રતાપસિંહ મોહોલાલભાઈના અવસાનથી સમિતિને એક ભારે ખોટ આવી પડી છે.

વિ. સં. ૨૦૦૦ની સાલમાં ક્રમાંક ૧૦૦: 'વિક્રમ વિશેષાંક' તરીકે પ્રગટ કર્યા પછી, અમે આર્થિક મર્યાદાના કારણે, કોઈ પણ વિશેષાંક પ્રગટ કરી શક્યા નથી. આ માટે ઘટતી મદદ મળે તો, આગલા વિશેષાંકોના અનુસંધાનમાં, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય પછીના જૈન ઈતિહાસને રજુ કરતા વિશેષાંકો પ્રગટ કરવાની અમારી ઉમેદ છે. અમારી આ ઉમેદ પાર પાડવાની વિનંતી સાથે અમે અમારું આ નિવેદન પૂરું કરીએ છીએ.

—વ્યવસ્થાપક

# શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનો

## સં. ૨૦૦૦ થી ૨૦૦૫ સુધીનાં છ વર્ષનો આવક–ખર્ચનો હિસાબ

### આવક

જ

૨૦૩૪૩-૪-૯ છ વર્ષ દરમ્યાન થયેલ નીચે મુજબ આવક

- ૧૬૫૪૩–૪–૦ જુદા જુદા સંઘો, સદ્‌ગૃહસ્થો કે સંસ્થાઓ તરફથી મળેલી મદદ ( જુઓ આ સાથેની યાદી ).
- ૩૪૨૪–૮–૦ શ્રી જૈન સત્ય પ્રકાશના લવાજમના તથા જૂના અંકોના.
- ૩૭૫–૮–૯ શેરોના વ્યાજના

૨૦૩૪૩-૪-૯

### ખર્ચ

ઉ

૧૮૦૧૯-૧૧-૯ છ વર્ષ દરમ્યાન થયેલ નીચે મુજબ ખર્ચ

- ૫૪૩૬–૧૨–૦ છપામણી ખ. ખા.
- ૫૩૯૦–૦—૦ પગાર ખ. ખા.
- ૫૧૬૦–૧૩–૦ કાગળ ખ ખા.
- ૯૧૬–૧૨–૦ બાઈન્ડીંગ ખ. ખા.
- ૬૬૫–૯—૩ ટપાલ ખ. ખા.
- ૧૫૨–૧૫–૦ પરચૂરણ ખ. ખા.
- ૧૧૦–૦—૦ વહેંચામણી ખ. ખા.
- ૮૯–૧૫–૦ સ્ટેશનરી ખ. ખા.
- ૪૧–૮—૬ કમીશન ખ. ખા.
- ૨૬–૨—૦ બ્લોકચિત્ર ખ. ખા.
- ૨૫–૦—૦ પુસ્તક ખ. ખા.
- ૪–૫—૦ મુસાફરી ખ. ખા.

૧૮૦૧૯-૧૧-૯

૨૩૨૩-૯-૦ વર્ષ આખરે વધારો, સરવૈયામાં નિભાવ ફં. ખા. જમે.

૨૦૩૪૩-૪-૯

## સંવત ૨૦૦૦ થી ૨૦૦૫ સુધીનાં છ વર્ષનું સરવૈયું

### જ

૫૦૮૨-૧૨-૩ શ્રી નિભાવ ફંડ ખાતે

- ૨૭૫૯–૩–૩ સં. ૧૯૯૯ની સાલ આખર બાકી.
- ૨૩૨૩–૯–૦ સં. ૨૦૦૫ની સાલ આખરના વધારાનો ઉમેરો.

૫૦૮૨-૧૨-૩

### ઉ

૩૯૧૨-૪-૦ મૂડીના રોકાણ ખાતે

- ૧૧૯૬–૦–૦ બેચરદાસ મિલના પ્રેફરન્સ શેરો નંગ ૧૦.
- ૧૧૧૧–૦–૦ ભારત સૂર્યોદય મિલના શેરો નંગ ૧૧.
- ૧૦૪૭–૪–૦ ભરતખંડ ટેકસટાઈલ મિલના પ્રેફરન્સ શેરો નંગ ૨૦
- ૫૫૮–૦–૦ સારંગપુર કોટન મિલના પ્રેફરન્સ શેરો નંગ ૧૧

૩૯૧૨-૪-૦

૧૧૭૦-૮-૩ સં. ૨૦૦૫ની સાલ આખરે રોકડ સીલક

૫૦૮૨-૧૨-૩

## વિ. સં. ૨૦૦૦ થી ૨૦૦૫ સુધીની સાલમાં નિભાવફંડમાં મદદ

# આપનારાની યાદી

૧૩૫૦) શેઠ જમનાભાઈ ભગુભાઈ અમદાવાદ
૬૦૦) ,, ચમનલાલ લાલભાઈ ,,
૫૦૫) જૈન સોસાયટી જૈન સંઘ ,,
૫૦૦) શ્રીગોડીજી જૈન ઉપાશ્રય મુંબઈ
૪૨૯) શેઠ મૂલચંદ બુલાખીદાસ ,,
૪૦૦) શ્રી જૈન વિદ્યાશાળા અમદાવાદ
૩૭૮) શ્રી લાલબાગ જૈન ઉપાશ્રય મુંબઈ
૨૮૦) જૈન સંઘ સમસ્ત મહાસમુંદ
૨૫૩) પાંજરાપોળ જૈન ઉપાશ્રય અમદાવાદ
૨૨૨) તપગચ્છ અમર જૈનશાળા ખંભાત
૨૦૯) લુણસાવાડા મોટી પોળ—જૈન ઉપાશ્રય અમદાવાદ
૨૦૧) નાગજી ભુદરની પોળ—જૈન ઉપાશ્રય અમદાવાદ
૨૦૦) તપગચ્છ જૈન સંઘ કલકત્તા
૨૦૦) જૈન પંચ મહાજન રામસેન
૧૫૩) શેઠ રતિલાલ વર્ધમાન વઢવાણ કેમ્પ
૧૫૦) ઉજમફઈની ધર્મશાળા અમદાવાદ
૧૪૫) જૈન સંઘ શિવગંજ
૧૩૩) મારવાડી કમીટિ મસ્કતી મારકીટ અમદાવાદ
૧૩૦) હરજી જૈન જ્ઞાનશાળા જામનગર
૧૨૫) આણંદજી કલ્યાણજી વઢવાણ કેમ્પ
૧૧૬) જૈન તપગચ્છ સંઘ શાંતાક્રૂઝ
૧૦૨) શેઠ મણિલાલ જેઠાલાલ અમદાવાદ
૧૦૨) ,, જીવાભાઈ ચૂનીલાલ કોઠાવાળા ,,
૧૦૨) ,, અરુણચંદ્ર શાંતિલાલ ,,
૧૦૨) જૈન મહાજન ગોધાવી
૧૦૧) વીરનો ઉપાશ્રય અમદાવાદ
૧૦૧) શેઠ ભૈરવદાનજી જુગરાજજી બિકાનેર
૧૦૧) રાવતમલજી ભૈરવદાનજી ,,
૧૦૧) પદ્મા તારાની પેઢી મહુવા
૧૦૦) જૈન સંઘ કોટા
૯૯) શ્રાવિકાનો ઉપાશ્રય મહેસાણા
૮૬) જૈન સંઘ બોરસદ
૮૨) શેઠ પદમચંદજી સંપતલાલજી અમદાવાદ
૭૫) વડવા જૈન સંઘ ભાવનગર
૭૧) જૈન પંચ મહાજન વાપી
૬૬) જૈન સંઘ લુણાવાડા
૬૬) ,, ,, દહેગામ
૬૬) નગીનદાસ હોલ [ મંડપ ] પાટણ
૬૫ાા જૈન સંઘ મોરબી
૬૧) ,, ,, નંદરબાર
૬૦) ,, ,, જાવાલ
૬૦) જૈન મહાજનની પેઢી ઉંઝા
૫૫) શેઠ મોહનલાલ લીલાધર અમદાવાદ
૫૫) ,, મણિલાલ રતનચંદ ,,
૫૫) ,, ભોગીલાલ ચૂનીલાલ ,,
૫૫) જૈન સંઘ નવસારી
૫૩) ,, ,, બોટાદ
૫૧) શેઠ પોપટલાલ ચૂનીલાલ અમદાવાદ
૫૧) ,, પ્રેમચંદ બાલાભાઈ ,,
૫૧) ,, સુરેન્દ્રભાઈ કાલિદાસ ,,
૫૧) ,, વાડીલાલ છગનલાલ ,,
૫૧) ,, શાંતિલાલ વાડીલાલ ,,
૫૧) ,, ફૂલચંદ પરસોત્તમદાસ તંબોલી જામનગર
૫૧) ,, હીરાલાલ મગનલાલ પરીખ અમદાવાદ
૫૧) ,, લાલભાઈ લલ્લુભાઈ પરીખ ,,
૫૧) ,, ભોગીલાલ બુલાખીદાસ ,,
૫૧) ડૉ. નાનાલાલ ભાઈલાલ ,,
૫૧) શેઠ ભગુભાઈ મોહનલાલ ,,
૫૧) ,, બાલુભાઈ છગનલાલ ,,
૫૧) શ્રીમતી ગંગાબેન ઝવેરી ,,
૫૧) વિજયવલ્લભ અભિનંદન—સામાંત બિકાનેર

૫૧) શેઠ પરસોત્તમદાસ ફૂલચંદ મુંબઈ
૫૧) ,, વાડીલાલ સાંકળચંદ અમદાવાદ
૫૧) ,, ચિનુભાઈ ત્રિકમલાલ શ્રોફ ,,
૫૧) ,, ગિરધરલાલ કાલિદાસ ,,
૫૧) ,, સાંકળચંદ જીવણલાલ ,,
૫૧) ,, વાડીલાલ ડાહ્યાભાઈ ,,
૫૧) ,, નાથાલાલ ગુલાબચંદ ,,
૫૧) ,, ફૂલચંદ ભાઈચંદ ,,
૫૧) ,, ચમનલાલ હીરાલાલ ,,
૫૧) ,, શનાલાલ ત્રિકમલાલ ,,
૫૧) ,, ચૂનીલાલ કેશવલાલ ,,
૫૧) ,, ઈશ્વરલાલ શિવલાલ ,,
૫૧) ,, ખોડીદાસ કેવળદાસ ,,
૫૧) ,, જીવણલાલ રણછોડદાસ ,,
૫૧) ,, કચરાભાઈ ચૂનીલાલ ,,
૫૧) ,, સોમચંદ જમનાદાસ ,,
૫૧) ,, મલીચંદ ગિરધરલાલ ,,
૫૧) ,, ડાહ્યાભાઈ તારાચંદ ,,
૫૧) ,, ડાહ્યાભાઈ સાંકળચંદ ,,
૫૧) ,, જોઈતારામ ઉમેદરામ ,,
૫૧) જૈન સંઘ થાણા
૫૧) શેઠ વેલજીભાઈ દેસરભાઈ ,,
૫૧) ,, અજિતભાઈ જયંતીલાલ અમદાવાદ
૫૧) ,, કાંતિલાલ મંગળદાસ ,,
૫૧) ,, કાંતિલાલ પોપટલાલ ,,
૫૧) ,, હરિલાલ રતનચંદ ,,
૫૧) ,, પૂંજાભાઈ મોહનલાલ ,,
૫૧) ,, લાલભાઈ હીરાચંદ ,,
૫૧) ,, અમૃતલાલ ત્રિભોવનદાસ ,,
૫૧) ,, જીવાભાઈ મગનલાલ ,,
૫૧) ,, જસવંતલાલ હાથીભાઈ ,,
૫૧) ,, હીરાચંદ દેવેન્દ્રકુમાર ,,
૫૧) ,, પુખરાજજી અચલદાસજી રોહિડા
૫૧) ,, હરચંદજી ગુલાબચંદજી ,,
૫૧) ,, ધરમચંદજી જોરાવમલજી ,,
૫૧) ,, સરેમલજી ભીમરાજજી ,,

૫૧) શેઠ હજારીમલજી દાનમલજી રોહિડા
૫૧) ,, બહાદુરમલજી અભયરાજજી કોચર બિકાનેર
૫૧) ,, રતનચંદ કરમચંદ અમદાવાદ
૫૧) ,, ખુશાભાઈ વાડીલાલ ,,
૫૧) સાગર જૈન લાયબ્રેરી અગાસી
૫૧) શેઠ જિનદાસજી મગનદાસજી કોચર બિકાનેર
૫૧) ,, જ્ઞાનચંદજી કોચર ,,
૫૧) ,, લાલચંદજી કોઠારી ,,
૫૧) ,, કનૈયાલાલજી ગોલેચ્છા ,,
૫૧) ,, હીરાલાલ સોભાચંદજી ,,
૫૧) ,, આણંદમલજી મંગલચંદજી કોચર ,,
૫૧) જૈન સંઘ ,,
૫૧) પ્રો. એસ. એમ. શાહ અમદાવાદ
૫૧) જૈન સંઘ કરાડ
૫૧) શેઠ રામલાલજી ભંવરલાલજી કોચર બિકાનેર
૫૧) જૈન સંઘ સીનોર
૫૦) ડેલાનો જૈન ઉપાશ્રય અમદાવાદ
૫૦) શેઠ હરગોવિંદાસ રામજી મુંબઈ
૫૦) જૈન સંઘ થરાદ
૫૦) ,, ,, લુધીયાના
૫૦) શ્રીચંદ્રપ્રભ જૈન દેરાસર મુંબઈ
૪૬) જૈન સંઘ કોઠ–ગાંગડ
૪૫) જાની શેરી જૈન ઉપાશ્રય વડોદરા
૪૫) આંબલી પોળ જૈન ઉપાશ્રય અમદાવાદ
૪૪) શેઠ ભોગીલાલ ત્રિકમલાલ-સુતરિયા ,,
૪૪) શેઠ સકરચંદ મણિલાલ ,,
૪૪) ,, ચમનલાલ લાલભાઈ ,,
૪૪) ,, લાલભાઈ હીરાચંદ મુંબઈ
૪૪) ,, જયંતીલાલ મગનલાલ વઢવાણકેંપ
૪૪) જૈન પાઠશાળા ખેરવા
૪૨) જૈન સંઘ દાદર

૪૦) જૈન સંઘ સમૌ
૪૦) શેઠ ભોગીલાલ ચમનલાલ અમદાવાદ
૪૦) જૈન સંઘ મહુધા
૪૦) ગોયાપર વીસા નીમા પંચ ગોધરા
૩૮) શેઠ મગનલાલ દલીચંદ મુંબઈ
૩૬) જૈન સંઘ ચાણસ્મા
૩૫) ,, ,, સીપોર
૩૫) લવારની પોળ જૈન ઉપાશ્રય અમદાવાદ
૩૫) જૈન સંઘ ઝીંઝુવાડા
૩૫) શેઠ ભગુભાઈ રિખવચંદ વીસનગર
૩૩) ,, ડાહ્યાભાઈ રતનચંદ અમદાવાદ
૩૩) ,, મહાસુખલાલ વીરચંદ ગોધરા
૩૩) ,, ચંદુલાલ ચીમનલાલ અમદાવાદ
૩૩) ,, કાંતિલાલ વીરચંદ ,,
૩૩) ,, મણિલાલ વખતચંદ ,,
૩૩) ,, પરસોત્તમદાસ ચીમનલાલ ,,
૩૩) ,, ફૂલચંદ છગનલાલ ,,
૩૩) ,, જેશિંગભાઈ હેમચંદ ,,
૩૩) ,, મોહનલાલ જીવણલાલ બેરિસ્ટર વઢવાણ કેમ્પ
૩૩) ,, છોટાલાલ નરસીદાસ ,,
૩૩) ,, ત્ર્યંબકલાલ છગનલાલ ,,
૩૩) ,, રતિલાલ ભીખાભાઈ મુંબઈ
૩૩) ,, શાંતિલાલ રાયચંદ–અમુલખ વઢવાણ કેમ્પ
૩૩) શેઠ નગીનદાસ ગરબડદાસ છાણી
૩૩) ,, પૂંજાભાઈ દીપચંદ અમદાવાદ
૩૩) ,, કેશવલાલ લલ્લુભાઈ ,,
૩૩) ,, કાલિદાસ ઉમાભાઈ ,,
૩૩) ,, શાંતિલાલ પરસોત્તમદાસ ,,
૩૩) ,, સ્વરૂપચંદ રતનચંદ ,,
૩૩) ડૉ. રતિલાલ મોહનલાલ ,,
૩૩) શેઠ તલસીભાઈ જાદવજી વઢવાણ કેંપ
૩૩) ,, ડાહ્યાભાઈ મલુકચંદ અમદાવાદ
૩૨) ,, ચમનલાલ ખેમચંદ વાવ
૩૧) ,, અંબાલાલ પાનાચંદજીની ધર્મશાળા ખંભાત
૩૧) જૈન સંઘ મહેસાણા
૩૦) ,, ,, વેજલપુર
૩૦) ,, ,, તખતગઢ
૩૦) જૂના મહાજનવાડા જૈનપંચ અમદાવાદ
૨૫) વિજયદેવસૂરસંઘ ડભોઈ
૨૫) જૈન સંઘ રાધનપુર
૨૫) ,, ,, અમલનેર
૨૫) ,, ,, પેટલાદ
૨૫) કાશીપુરા જૈન સંઘ બોરસદ
૨૫) ફોફલિયાવાડ જૈન ઉપાશ્રય પાટણ
૨૫) જૈન સંઘ માબન
૨૫) ,, ,, જુન્નેર
૨૫) ,, ,, વીસનગર
૨૫) ,, ,, હિંમતનગર
૨૫) ,, ,, વલસાડ
૨૫) ,, ,, સોલાપુર
૨૫) ,, ,, માયલા કોટ. વેરાવળ
૨૫) વિજયદેવસૂરિસંઘ જ્ઞાનભંડાર મુંબઈ
૨૫) જૈનસંઘ ઉમેટા
૨૫) દેરાખડકી જૈન ઉપાશ્રય ગોધરા
૨૫) શેઠ ગુલાબચંદ મૂલચંદ ખંભાત
૨૫) વાસુપૂજ્ય જૈન મંદિર પૂના
૨૨) શેઠ કેશવલાલ વીરચંદ અમદાવાદ
૨૨) ,, ચીનુભાઈ જશવંતલાલ ,,
૨૨) ,, ઇશ્વરદાસ મૂલચંદ ,,
૨૨) ,, બબાભાઈ કેશવલાલ ,,
૨૨) ,, પ્રેમચંદ ચૂનીલાલ લહા ,,
૨૨) ,, સોમચંદ મંગળદાસ ,,
૨૨) ,, પ્રતાપભાઈ ભીખાભાઈ વીજાપુર
૨૨) ,, ચંદુલાલ પોપટલાલ અમદાવાદ
૨૨) ,, પોપટલાલ રત્નચંદ ,,
૨૨) ,, સોમાભાઈ હીરાચંદ ,,
૨૨) ,, અંબાલાલ હીરાલાલ વડોદરા
૨૨) ,, રતિલાલ કેશવલાલ અમદાવાદ
૨૨) ,, વીશા ઓશવાલ જૈન સંઘ ખંભાત
૨૧) જૈન સંઘ ઉદયપુર

૨૦) જૈન સંઘ ઉમતા
૨૦) ,, ,, પાદરા
૨૦) ,, ,, સાણંદ
૨૦) જૈન સંઘ રામપુરા-ભંકોડા
૨૦) ,, ,, પાદરલી
૨૦) ,, ,, પ્રાંતીજ
૧૫) શેઠ નવલમલજી ગણેશમલજીમૂથાજોધપુર
૧૫) જૈન સંઘ આગલોડ
૧૫) સાગરગચ્છ કમીટિ સાણંદ
૧૫) જૈન સઘ નરસિંહપુર
૧૫) શેઠ રિખવચંદ મનસુખરામ કડી
૧૫) જૈન મહાજન સરદારપુર
૧૫) જૈન સંઘ સણદરી
૧૫) મહાવીર જૈન મંદિર મુંબઈ
૧૫) જૈન સંઘ સીરપુર
૧૫) શેઠ મીઠાલાલ કલ્યાણચંદની પેઢી કપડવંજ
૧૫) શેઠ છોટાલાલ ભીખાભાઈ મુંબઈ
૧૫) પાયચંદ ગચ્છ જૈન ઉપાશ્રય અમદાવાદ
૧૫) શેઠ કરમચંદ જૈન પૌષધશાળા અંધેરી
૧૫) અર્બુદગિરિરાજ જૈન ઉપાશ્રય ઇંદોર
૧૫) કંકુબાઈ જૈન ધર્મશાળા પાલીતાણા
૧૫) જૈન સાહિત્ય મંદિર પાલીતાણા
૧૫) શેઠ ભોગીલાલ બબલદાસ મહેસાણા
૧૫) જૈન સંઘ કોઠ
૧૫) ,, ,, સાબરમતી
૧૧) શેઠ બચુભાઈ નથ્થુભાઈ અમદાવાદ
૧૧) ,, વિમળભાઈ છગનલાલ અમદાવાદ
૧૧) ,, પરસોત્તમદાસ નાનચંદ રાણપુર
૧૧) ,, પૂંજાલાલ ચૂનીલાલ અમદાવાદ
૧૧) ,, અમૃતલાલ લલ્લુભાઈ ,,
૧૧) ,, પોપટલાલ મોહનલાલ ,,
૧૧) ,, લાલભાઈ ઉમેદચંદ લઠ્ઠા ,,
૩૧) ,, કેશવલાલ ઘેલાભાઈ ,,
૧૧) ,, મોતીલાલ મોહોલાલ ,,
૧૧) ,, લાલભાઈ જેસિંગભાઈ ,,
૧૧) શેઠ ફૂલચંદ ગુલાબચંદ અમદાવાદ
૧૧) ,, કસ્તૂરભાઈ રમણલાલ ,,
૧૧) જૈન સંઘ ધાનેરા
૧૧) ,, ત્રિકમલાલ છોટાલાલ અમદાવાદ
૧૧) જૈન સંઘ ખેરવા
૧૧) શેઠ મગનલાલ ભાઈચંદ અમદાવાદ
૧૧) ,, કેશવલાલ ઉમેદચંદ ,,
૧૧) ,, વાડીલાલ હરચંદ ,,
૧૧) ,, કેશવલાલ ચતુરદાસ ,,
૧૧) ,, જયંતીલાલ મોહનલાલ ,,
૧૧) ,, દોલતરામ ફૂલચંદ ,,
૧૧) ,, કાંતિલાલ મહાસુખરામ ,,
૧૧) ,, વાડીલાલ મયાચંદ ,,
૧૧) ,, અંબાલાલ વરજીવનદાસ ,,
૧૦) ,, ચંદુલાલ ડાહ્યાભાઈ ,,
૧૧) ,, વીરચંદ સાંકળચંદ ,,
૧૧) હરિપુરા જૈન સંઘ સુરત
૧૧) શેઠ સકરચંદ દલસુખરામ અમદાવાદ
૧૧) ,, લક્ષ્મીચંદજી સુચંતી બિહાર-શરીફ
૧૧) જૈન સંઘ માલેગામ
૧૧) શેઠ અમૃતલાલ મોહનલાલ અમદાવાદ
૧૧) ,, ખેમચંદજી નેમચંદજી શેહિડા
૧૧) ,, સાકરચંદ ખુશાલચંદ મુંબઈ
૧૧) ,, કસ્તૂરચંદ સાંકળચંદ મુંબઈ
૧૧) જૈન સંઘ ઇંદોર
૧૧) શેઠ મંગલદાસ ભૂરાભાઇ કપડવંજ
૧૧) ,, શાંતિલાલ મોહનલાલ અમદાવાદ
૧૧) ,, મોકમચંદ પરસોત્તમદાસ ,,
૧૧) ,, જૈન સંઘ લુણાવા
૧૧) ,, આણંદજી કલ્યાણજી ઇડર
૧૧) ,, શાંતિલાલ મનસુખરામ મહેસાણા
૧૧) ,, આણંદજી કલ્યાણજી જોરાવરનગર
૧૧) ,, ટેકચંદ ચમનલાલ અમદાવાદ
૧૧) ,, દોલતરામ હંસરાજજી ,,
૧૧) ,, કસ્તૂરચંદ જેતમલ ,,
૧૧) ,, છગનલાલ વનેચંદ ,,
૧૧) જૈન સંઘ સાઠંબા

૧૧) જૈન લાયબ્રેરી થરા
૧૧) છાપરિયા શેરી જૈન ઉપાશ્રય સુરત
૧૧) શેઠ ભાંખરીયા બ્રધર્સ મહેસાણા
૧૧) ,, ભોગીલાલ સ્વરૂપચંદ મહેસાણા
૧૧) ,, રતિલાલ માણેકલાલ તેલી અમદાવાદ
૧૧) ,, ઠાકોરલાલ જેશિંગભાઇ ,,
૧૧) શ્રીમતી જસુબેન રમણલાલ ,,
૧૧) શેઠ ચમનલાલ વાડીલાલ ,,
૧૧) શ્રીમતી ભનીબેન ધીરજલાલ શ્રોફ ,,
૧૧) શેઠ રતિલાલ ભીખાભાઈ ,,
૧૧) ,, મગનલાલ નરસિંહદાસ ,,
૧૧) શ્રીમતી કમળાબેન નંદુભાઈ ,,
૧૧) શેઠ લાલભાઈ અંબાલાલ ,,
૧૧) ,, સુધાકર મનસુખભાઇ ,,
૧૧) ,, લાલભાઈ ભીખાભાઈ ,,
૧૧) ,, કેશવલાલ વાડીલાલ ,,
૧૧) જૈન સંઘ જાલોર
૧૧) ,, ,, બીજાપુર
૧૧) શેઠ નગીનદાસ મગનલાલ અમદાવાદ
૧૧) જૈન સંઘ પાચોરા
૧૦) જૈન સંઘ ભાભેર
૧૦) ,, ,, ચોટીલા
૧૦) ,, ,, ડુંગરપુર
૧૦) ,, ,, થરા
૧૦) જૈન શ્વેતાંબર સંઘ વાવ
૧૦) શેઠ ભાઈચંદ ત્રિભુવનદાસ વડોદરા
૧૦) જૈન સંઘ વળાદ
૧૦) ,, ,, ડીસા
૧૦) ,, ,, ગંભીરા
૧૦) ,, ,, માણસા
૧૦) ,, ,, લીંચ
૧૦) ઉજમફઈની ધર્મશાળા પાલીતાણા
૧૦) જૈન સંઘ દેરાપ
૧૦) ,, ,, ધોતા
૧૦) ,, ,, રાજગઢ
૧૦) ,, ,, ધાણેરાવ
૧૦) શાહપુર જૈન સંઘ અમદાવાદ
૧૦) જૈન સંઘ બોદાણુ
૧૦) ખુશાલભુવન જૈન ધર્મશાળા પાલીતાણા
૧૦) વીશા શ્રીમાલી જૈન પંચ ડભોઈ
૧૦) જૈન સંઘ મુરબાડ
૧૦) ,, ,, લોદરા
૧૦) ,, ,, કોલવડા
૧૦) ,, ,, આમોદ
૧૦) ,, ,, અગાસી
૧૦) શાંતિનગર જૈન સંઘ અમદાવાદ
૧૦) જૈન સંઘ કડી
૧૦) ,, ,, સાંગલી
૧૦) શાંતિનાથ જૈન પેઢી બીલીમોરા
૧૦) વેજલપુર જૈન સંઘ ભરૂચ
૧૦) બગવાડા પરગણા જૈન સંઘ બગવાડા
૧૦) જૈન સંઘ તળાજા
૧૦) શાંતિભુવન જૈન ઉપાશ્રય જામનગર
૧૦) નવાપરા જૈન સંઘ સુરત
૧૦) ધોલકચંદજી છાજેડ મંદસોર
૧૦) જૈન સંઘ ડભોઈ
૭) જૈન સંઘ સાદડી
૬) ,, ,, લાંઘણજ
પાા એક મુનિરાજના ઉપદેશથી
૫) જૈન સંઘ ટીંબાચૂડી
૫) શેઠ રાયચંદ ગુલાબચંદ અચ્છારી
૫) જૈન સંઘ સોજત
૫) ,, ,, ખીમેલ
૫) શેઠ નાથાલાલ છોટાલાલ કઠોર
૫) જૈન સંઘ ચાણોદ
૫) શેઠ રતનચંદ જયચંદ મુંબઈ
૫) ,, શાંતિલાલ ઓધવજી ,,
૫) ,, ચંદુલાલની કું. ,,
૫) ,, જીવણચંદ નગીનચંદ ,,
૫) ,, નગીનદાસ ફૂલચંદ ,,
૫) ,, છોટાલાલ લખમીચંદ ,,
૫) ,, હીરાચંદ રાયચંદ ,,

૫) શેઠ વ્રજલાલ મગનલાલ મુંબઈ
૫) ,, ગિરધરલાલ જીવણલાલ ,,
૫) ,, હજારીમલ ગુલાબચંદ ,,
૫) જૈન સંઘ સરિયદ
૫) ,, ,, આંતરોલી
૫) શ્રીનમિનાથ જૈન ઉપાશ્રય મુંબઈ
૫) શ્રી ચિંતામણિ પાર્શ્વનાથની પેઢી વીજાપુર
૫) શેઠ નવલચંદ ખીમચંદ મુંબઈ
૫) ,, મૂળજીભાઈ જગજીવનદાસ ,,
૫) ,, વૃદ્ધિલાલ વમળશી ,,
૫) ,, માણેકલાલ કેવળદાસ ,,
૫) ,, સોમચંદ ચૂનીલાલ ,,
૫) , કીર્તિલાલની કું. ,,
૫) ,, કાલાભાઈ કાલિદાસ મહેસાણા
૫) ,, ટોકરશી પ્રેમચંદ છઠીયારા
૫) ,, છગનલાલ ડોસાભાઈ મહેસાણા
૫) જૈન સંઘ રાંધેજા
૫) ,, ,, આંકલાવ
૫) છોટાલાલ માણેકચંદ મુંબઈ
૩) જૈન સંઘ આમગુડા
૨) ,, ,, સાલડી
૨) શેઠ તેજરાજજી કસ્તુરચંદજી જમખંડી
૨) શેઠ કેશવલાલ લલ્લુભાઈ મહેસાણા
૨) ,, માણેકલાલ પૂંજીરામ ,,
૨) ,, કાલિદાસ કચરાભાઈ ,,
૨) , સાંકળચંદ દલછારામ ,,
૨) ,, ચંપકલાલ પ્રભુદાસ ,,
૨) શેઠ રસિકલાલ લહેરચંદ મહેસાણા
૨) ,, મોહનલાલ જગજીવનદાસ ,,
૨) ,, પૂનમચંદ કાનુમલ ,,
૨) ,, મગનલાલ લીલાચંદ ,,
૨) ,, ગોપાળદાસ નાગરદાસ ,,
૨) ,, ચૂનીલાલ મગનલાલ ,,
૨) ,. નાથાલાલ મોહનલાલ ,,
૨) ,, નાનુભાઈ મોકમચંદ ,,
૨) ,, અંબાલાલ સ્વરૂપચંદ ,,
૨) ,, નાથાલાલ કરસનદાસ ,,
૨) ,, ચંદુલાલ ઘેલાભાઈ ,,
૨) ,, ભોગીલાલ અમથાભાઈ ,,
૨) ,, જમનાદાસ પોપટલાલ ,,
૧) ,, કેશવલાલ અભેચંદ મુંબઈ

---

૧૬૫૪૩-૪-૦



## કાર્યવાહક કમીટી

આ હિસાબી વર્ષો દરમ્યાન ૧ સ્વ. શેઠ પ્રતાપસિંહ મોહોલાલભાઈ, ૨ શેઠ સારાભાઈ જેશિંગભાઈ કાળીદાસ (ખજાનચી), ૩ શેઠ ઈશ્વિરદાસ મૂળચંદ, ૪ શેઠ ભોગીલાલ ચુનીલાલ, ૫ શેઠ નકરચંદ મગનલાલ, ૬ શેઠ જેસિંગભાઈ ઉગરચંદ, ૭ શેઠ ચંદુલાલ બુલાખીદાસ અને ૮ જૈન સત્ય પ્રકાશના તંત્રી શેઠ ચીમનલાલ ગોકળદાસ શાહ—એ સદ્દગૃહસ્થોએ સમિતિની વ્યવસ્થાપક કમીટીના સભ્ય તરીકે જે કાર્ય કર્યું છે, તે માટે અમે તેમનો આભાર માનવાની આ તક લઈએ છીએ. —વ્યo



# ગ્રંથ-સ્વીકાર

૧. **પટ્ટાવલી સમુચ્ચયઃ** પુરવણીકાર : મુનિ દર્શનવિજયજી (ત્રિપુટી), **સંપાદક :** મુનિ જ્ઞાનવિજયજી (ત્રિપુટી). શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા. પ્રાપ્તિસ્થાન. શા. ચંદુલાલ લખુભાઈ પરીખ, નાગજી ભૂધરની પોળ, અમદાવાદ. કિંમતઃ રૂ. ૧–૮–૦

૨. **કર્મ ફિલોસોફી અને બીજાં પ્રવચનો :** વ્યાખ્યાતા. આચાર્યદેવ શ્રીવિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ, પ્રકાશક શ્રીઆત્મકમળલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર, દાદર. કિંમતઃ ચાર આના.

૩. **શ્રમણ ભગવાન મહાવીરસ્વામીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર :** વ્યાખ્યાતાઃ મુનિરાજ શ્રીકીર્તિવિજયજી મહારાજ, પ્રકાશક : ઉપર મુજબ, કિંમત : ચાર આના.

૪. **નૂતન ગહૂંલી સંગ્રહ :** રચયિતા : મુનિરાજ શ્રીકીર્તિવિજયજી મહારાજ, પ્રકાશક : ઉપર મુજબ : કિંમત . ચાર આના.

૫ **ભક્તિરસ પ્યાલા યાને વિવિધ વાનગી :** રચયિતા : મુનિરાજ શ્રીકીર્તિવિજયજી મહારાજ, પ્રકાશકઃ ઉપર મુજબ : કિંમત : ચાર આના.

૬. **शान्तिदूत भगवान् महावीर :** ( હિંદી ) સંગ્રહકર્તા અને પ્રકાશક : શ્રીમહાવીર જૈન સભા, માડવલા, બિશ્નનગઢ ( મારવાડ ), અમૂલ્ય.

૭. **अनेकान्त-रस-लहरी :** ( હિંદી ) લેખકઃ શ્રીજુગલકિશોર મુખ્તાર (યુગવીર), પ્રકાશક : વીર સેવા મંદિર, સરસાવા. જિ. સહારાનપુર કિંમત : ચાર આના.

૮. **ક્ષત્રિયકુંડ :** લેખક : મુનિ શ્રીદર્શનવિજયજી ( ત્રિપુટી ), સંપાદકઃ મુનિ શ્રીજ્ઞાનવિજયજી, પ્રકાશક : શ્રીજૈન પ્રાચ્ય વિદ્યાભવન, અમદાવાદ. કિંમતઃ એક રૂપિયો.

મુદ્રક : ગોવિંદલાલ જમશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.




વર્ષ ૧૫ : અંક ૧૦ ] તા. ૧૫-૭-૫૦ : અમદાવાદ [ ક્રમાંક : ૧૭૮

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

## વિષય-દર્શન



# विश्वकोष व शब्दप्रभेदके रचयिता महेश्वर जैनाचार्य थे?

लेखक : श्रीयुत अगरचंदजी नाहटा

सिंघी जैन ग्रन्थमालाके ग्रन्थांक २५में महेश्वरसूरिरचित 'ज्ञानपंचमी कथा' नामक महत्त्वपूर्ण प्राचीन पर्वमहात्म्य ग्रन्थ प्रकाशित हुआ है। उसके संपादक डॉ. अमृतलाल स. गोपाणीने ग्रन्थकार महेश्वरसूरिका समय एवं अन्य रचनादिके निर्णय करनेके प्रसंगसे इसी नामवाले ११ व्यक्तियोका उल्लेख किया है। उनमें नं. ७ में 'शब्दभेदप्रकाश,' नं. ९-१० में 'लिंगभेद नाममाला' व नं. ११ में 'विश्वकोष' शब्दप्रभेदके रचयिता महेश्वरको सूरिविशेषण लगाकार जैनाचार्य होनेका भ्रमजनक उल्लेख किया गया है। उसके अनुकरणमें अन्य सज्जन भी भूल न कर बैठे[1] अतः भ्रान्तपरम्पराको रोकनेके लिये यहां उनके वास्तविक रचयिताके सम्बन्धमें स्पष्टीकरण कर दिया जाता है।

महेश्वरके उपर्युक्त चारों ग्रन्थोंका उल्लेख लींबडी भंडारसूची एवं जैन ग्रन्थावलीके आधारसे किया गया है। इनमेंसे नं. ९-१० वाले दो ग्रन्थ ऐशियाटिक सोसायटीके संग्रहमें व नं. ७-११ लींबडी भंडारमें हैं। जैनग्रन्थावली व लींबडी भंडारसूचीमें इनके रचयिताका नाम महेश्वर या महेश्वरकवि लिखा है। सूरि विशेषण डॉ. गोपाणीने अपनी ओरसे लगाकर उत्पन्न कर दिया है। शब्दप्रभेदके रचयिता महेश्वरके जैनेतर होनेका सूचन मैंने अपने 'जैनेतर ग्रन्थों पर जैन टीकाऐं' लेखमें किया था। पर डॉ. गोपाणीका उस ओर ध्यान नहीं गया। पं. सीताराम जोशी व विश्वनाथ शास्त्रीके संस्कृत साहित्यके संक्षिप्त इतिहासमें उपर्युक्त महेश्वर कविका परिचय देते हुए लिखा है कि—

महेश्वर (ई. ११११)

इनके विरचित विश्वप्रकाश और शब्दप्रभेद कोष हैं। यह श्री ब्रह्मका पुत्र और कृष्णका पौत्र था। इनका जन्म वैद्योंके कुलमें हुआ था। यह स्वयं वैद्यक शास्त्रका भारी

१ मेरे उपर्युक्त कथनका ताजा उदाहरण प्रो. ही. र. कापडियाका महेश्वरनामकसूरिओ नामक लेख है जिसमें गोपाणीकी भूलको दुहराते हुए शब्दप्रभेदादि ४ ग्रन्थोंके रचयिताको जैनाचार्य ४ विभिन्न व्यक्तियोंके रूपमें उल्लेख किया गया है।



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १५ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ. સં. ૨૪૭૬ : ઈ. સ. ૧૯૫૦ | क्रमांक |
| अंक : १० | પ્ર૦ અષાડ વદિ ૦)) : શનિવાર : ૧૫ જુલાઈ | १७८ |


# विसयनिंदाकुलयं।

सम्पादक—पूज्य मुनिराज श्रीकान्तविजयजी

पणमित्तु वीअरायं पंचसर—गइंद—हणण—मयरायं।
वोच्छामि विसयनिंदाकुलयं भविआण कयपुलयं ॥ १ ॥
अवुहजणजणिअराया कडुअविवाया वुहेहिं कयचाया।
मुहमेत्तविहिअहरिसा विसया किंपागफलसरिसा ॥ २ ॥
विसयासत्ता सत्ता पत्ता नरएसु दुक्खघरएसु।
विसहंति वेअणाओ जाओ जाणइ जिणो ताओ ॥ ३ ॥
सरिसवमित्तं सुक्खं जीवा पावंति विसयसंजणिअं।
दुक्खं पुण मेरुमहागिरिंदगरुअं चिअ लहंति ॥ ४ ॥
पुरिसा विसयपसत्ता मइरामत्त व्व इत्थ जिअलोए।
विहवक्खयमवकित्तिं मरणं पि गणंति नो मूढा ॥ ५ ॥
विसया विसं व विसमा विसया वइसानरु व्व दाहकरा।
विसया पिसाय—विसहर—वग्घेहिं समा मरणहेऊ ॥ ६ ॥
अहवा विसाइणो इह मरणकरा हुंति एगजम्मंमि।
विसया उ महापावा अणेगजम्मेसु मारंति ॥ ७ ॥
हरिणो सद्दे सलहो रूवे भसलो अ गंधविसयंमि।
मच्छो रसे गइंदो फासे गिद्धा विणस्संति ॥ ८ ॥
एक्केक्कंमि विसए लुद्धा निहणं गया इमे मुद्धा।
कह पुण पंचसु गिद्धो न मरिस्सइ मयणसरविद्धो ॥ ९ ॥

तह सत्थवाहभज्जा भद्दा भद्दंमि सद्दविसयंमि ।
गिद्धा गिहाउ पडिआ सिणेहनाडिआ गया निहणं ॥ १० ॥
महुरावणिओ रूवे देवीअंगुट्ठदंसणे गिद्धो ।
पब्भुट्ठधम्मकम्मो किलिट्ठकम्मो गओ नरयं ॥ ११ ॥
गंधप्पिओ कुमारो कीलंतो नइजलंमि सेच्छाए ।
विसगंधेहिं निहणिओ सवक्किमायाइ मायाए ॥ १२ ॥
सोदासनामनिवई पावो माणुस्समंसरसलोको ।
इह लोए रज्जाओ सट्ठो अ भवे पणट्ठो अ ॥ १३ ॥
सुकुमालियाइ भत्ता फासिंदिअगिद्धिपरवसो निवई ।
चुक्को रज्जसुहाओ अडवीइ दुहं बहुं पत्तो ॥ १४ ॥
अइचंगो ललिअंगो निवरमणीरमणरइअमणरंगो ।
वसिओ अमेज्झकूवे नरयसरूवे चिरं कालं ॥ १५ ॥
मुक्कलमाणसपसरा किच्चाकिच्चाइकज्जपरिमूढा ।
माइं भइणिं धूअं विसयपसत्ता निसेवंति ॥ १६ ॥
किं वा विसयपरवसा अकज्जासज्जा अईवनिल्लज्जा ।
सिट्ठजणगरहणिज्जं अगम्मगमणाइं न कुणंति ? ॥ १७ ॥
कामंधनिव्विवेआ पावा मारंति भायरं मित्तं ।
पुत्तं भत्तारं पि हु अहो ! दुरंतो विसयसंगो ॥ १८ ॥
जंपंति अलिअवयणं मुसंति लोअं धणस्स लोभेण ।
किं बहुणा सव्वाइं पावाइं कुणंति कामंधा ॥ १९ ॥
संसारभमणकरणा विसया विसए विसेविया पावा ।
दुक्खाइं अविसए पुण इहयं पि हु दिंति णेगाइं ॥ २० ॥
संपइदंसी मुद्धो विसयंविलुद्धो विणस्सए तुरिअं ।
करिदेहमंसगिद्धो व्व वायसो जलहिजलमज्झे ॥ २१ ॥
महुबिंदुसायसरिसे सुतुच्छविसएसु लालसामूढा ।
नाणाविहाइं विसहंति दुक्खलक्खाइं तिक्खाइं ॥ २२ ॥
जह कागिणीइ कज्जे मूढा हारंति रयणकोडिं पि ।
तह विसयसुहे बद्धा मुद्धा हारंति सिवसुक्खं ॥ २३ ॥
सुबहुं पि हु तवचरणं हारइ विसयाभिलासमेत्तेण ।
कंडरिउ व्व विमूढो दुट्ठु अहो ! विसयपरिणामो ॥ २४ ॥

पायं विसया नारीण संगमे हुंति ताण पुण चरिअं ।
न मुणइ देवगुरू वि हु किं पुण पागयनरो मूढो ॥ २५ ॥
अन्नं भणंति अन्नं कुणंति अन्नं मणंमि चिंतंति ।
ही ! विसमसहावाओ महिलाओ जयम्मि पावाओ ॥ २६ ॥
सूरिअकंत व्व पिअं चुलि(ल)णि व्व सुअं हहा! गुणेहि जुअं ।
नारी विसयपसत्ता मारेइ विनेअपरिचत्ता ॥ २७ ॥
सुकुमालिआइआणं नारीणं कित्तिआणि चरिआणि ।
सक्किज्जंति कहेउं विउसेहिं वि वासकोडीहिं ॥ २८ ॥
अंबं वा निंबं वा आसन्नं आरुहंति वल्लीओ ।
सगुणं व निग्गुणं वा आसन्ननरं तहा महिला ॥ २९ ॥
न गणंति गुणं विहवं रूवं विन्नाणनाणसंपत्तिं ।
उवयारिं पि विरत्ता धिरत्थु इत्थीसहावस्स ॥ ३० ॥
बहुकूडकवडभरिआ बुद्धं सुद्धं नरं पयारेइ ।
नारी विरत्तचित्ता पावा तं चेव मारेइ ॥ ३१ ॥
महिलाछलेण जालं विहिणा वित्थारिअं किर विसालं ।
जत्थ निवडंति मूढा तिरिआ मणुआ सुरा असुरा ॥ ३२ ॥
सविआरं रमणीणं दंसणमवि सीलजीविअं हरइ ।
किं पुण पणयपयंपिअपरिचयविस्संभमाईणि ॥ ३३ ॥
चम्मट्ठिमंसनिचए वसरुहिरपुरीसमुत्तभवणंमि ।
छविमेत्तमणहरे नारिविग्गहे रमइ विसयंधो ॥ ३४ ॥
वीभच्छकुच्छणिज्जे लज्जाव(ज)णयंमि असुइदुग्गंधे ।
महिलादेहावयवे किमिउ व्व नरो रइं कुणइ ॥ ३५ ॥
ताण विसयाण सम्मं चिंतिज्जंतं हविज्ज किं रम्मं ।
साहारणा दरिद्दाण साणमाईण जे निच्चं ॥ ३६ ॥
विसयसुहनिप्पिवासा जयंतु मुणिणो दुहाण कयनासा ।
तोडियसिणेहपासा सिद्धिवहुसुक्खबद्धासा ॥ ३७ ॥
उज्झियविसयपसंगं तरुणत्ते कयअणंगभडभंगं ।
जंबूसामिमुणिंदं वंदे उक्खणिअभवकंदं ॥ ३८ ॥
निरवज्जवज्जघडिअं सुदंसणमुणिस्स माणसं मन्ने ।
इत्थीपत्थणघणघायनिविडनडणाहिं नो भिन्नं ॥ ३९ ॥

कंदप्पदप्पदलणस्स महमिह थूलभद्दसामिस्स ।
कोसामणमत्तमहागइंदतिक्खंकुसस्स सया ॥ ४० ॥
सो जयउ वइरसामी सोहग्गनिही अ लीलगयगामी ।
अवगन्निअकुलकन्नो विसएसु परम्मुहो धन्नो ॥ ४१ ॥
इअ पुव्वमुणिवराणं विसयविरत्ताण सुद्धचरिआणि ।
सुमरिज्ज सलाहिज्जा जह कामतिसा उवसमेइ ॥ ४२ ॥
ताण नमो ताण नमो निच्चं चिय पुरिससीहसुहडाणं ।
अद्धच्छिपिच्छिरीओ जाण न हिअए खुडुक्कंति ॥ ४३ ॥
ते च्चिअ पुरिसा धन्ना बालत्तणयंमि गहिअसामन्ना ।
विसयाणं अवगासो जेहिं न दिन्नो दुहावासो ॥ ४४ ॥
मलमलिणजुन्नवत्थो कइआ हं धम्मझाणसुपसत्थो ।
विसएसु निप्पिवासो विहरिस्सं गच्छकयवासो ॥ ४५ ॥
कइआ विसयमहाजरपरमोसहचरणकरणपरिणामो ।
विहरिस्सं विसहंतो बावीसपरीसहे धीरो ॥ ४६ ॥
कइआ हं विसयतिसा-पसमण सुस्समणवयणसिसिरजलं ।
घुंटिस्समेगचित्तो सुसमयखीरोअहिसमुत्थं ॥ ४७ ॥
कइआ तवतणुअंगो विमुक्कसंगो विणिज्जिआणंगो ।
कयमोहसिन्नभंगो होहं सिवसुहविहिअरंगो ॥ ४८ ॥
इअ भावणासुमंतं झायंताणं विसुद्धचित्ताणं ।
न कुणइ कया वि छलणं विसयविसाओ समत्थो वि ॥ ४९ ॥
एअं जे गुणभूरिसूरिवयणं कामग्गिउल्हावणं
धम्मज्झाणवणस्स वुड्ढिकरणं मेहंवुतुल्लं घणं ।
चित्ते हंत धरंति कम्मनियले वेरग्गदंडेण ते,
भंजेऊण निरंतरं वरतरं भुंजंति मुक्खे सुहं ॥ ५० ॥

विसयनिन्दाकुलयं समत्तं[1] ॥

---

૧. નોંધ—આ 'વિષયનિન્દાકુલક' પાટણ સંઘવીના પાડાના તાડપત્રીય ભંડારની (ડાબડાનં. ૨૧૭ પત્ર ૯૧ થી ૯૩) પ્રતિ ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે.



# ભોજકટ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી. જંબૂવિજયજી.

"પ્રદ્યુમ્નપ્રિયા અચંભી રે, આદીશ્વર અલબેલો છે.
ચૌંઆલીશસેં વૈદર્ભી રે, આદીશ્વર અલબેલો છે."

શ્રી. સિદ્ધાચળ તીર્થના મહિમા સંબંધમાં પં. શ્રી વીરવિજયજીએ રચેલી નવાણું પ્રકારની પૂજાની નવમી ઢાળની ચોથી કડીની આ પંક્તિઓથી પૂજા ભણાવતાં આપણે જેનું અનેકશઃ સ્મરણ કરીએ છીએ, જે શત્રુંજયતીર્થ ઉપર ૪૪૦૦ની સાથે મોક્ષમાં ગયાં છે, તથા જે કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નની પત્ની હતાં તે વૈદર્ભીનો જન્મ વિદર્ભદેશની તે સમયની રાજધાની ભોજકટ નગરમાં ભીષ્મકપુત્ર રુકિમ રાજાને ત્યાં થયો હતો. આ ભોજકટને વસાવનાર રુકિમ રાજા પોતે જ હતો. તેણે ભોજકટને શા માટે અને કેવા પ્રસંગોમાં વસાવ્યું, એ સંબંધી વર્ણન આ માસિકના જ તા. ૧૫-૫-૫૦ ના અંકમાં કુંડિનપુરના મારા લેખમાં ૧૬૪મા પાને આપી ગયો છું. પ્રસ્તુત લેખમાં ભોજકટનું વર્તમાન કાળે સાચું સ્થાન ક્યાં છે, તે માટે ક્યાં પ્રમાણો છે તેમજ ભોજકટ નામ શા માટે પાડવામાં આવ્યું વગેરે વગેરે જણાવવા ઈચ્છું છું. તે પહેલાં સૌથી જૂનો એટલે કે ભોજકટની સ્થાપના થયા પછી થોડા વખતે જ પ્રદ્યુમ્નનો રુકિમની પુત્રી સાથે ભોજકટમાં જે લગ્નપ્રસંગ બન્યો હતો તે પણ જાણવાલાયક હોવાથી જણાવું છું. 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' પર્વ ૮ માના ૭મા સર્ગને આધારે તે કથાનક સંક્ષિપ્તમાં નીચે મુજબ છે—

'એક વખત કૃષ્ણની પત્ની રુકિમણીએ પોતાના પુત્ર પ્રદ્યુમ્નનો પોતાના ભાઈ રુકિમની વૈદર્ભી [1]નામની પુત્રી સાથે વિવાહ કરવાનું કહેવા માટે એક માણસને ભોજકટ નગરમાં રુકિમ રાજા પાસે મોકલ્યો. તેણે ત્યાં જઈ રુકિમ રાજાને કહ્યું કે—'રુકિમણીએ કહેવરાવ્યું છે કે મારો (રુકિમણીનો) અને કૃષ્ણનો યોગ દૈવવશાત્ જ થયો છે. પણ મારા પ્રદ્યુમ્ન અને તમારી પુત્રી વૈદર્ભીનો યોગ તો તમારા હાથે જ થાઓ. અર્થાત્ તમે તમારી સ્વખુશીથી જ પ્રદ્યુમ્નને તમારી પુત્રી આપો.' રુકિમ આ વચનો સાંભળીને કૃષ્ણ સાથેનું પૂર્વનું વૈર સંભારીને કોપાયમાન થઈને બોલ્યો કે, 'મારી પુત્રી કોઈ ચંડાળને આપું તે સારું', પણ કૃષ્ણ વાસુદેવના કુળમાં તો નહીં જ આપું.' દૂતે દ્વારકામાં આવીને રુકિમણીને સર્વ સમાચાર કહ્યા. ભાઈએ કરેલા અપમાનથી ખિન્ન થયેલી 'રુકિમણીને પ્રદ્યુમ્ને પૂછ્યું કે, 'માતા ! તું કેમ ખેદ પામી છે?' ત્યારે રુકિમણીએ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. પ્રદ્યુમ્ને કહ્યું કે, 'માતા ! તું કંઈ ખેદ કરીશ નહીં. મારો મામો સીધી

---

૧ વૈદર્ભી શબ્દનો અર્થ સામાન્ય રીતે 'વિદર્ભ દેશના રાજાની કન્યા' એટલો અહીં થાય છે. 'વૈદર્ભી' એ સામાન્ય નામ છે. વૈદિકોના ગ્રંથમાં આનું શુભાંગી એવું વિશેષ નામ જણાવેલું છે.

રીતે માને તેવો નથી. તેથી જ મારા પિતાએ પહેલાં તેને યોગ્ય કર્યું હતું. અને હમણાં હું પણ તેની યોગ્યતા પ્રમાણે કરીને તેની પુત્રીને પરણી લાવીશ.' આ પ્રમાણે કહીને શાંબને સાથે લઈ ને પ્રદ્યુમ્ન ભોજકટ નગરે આવ્યો. ત્યાં એકે કિંનરનું અને બીજાએ ચાંડાળનું રૂપ ધારણ કર્યું. બંને જણા ખૂબ સુંદર ગાયન કરતા નગરમાં ફરતા હતા. તેમણે નગરના લોકોનું મન એટલું બધું આકર્ષી લીધું કે તેમની ગાયનકળાની કીર્તિ ઠેઠ રાજા સુધી પહોંચી. રાજાએ તેમને બોલાવ્યા, અને પોતાની પુત્રીને ખોળામાં બેસાડીને તેમની પાસે ગાયન કરાવ્યું. રાજા ખૂબ ખુશી થયો અને તેમને ઘણું દ્રવ્ય આપી પૂછ્યું કે, 'તમે ક્યાંથી આવો છો ?' ત્યારે તેમણે કહ્યું કે, 'અમે દ્વારકાથી આવ્યા છીએ.' એટલે વૈદર્ભીએ તરત હર્ષમાં આવીને પૂછ્યું કે 'તમે કૃષ્ણ-રુકિમણીના પુત્ર પ્રદ્યુમ્નકુમારને જાણો છો ?' ત્યારે શાંબે કહ્યું કે, 'કામદેવ સમાન રૂપવાન પ્રદ્યુમ્નકુમારને કોણ ન જાણે ?' આ સાંભળી વૈદર્ભી પ્રદ્યુમ્નને પરણવાની ઈચ્છાવાળી થઈ.

આ વખતે રાજાનો એક મદોન્મત્ત હાથી આલાન સ્તંભને તોડી નાખી છૂટો થઈ ને નગરમાં દોડવા લાગ્યો અને ચારે બાજુ તોફાન મચાવવા લાગ્યો. જ્યારે કોઈનાથી પણ એ વશ ન થયો ત્યારે રાજાએ પડહો વગડાવ્યો કે, 'જે કોઈ આ હાથીને વશ કરશે તેને હું ઇચ્છિત વસ્તુ આપીશ.' કોઈએ પટહ ઝીલવાની હિંમત ન કરી ત્યારે આ પ્રચ્છન્ન શાંબ અને પ્રદ્યુમ્ને પડહાને ઝીલ્યો. સુંદર ગાયનથી તત્કાળ હાથીને સ્તંભિત કરી દીધો અને બંધનસ્થાનમાં લાવીને બાંધી દીધો. રાજાએ હર્ષિત થઈને તેમને કહ્યું કે, 'તમારે જે જોઈએ તે માગી લો.' ત્યારે તેમણે કહ્યું કે, 'અમારે ત્યાં કોઈ રાંધનારી નથી. તેથી રસોઈ કરવા માટે તમારી આ વૈદર્ભીને આપો.' રાજાએ તે બંનેની અયોગ્ય માગણી સાંભળી ગુસ્સે થઈને તેમને નગર બહાર કાઢી મૂક્યા.

પ્રદ્યુમ્ને શાંબને કહ્યું કે, 'માતા રુકિમણી આપણી રાહ જોતી દુઃખી થતી હશે. માટે વૈદર્ભીને પરણવામાં વિલંબ કરવો યુક્ત નથી.' એટલામાં રાત્રિ પડી અને સર્વ લોકો સૂઈ ગયા ત્યારે પ્રદ્યુમ્ન વિદ્યાબળથી વૈદર્ભી જ્યાં સૂતી હતી ત્યાં પહોંચી ગયો અને વૈદર્ભીને કહ્યું કે, 'રુકિમણીએ જેના માટે તમારી માગણી કરી હતી તે હું પ્રદ્યુમ્ન પોતે જ છું. વૈદર્ભી બહુ ખુશી થઈ ગઈ અને ત્યાં જ બંનેનો ગાંધર્વ વિવાહ થયો. પ્રદ્યુમ્ન ત્યાં જ આખી રાત રહ્યો. સવારમાં પરોઢિયું થયું ત્યારે વૈદર્ભીને કોઈ પણ પૂછે તો જવાબ ન આપવાનું તેમજ નિશ્ચિંત રહેવાનું કહીને પ્રદ્યુમ્ન શાંબ પાસે પહોંચી ગયો. રાત્રે અતિજાગરણને લીધે સવારમાં સૂઈ ગયેલી વૈદર્ભીને જ્યારે ધાવમાતા જગાડવા માટે આવી ત્યારે લગ્નનાં મંગળચિહ્નોને જોઈ ને ગભરાઈ ગઈ અને તેણે રાજાને એકદમ ખબર આપી. રુકિમએ જાતે આવીને વૈદર્ભીને પૂછ્યું પણ કંઈ જવાબ ન મળવાથી ગુસ્સે થયેલા તેણે વિચાર કર્યો કે જરૂર આ કન્યા મેં આપ્યા સિવાય કોઈ અધમ પુરુષના સંબંધમાં આવી છે. માટે હવે તો પેલા બે ચંડાળોને જ આ કન્યા આપવી યોગ્ય છે. આમ વિચાર કરીને તેણે એ બંને ચંડાળોને બોલાવ્યા અને કહ્યું કે, 'આ કન્યાને લઈને તમે એવે સ્થાને ચાલ્યા જાઓ કે ફરીથી તમારું મોં મારા જોવામાં ન આવે.' એમ કહીને ક્રોધમાં ને ક્રોધમાં જ રુકિમએ વૈદર્ભીને બંને ચંડાળોને આપી દીધી. તે પણ લઈને ગામ બહાર ચાલ્યા ગયા.

આ બાજુ ક્રોધના આવેશમાં અકાર્ય કરીને પાછળથી પસ્તાયેલા રુક્મિ રાજાએ ખૂબ રુદન કરવા માંડ્યું—'અરે વત્સા વૈદર્ભી ! તું ક્યાં ગઈ ! ક્રોધ ખરેખરો ચંડાળ છે. રુક્મિણીએ પ્રદ્યુમ્ન માટે માગણી કરી છતાં મેં તેને ન આપી માટે મંદબુદ્ધિવાળા મને ધિક્કાર છે.' આમ રાજા રુદન કરતો હતો તેવામાં તેણે વાજિંત્રોનો સુંદર અવાજ સાંભળ્યો. રાજાએ તપાસ કરાવી. આ અવાજ ક્યાંથી આવે છે. ત્યારે સેવક પુરુષોએ તપાસ કરીને કહ્યું કે, 'ગામ બહાર એક મહેલમાં શાંબ અને પ્રદ્યુમ્ન વૈદર્ભી સાથે રહેલા છે. ત્યાં આ સંગીત ચાલી રહ્યું છે.' રાજાએ હર્ષિત થઈને બંનેને પોતાને ત્યાં બોલાવ્યા અને હવે તો ભાણેજ તરીકેની અને જમાઈ તરીકેની એમ બેવડી સગાઈ થવાથી પ્રદ્યુમ્નની ખૂબ આદર-સન્માનપૂર્વક ભક્તિ કરી. પછી રુક્મિની રજા લઈને શાંબ અને પ્રદ્યુમ્ન બંને દ્વારકામાં આવી પહોંચ્યા. રુક્મિણી પણ ઘણી જ ખુશી થઈ."[1]

(જુઓ : 'ત્રિશષ્ટિશલાકાપુરુષચરિત્ર' પર્વ. ૮. સર્ગ-૭.)

ત્યાર પછી છેવટે શાંબ અને પ્રદ્યુમ્નકુમારે નેમિનાથ ભગવાન પાસે દીક્ષા લીધી છે અને અંતે સાડા આઠ ક્રોડ મુનિઓની સાથે સિદ્ધક્ષેત્ર ઉપર મોક્ષમાં ગયા છે. પ્રદ્યુમ્નની પત્ની વૈદર્ભી પણ દીક્ષા લઈને અંતે ૪૪૦૦ ની સાથે સિદ્ધક્ષેત્ર ઉપર મોક્ષમાં ગયાં છે.

अज्जगिरि-अज्जरक्खिअ, अज्जसुहत्थी उदायगो मणगो ।
कालयसूरि संबो, पज्जुन्नो मूलदेवो अ ॥

—આ રીતે भरहेसरની ગાથામાં પ્રાતઃકાલના પ્રતિક્રમણમાં આપણે રોજ આ શાંબ-પ્રદ્યુમ્નનું સ્મરણ કરીએ છીએ.

ભોજકટના સંબંધમાં બીજો એક ઉલ્લેખ 'ઉત્તરાધ્યયન સૂત્ર'ના બીજા અધ્યયનની ૩૭ ગાથાની ટીકામાં ક્ષુધા પરીષહના સંબંધમાં આવે છે.—

ઉજ્જયિની નગરીમાં હસ્તિમિત્ર નામનો ગૃહપતિ રહેતો હતો. તેણે હસ્તિભૂતિ નામના પુત્ર સાથે દીક્ષા લીધી હતી. સાધુઓ સાથે વિહાર કરતા તેઓ ઉજ્જયિનીથી ભોગકટક (ભોજકટ) નગર તરફ જતા હતા. અટવીમાં ચાલતાં રસ્તામાં હસ્તિમિત્ર સાધુને બહુ જોરદાર કાંટો વાગ્યો. ચાલવું પણ અશક્ય થઈ પડ્યું. સાથેના સાધુઓએ હસ્તિમિત્રને કહ્યું કે, 'તેમને ઉપાડીને ચાલીએ.' પણ હસ્તિમિત્રે તેમ કરવાની ના પાડી. સાધુઓને કહ્યું કે 'તમે આગળ જાઓ. હું અહીં જ દેહને ખપાવીશ.' સાધુઓએ આગળ વિહાર કર્યો. હસ્તિમિત્રનો પુત્ર હસ્તિભૂતિ સાધુઓ સાથે થોડે સુધી ગયો, પણ તેનું મન માન્યું નહીં. એટલે પિતાના સ્નેહથી પાછો ફર્યો. પિતાએ ઘણું કહ્યું કે 'સાધુઓ પાસે ચાલ્યો જા. અહીં મોટા જંગલમાં આહાર વિના તું ભૂખે મરીશ.' પુત્રે કહ્યું કે, 'મારું જે થવાનું હશે તે થશે, પણ હું અહીં તમારી પાસેથી જવાનો નથી.' પિતા હસ્તિમિત્ર અનશન કરી કાળ કરીને દેવલોકમાં ઉત્પન્ન થયા. પુત્રનું શું થશે એ ચિંતાથી તરત જ તેમણે મૃતશરીરમાં પ્રવેશ કર્યો, તેથી પુત્રને કાળ કર્યાની કશી ખબર જ પડી નહીં. મૃતશરીરમાં રહેલા દેવે કહ્યું કે, 'ભિક્ષા માટે ઝાડ નીચે જા.' હસ્તિભૂતિ

૧ વૈદિક સાહિત્યમાં એમ જણાવ્યું છે કે પ્રદ્યુમ્ન અને વૈદર્ભીના પુત્ર અનિરુદ્ધનું લગ્ન પણ રુક્મિ રાજાના પુત્રની પુત્રી રુક્માવતી સાથે થયું હતું.

ઝાડ પાસે ગયો ત્યાં દૈવી પ્રભાવથી ઝાડમાંથી એક સોનાનો હાથ નીકળ્યો અને તેણે આહાર પાતરામાં વહોરાવ્યો. આ પ્રમાણે એક વર્ષ સુધી ચાલ્યું. જે સાધુઓ વિહાર કરી ગયા હતા તે ૧ વર્ષ પછી પાછા ફરતાં ત્યાં જ આવ્યા. હસ્તિભૂતિનો મેળાપ થયો. સાધુઓએ કહ્યું કે, 'તું શી રીતે જીવન ચલાવે છે?' ત્યારે તેણે બધી વાત કહી. સાધુઓએ જાણ્યું કે નક્કી દૈવી કરામત છે. દેવ પણ પ્રગટ થયો. તેણે કહ્યું કે, 'પુત્રના સ્નેહ અને ચિંતાથી અહીં આવીને મેં બધું કર્યું છે.' પછી દેવ દેવલોકમાં ચાલ્યો ગયો અને હસ્તિભૂતિ બીજા સાધુઓ સાથે મળી ગયા.

'ઉત્તરાધ્યયન સૂત્ર'ની કમલસંયમી ટીકામાં (પૃ. ૩૧-૩૨) ભોગકટક નામ છે. પરંતુ તે ભોજકટના બદલે જ લખ્યું છે એમાં શંકા નથી. જૂની ટીકાઓ તથા ચૂર્ણિ અત્યારે મારી પાસે હાજર ન હોવાથી તેમાં કેવો પાઠ છે, તે કહી શકતો નથી. પણ અહીં ભોજકટ જ અભિપ્રેત છે. ઉજ્જયિની જેનું પાટનગર હતું તે માલવ દેશ અને ભોજકટ જેનું પાટનગર હતું તે વિદર્ભ દેશ બંને પરસ્પર અડીને રહેલા છે.[1] નર્મદાથી ઉત્તરનો પ્રદેશ માલવ નામથી પ્રસિદ્ધ હતો. જ્યારે દક્ષિણનો ભાગ વિદર્ભ નામથી ઓળખાતો હતો. બંને વચમાં આડી નર્મદા નદી સરહદ રૂપે હતી.

---

૧ સંશોધકોનું એમ કહેવું છે કે વિદર્ભનો વિસ્તાર ઘણો મોટો હતો, પણ કાળક્રમે તે ઓછો ઓછો થતો રહ્યો છે. હમણાં વિદર્ભ ઉર્ફે વરાડમાં વરદા (વર્ધા) નદીની પશ્ચિમ તથા દક્ષિણ તરફના ઉમરાવતી, યવતમાળ, આકોલા તથા બુલઢાણા જિલ્લાનો સમાવેશ કરવામાં આવે છે. પરંતુ પહેલાં ઉત્તરે નર્મદા સુધી અને દક્ષિણે કૃષ્ણા સુધી પણ એક કાળે વિદર્ભનો વિસ્તાર હતો; એમ કહેવામાં આવે છે. દક્ષિણમાં ગોદાવરી સુધી તેનો વિસ્તાર હતો એના પુરાવા તો વિક્રમની ૧૫મી સદીના ગોદાવરીના કિનારે વસતા. જ્યોતિષીઓએ લખેલા સંસ્કૃત સાહિત્યમાં પણ મળી આવે છે. મહાકવિ કાલિદાસે રચેલા માલવિકાગ્નિમિત્ર નાટકમાં અગ્નિમિત્રે યજ્ઞસેન અને માધવસેન એ ભાઈઓને વરદાના ઉત્તર તથા દક્ષિણ કિનારાના ભાગો આપીને વિદર્ભની વહેંચણી કરી આપ્યાનો ઉલ્લેખ છે—तौ पृथग् वरदाकुले शिष्टामुत्तर-दक्षिणे। नक्तंदिवं विभज्योभौ शीतोष्णकिरणाविव ॥　　　　　　[ मालविकाग्निमित्र पृ. १३ ]

વર્ધા નદી વરાડની પૂર્વ દિશામાં પણ છે. અને કેટલેક સ્થળે ઉત્તરમાં પણ આવી જાય છે. આથી માલવિકાગ્નિમિત્રમાં ઉત્તર-દક્ષિણ કિનારા જણાવ્યા છે. વિદર્ભનું વરાડ નામ ક્યારથી પ્રચારમાં આવ્યું, એ ચોકકસ કહી શકાતું નથી. પણ કેટલાંક લખાણોમાં તેને वरदातट જણાવ્યું છે તે ઉપરથી મહારાષ્ટ્રી પ્રાકૃતમાં वरआअड થઈને પાછળથી वराड થઈ ગયું હોય એમ સંશોધકોનું માનવું છે. આ वरदातट શબ્દના અર્થનો નિર્દેશ આપણને કાલિદાસના માલવિકાગ્નિમિત્રમાં वरदाकुल શબ્દમાં પણ મળે છે. આથી વરદા નદીની પૂર્વ બાજુએ રહેલા નાગપુર, વર્ધા, ચાંદા વગેરે મરાઠી ભાષા બોલતા પ્રદેશો પણ એક વખત વિદર્ભમાં જ હતા એમ સંશોધકોએ નક્કી કર્યું છે. આથી એ બધા છૂટા પડી ગયેલા પ્રદેશોની પુનર્યોજના કરીને महाविदर्भ પ્રાંત બનાવવાનું પણ લોકોમાં હમણાં આંદોલન ચાલી રહ્યું છે. વિદર્ભ દેશને દક્ષિણાપથ તરીકે પણ (દૂર દક્ષિણમાં જવાનો રસ્તો એ અર્થમાં) સાહિત્યમાં ઘણી જ વાર ગણવામાં આવ્યો છે.

રુક્મિએ કુંડિનપુરથી રાજધાની બદલીને ભોજકટમાં સ્થાપ્યા પછી સેંકડો વર્ષો સુધી ભોજકટનું જ પ્રાધાન્ય રહ્યું છે. અને તે પણ એટલું બધું કે ભોજકટ રાજધાનીના નામથી વિદર્ભ દેશ 'વિદર્ભ' નામને બદલે 'ભોજકટ' દેશને નામે પણ ઓળખાતો હોવાનું સૂચવતા અનેક ઉલ્લેખો જૈનેતર સાહિત્યમાં મળે છે. આથી જૈન સાહિત્યમાં પણ ઉપર જણાવેલા ઉલ્લેખો સિવાય બીજા પણ ઉલ્લેખો ભોજકટના સંબંધમાં હોવા જોઈએ—હશે. પણ મારી પાસે અત્યારે સામગ્રી ન હોવાથી કંઈ લખી શકતો નથી.

## ભોજકટનું સ્થાન.

એટલી વાત તો નક્કી જ છે કે ભોજકટ વિદર્ભનું પાટનગર હોવાથી વિદર્ભ દેશ કે જે અત્યારે વરાડના નામથી ઓળખાય છે તેમાં જ ભોજકટનું સ્થાન હોવું જોઈએ. વિદર્ભદેશની (વરાડની) બહાર ગમે તેટલાં ભોજકટો ઊભાં કરવામાં–કલ્પવામાં કે માનવામાં આવે તો પણ એનો કશો જ અર્થ નથી. આથી માળવામાં રાજગઢની દક્ષિણે પાંચ માઈલ દૂર આવેલા ભોપાવર તીર્થને કિંવા કચ્છમાં આવેલા ભુજના પ્રદેશને ભોજકટ માનવામાં આવે તેનો કંઈ અર્થ નથી કેમકે તે વિદર્ભની બહાર છે. આથી મેં અહીં વરાડમાં આવીને ભોજકટના સ્થાનની ગોકસાઈપૂર્વક તપાસ કરવા માંડી અને માહિતી મળી કે આજે ઉમરાવતી પાસે આવેલું ભાતકુલી ગામ તે જ પ્રાચીન ભોજકટ છે.

વરાડમાં ઉમરાવતીથી પશ્ચિમે આઠ માઈલ દૂર ભાતકુલી નામે (લગભગ ૨૦/૫૬ ઉત્તર અક્ષાંશ તથા ૭૭/૪૦ પૂર્વ રેખાંશ ઉપર) એક પ્રાચીન ગામ આવેલું છે. અહીં પ્રાચીન કિલ્લો પણ છે. વરાડના લોકો આ ગામને જ પ્રાચીન ભોજકટ માને છે. અહીં રુક્મિનું એક મંદિર પણ છે, તેથી પણ આ માન્યતાને પુષ્ટિ મળે છે. વળી કુંડિનપુરથી પણ આ ગામ લગભગ ૩૭ માઈલ કરતાં વધારે દૂર નથી. એટલે રુક્મિ કૃષ્ણ સાથે લડવા માટે કુંડિનપુરથી નીકળીને આટલે દૂર આવ્યો હોય અને પછી પરાજય થવાને લીધે પોતાને ગામ કુંડિનપુર પાછો ન ફરતાં ત્યાં જ ભોજકટ નગર વસાવીને રહ્યો હોય એ

---

વૈદિકોના ભાગવત (સ્કંધ ૫, અધ્યાય. ૨. શ્લો. ૨૦)માં એવી વાત છે કે—ઋષભદેવે ભારતવર્ષ (अजनाभवर्ष) નવ પુત્રોને વહેંચી આપ્યું. તેમાં એક વિદર્ભ નામનો પણ પુત્ર હતો, તેના ભાગમાં આવેલા પ્રદેશનું નામ विदर्भ પડ્યું. આગળ જતાં ક્રથ અને કૈશિક નામના બે ભાઈઓ વિદર્ભના વંશમાં થયા, તેના ઉપરથી વિદર્ભનું ક્રથકૈશિક નામ પણ પડ્યું છે અને સાહિત્યમાં [ માલવિકાગ્નિમિત્ર, ૫ મો અંક ] તે નામથી પણ ઉલ્લેખ આવે છે. વૈદિકોના મત પ્રમાણે રુકિમણી આ કૈશિક રાજાના જ પુત્ર ભીષ્મકની પુત્રી હતી.

પુરાણોમાં ઘણે સ્થળે વિદર્ભનો દંડકારણ્યમાં પણ સમાવેશ કર્યો છે. અત્યારે પણ વરાડના બ્રાહ્મણો પોતાના ધાર્મિક કૃત્યમાં દેશ-કાળનો ઉચ્ચાર કરતાં दण्डकारण्ये देशे गोदावर्या उत्तरे तीरे એ પ્રમાણે જ ઉલ્લેખ કરે છે.

બૃહદારણ્યક ઉપનિષદમાં विदर्भी कौण्डिन्यः એ નામથી એક ઋષિનો ઉલ્લેખ આવે છે. એટલે આ દેશના નામનો ઇતિહાસ ઘણા જ પ્રાચીન કાળ સુધી જાય છે.

સર્વથા બનવાજોગ છે. વળી એલિચપુર (પ્રાચીન અચલપુર[1])ની દક્ષિણે ૬ માઈલ ઉપર ચમ્મક નામનું એક ગામ છે કે જે ભાતકુલીથી વાયવ્ય કોણમાં લગભગ ૨૦ માઈલ દૂર થાય છે. અહીંઆં એક ખેડૂતને ખેતી કરતાં સાત ટુકડાને જોડીને બનાવેલો એક મોટો તામ્રપટ ઈસ્વીસન ૧૮૬૮ માં મળી આવ્યો હતો. પ્રત્યેક ટુકડો ૭।। ઈંચ લાંબો અને ૩।। ઈંચ પહોળો હતો. તેના ઉપર નીચે પ્રમાણે મુખ્ય માહિતી કોતરેલી મળે છે—

ॐ **स्वस्ति प्रवरपुरात्..... वाकाटकानां परममाहेश्वरमहाराजश्री प्रवरसेनस्य वचनात्..... भोजकटराज्ये मधुनदीतटे चर्मांकनामग्रामः राजमाणिक (?) भूमिसहस्रैरष्टाभिः (८०००) शत्रुघ्नराजपुत्रकोंडराजविज्ञप्त्या नानागोत्रचरणेभ्यो ब्राह्मणेभ्यः सहस्राय दत्तः**

અર્થ—"પ્રવરપુરથી (જણાવવામાં આવે છે કે) વાકાટકવંશના પરમમાહેશ્વર મહારાજા પ્રવરસેનની આજ્ઞાથી ભોજકટ રાજ્યમાં મધુ નદીને કિનારે આવેલું ચર્માંક (ચમ્મક) ગામ ૮૦૦૦ રાજમાણિક ભૂમિ (તે વખતમાં ચાલતું માપ લાગે છે) વડે શત્રુઘ્ન રાજના પુત્ર કોંડરાજની વિજ્ઞપ્તિથી જુદા જુદા ગોત્રવાળા બ્રાહ્મણોને આપવામાં આવે છે."

તામ્રપટ (દાનપત્ર)માં આ પછી સારું વર્તન રાખવા વગેરેની કેટલીક શરતો દાખલ કરવામાં આવી છે. તેમ જ બ્રાહ્મણોનાં ગોત્ર સહિત નામો કોતરેલાં છે અને છેવટે તેના ઉપર નીચે પ્રમાણે રાજમુદ્રા છે—

**वाकाटकललामस्य क्रमप्राप्तनृपश्रियः। राज्ञः प्रवरसेनस्य- शासनं रिपुशासनम्॥**

આ તામ્રપટ સુમારે વિક્રમ સંવત ૫૮૭માં લખેલો છે. વાકાટક વંશના સંબંધમાં તામ્રપટ અને શિલાલેખો મળી લગભગ ૬ લેખો આજ સુધીમાં અલગ અલગ સ્થળે

---

૧ 'ઈલ રાજાના નામ ઉપરથી इलिचपुर અથવા एलिचपुर નામ પડયું હોવાનો तवारीख-ई-अमजदीના લેખકનો તર્ક છે' એમ મેં મારા કુંડિનપુર (તા. ૧૫-૫-૫૦)ના લેખમાં આ જ માસિકના પૃ. ૧૬૦માં જણાવ્યું છે. આ વિષે અધિક તપાસ કરતાં જણાયું છે કે તે ઈસ્વીસન ૧૮૬૦માં (ઉર્દૂ તથા ફારસીમાં) છપાયેલી છે અને તે સમય આસપાસ જ ત્યાંના એક મુસલમાને તે લખી છે. એટલે ઈ. ૧૮૬૦ની तवारीख-इ-अमजदी કોઈ પ્રાચીન પુરાવો ન જ ગણી શકાય. વિદ્વાનોએ હવે આને अचलपुर જ નક્કી કરી દીધું છે. ત્યાંની કોંગ્રેસ સમિતિ પણ હવે अचलपुर कोंग्रेस समितिના નામથી જ ઓળખાય છે.

પ્રાકૃત વ્યાકરણમાં ल અને च ના વ્યત્યય સંબંધમાં 'अचलपुर ને अलचपुर कहे छे' આ જે ઉદાહરણ આપવામાં આવ્યું છે અને જેનો મેં કુંડિનપુરના લેખમાં પૃ. ૧૬૧માં ઉલ્લેખ કરેલો છે તેને પણ પુષ્ટિ આપતું પ્રમાણ મળી ગયું છે. મહાનુભાવપંથ નામના મહારાષ્ટ્ર તથા વરાડમાં ચાલતા એક હિંદુસંપ્રદાયના પ્રાચીન મરાઠી ભાષામાં લખાયેલા સાહિત્યમાં અળજપુર નામથી જ અચલપુરનો—આજના એલિચપુરનો ઉલ્લેખ અનેકવાર કરેલો છે કે જે ઉલ્લેખ વિક્રમની લગભગ ૧૩ મી ૧૪ મી શતાબ્દી જેટલો જૂનો છે. અલચપુરના લ નો ળ થયો (દક્ષિણમાં લ ની જગ્યાએ ળ જ બોલવાનો ઘણો રિવાજ છે), અને તે રીતે અપભ્રંશ થઈને च નો ज થયો. આ પ્રમાણે अचलपुरનું अलचपुर અને તેનું જ અપભ્રંશ અળજપુર થયું. ઘસાઈ ઘસાઈને—અત્યારે વળી એલિચપુર થઈ ગયું છે.

મળ્યા છે. સંશોધકોએ ઘણું સંશોધન કરીને નક્કી કર્યું છે કે આ પ્રદેશમાં વિક્રમની ચોથીથી છઠ્ઠી સદીમાં વાકાટક વંશનો ઘણો જ ઉત્કર્ષ હતો અને તેનું સામ્રાજ્ય પણ ઘણું ફેલાયેલું હતું.

તામ્રપટમાં જણાવેલ ચર્માંક ગામ તે આજનું ચમ્મક જ છે એમાં કંઈ કહેવાની ભાગ્યે જ જરૂર છે. ચર્માંકનું પ્રાકૃત ચમ્મંક અને તેનું પછીથી ચમ્મક થઈ ગયું છે. લેખમાં ચમ્મક મધુ નદીને કિનારે જણાવ્યું છે, પણ વર્તમાનમાં લોકો એ નદીને ચંદ્રભાગાના નામથી ઓળખે છે. પણ દક્ષિણ મહારાષ્ટ્રમાંનું હિંદુઓનું મોટું તીર્થ પંઢરપુર ચંદ્રભાગાને કિનારે આવેલું છે તે સાચી ચંદ્રભાગા છે. પોતાની નદીઓને પવિત્ર બનાવવા માટે તીર્થસ્થાનોમાં વહેતી કંઈક નદીઓનાં નામો આવી રીતે ઉછીનાં લઈને પોતાની નદીઓને લગાડી દેવામાં આવ્યાં છે. નિઝામ સ્ટેટમાં પૈઠણ ( પ્રતિષ્ઠાનપુર ) વગેરે પાસે વહેતી ગોદાવરી નદીને ભાગ્યે જ ત્યાંનો કોઈ માણસ 'ગોદાવરી' એમ કહેનારો મળશે. ત્યાં બધા લોકો એને ગંગા જ કહે છે. તે પ્રમાણે કેટલીય નદીઓને અંતે લોકોએ 'પેનગંગા, વેનગંગા, પંચગંગા' એમ ગંગા શબ્દ લગાડી દીધેલો છે. એટલે ચમ્મક પાસે આજે વહેતી ચંદ્રભાગા જ તે વખતની મધુનદી છે.

તામ્રપટમાં ચમ્મક ભોજકટ રાજ્યમાં હોવાનું લખેલું છે. એટલે ત્યાંથી વીશેક માઈલ દૂર રહેલું ભાતકુલી કે જેનું પ્રાચીન નામ ભોજકટ છે તેના તાબામાં આ ગામ હોય એ સર્વથા સંભવિત છે. આજથી લગભગ દોઢ હજાર વર્ષ પહેલાં આ પ્રદેશ ભોજકટને નામે જ પ્રસિદ્ધ હતો. તેથી 'વરાડના લોકો ભાતકુલીને ભોજકટ માનતા આવ્યા છે,' તે સાચું ઠરીને ઊભું રહે છે. આથી વિદ્વાન સંશોધકોએ ભાતકુલીને જ ભોજકટ તરીકે સ્થિર કર્યું છે. ગામ પણ પ્રાચીન જ છે.

વર્તમાન કાળે ભોજકટમાં લગભગ પાંચ હજાર માણસની વસ્તી છે. દિગંબર જૈનો પણ ઠીક સંખ્યામાં વસે છે. તેમનું મંદિર છે. તેમજ આજથી દોઢસો વર્ષ પહેલાં ત્યાં જ મળી આવેલી પ્રાચીન મૂર્તિઓની પણ તેમણે સ્થાપના કરી છે. તેઓ આ સ્થાનને તીર્થ જેવું માને છે. દર કાર્તિક વદ ૫ ને દિવસે ત્યાં તેમનો મોટો રથોત્સવ પણ થાય છે.

## 'ભોજકટ' નામ પાડવાનું કારણ.

રુક્મિ રાજા ભોજકુળનો હોવાથી પોતે વસાવેલા નવા પાટનગરનું તેણે ભોજકટ નામ રાખ્યું હતું. આ ક્ષત્રિયો ચંદ્રવંશમાં ભોજકુળના[1] હતા. તેથી 'ભોજકટ' શબ્દનો અર્થ[2]

---

૧ જૈન સાહિત્યમાં એવી હકીકત આવે છે કે પરમાત્મા પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાને રાજ્યવ્યવસ્થા—પ્રજારક્ષણ માટે જે લોકોને નીમ્યા હતા તેમાં ઉગ્ર દંડ—શિક્ષા કરનારાઓને ભગવાને उग्र સંજ્ઞા આપી હતી. પ્રધાન વગેરે થયા તે 'ભોગ' સંજ્ઞાથી પ્રસિદ્ધ થયા. ભગવાનની સમાન વયવાળા હતા તે રાજપુત્રો રાજકુળવાળા કહેવાયા. બાકીના ક્ષત્રિય નામથી પ્રસિદ્ધ થયા. આ પ્રમાણે જૈનોમાં કુળની વ્યવસ્થા છે.

૨ ઋગ્વેદ વગેરે વેદોમાં તેમ જ મહાભારતમાં ચંદ્રવંશ કે સૂર્યવંશનું નામ નથી. પણ તેના પ્રાચીન પુરુષોનાં નામો મળે છે. મહાભારતમાં ચંદ્રવંશીઓને पल અને સૂર્યવંશીઓને एक्ष्वाक જણાવ્યા છે. વેદ-મહાભારત (ઈતિહાસ)—પુરાણોને આધારે ભોજકુલની આ જાતની માહિતી મળે છે—

'ભોજ' જાતિના ક્ષત્રિયોનું સ્થાન [૩] એમ થાય છે. આ ભોજકુળના રાજાઓની પરંપરા સંબંધમાં વૈદિકોના મહાભારત વગેરે ગ્રંથોમાં સારો વિસ્તાર છે.

## વ્યવસ્થિત સંશોધનની આવશ્યકતા.

એક સમય એવો હતો કે ભારતવર્ષના ચારે ખૂણે જૈનધર્મની ગૌરવવંતી ધ્વજ-પતાકા ફરકતી હતી. આખા ભારતવર્ષમાં ભાગ્યે જ એવું પ્રાચીન સ્થાન મળશે કે જે જૈનધર્મની જાહોજલાલીથી વિભૂષિત નહીં થયું હોય. હિંદુસ્તાનના કોઈ પણ ખૂણે તપાસો જ્યાં બૌદ્ધધર્મ અને હિંદુધર્મનાં પુરાતન અવશેષો મળશે ત્યાં જૈનધર્મના પણ મૂર્તિ આદિ અવશેષો અવશ્ય મળવાનાં જ મળવાનાં. યુરોપિયનોની અને તેમને અનુસરતા કેટલાક ભારતીયોની પણ અજ્ઞાનતાને લીધે હજારો પ્રાચીન અવશેષો બૌદ્ધોને નામે પણ ચડી ગયાં છે. આજે જૈનોની સંખ્યા ભલે નાની થઈ ગઈ હોય પણ ભૂતકાળમાં હિંદુસ્થાનના હજારો ગામો અને નગરો જૈન સંસ્કૃતિથી ગાજતાં હતાં અને જૈનધર્મનાં કેન્દ્ર હતાં. આથી જૈનસાહિત્યને બાજુએ મૂકીને ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ તેમજ પ્રાચીન ભૌગોલિક સંશોધન કરવા માટે ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તો પણ તે હંમેશાં અધૂરો જ રહેવાનો છે પરંતુ જૈનેતરો ભલે જૈન સાહિત્યને હમણાં કદાચ ધ્યાનમાં ન લે પણ આપણે તો આપણું સંશોધન વ્યવસ્થિતરીતે તૈયાર કરવું જ જોઈએ. આપણા

---

ચંદ્રને બુધ નામનો પુત્ર હતો. બુધને ઈલાથી પુરૂરવા નામે પુત્ર થયો. પુરૂરવાના વંશમાં યયાતિ થયો. યયાતિને બે સ્ત્રીથી યદુ તુર્વશુ, द्रुह्यु, अनु અને पुरु નામના પાંચ પુત્રો થયા હતા. તેમાં द्रुह्यु ની પુત્રપરંપરા ભોજ નામે પ્રસિદ્ધ થઈ. (यदोस्तु यादवा जाता स्तुर्वशोर्यवनाः स्मृताः। द्रुह्योः सुतास्तु वै भोजा अनोस्तु म्लेच्छजातयः॥—महाभारत, आदिपर्व.)

મહાભારતના સભાપર્વમાં કૃષ્ણે જણાવ્યું છે કે, 'યયાતિના કુળમાં જન્મેલા ભોજ રાજા ગુણવાન છે અને ચારે દિશામાં ફેલાયેલા છે.' અવંતિ (માલવ) અને મધ્યદેશના ભોજ રાજાઓના ભયથી કૃષ્ણના વૃષ્ણિકુલને દ્વારકા ચાલ્યા જવું પડયું હતું એમ પણ મહાભારતમાં જણાવ્યું છે.

૩ કેટલાક સંશોધકો રુકિમઓ લડાઈમાં હારી જવાથી કુંડિનપુર પાછા ન ફરતાં ભોજકટ નામે નવું નગર વસાવ્યું એ વાત ઉપરથી ભોજકટક શબ્દ કલ્પે છે અને તેનો અર્થ 'ભોજ જાતિના ક્ષત્રિયોની લશ્કરી છાવણી' એવો કરે છે. કારણ કે कटक શબ્દનો અર્થ સેના થાય છે. તેઓની કલ્પના છે કે कट શબ્દ એ कटक શબ્દનું ટૂંકું રૂપ છે. પરંતુ તેમની આ માન્યતા-કલ્પના યુક્તિયુક્ત લાગતી નથી. કારણ કે સૈન્ય અર્થનો કશો પણ સંબંધ ન હોય એવાં ગામોને અંતે પણ कट શબ્દ અનેક સ્થળે વપરાયો છે. ઉદાહરણ તરીકે જ્યાં દંડકારણ્ય થયું ત્યાં પહેલાં कुम्भकारकटक નામનું નગર હતું એવો ઉલ્લેખ 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' વગેરે અનેક ગ્રંથોમાં છે. અહીં સૈન્ય અર્થનો કશો જ સંબંધ નથી. સંભવ છે કે कुम्भकारની સંખ્યા વધારે હોવાથી कुम्भकारकटक નામ પડયું હોય માટે कटक શબ્દનું ટૂંકું રૂપ कट છે એમ માનવાની જરૂર નથી જ. એ રીતે घन्यकट નામનું પણ શહેર હતું.

સાહિત્યમાં હજારો સ્થળોનો અને વ્યક્તિઓનો નામોલ્લેખ આવે છે. આ બધાને આધારે ઐતિહાસિક અને ભૌગોલિક સંશોધન થવું જોઈએ અને આ કાર્ય પુરાતત્ત્વખાતાના અનેક ડાયરેક્ટર જનરલો કરી શકે તેના કરતાં જૈન મુનિઓ બહુ જ સારી રીતે કરી શકે તેમ છે. ગૃહસ્થ સંશોધકોને સંશોધન કરવા માટે ખાસ ફરવા નીકળવું પડે છે. જ્યારે જૈન સાધુઓ તો તેમના ધર્મ પ્રમાણે હમેશાં એક ગામથી બીજે ગામ દેશ દેશમાં ફર્યા જ કરતા હોય છે. અને આ કાર્ય પ્રત્યક્ષ દર્શનથી જેટલું સુંદર વિશદ અને ચોક્કસ થઈ શકે છે તેટલું તે સિવાય થઈ શકતું નથી એટલે તે તે દેશ અને સ્થાનોમા ફરતા પૂજ્ય મુનિરાજો જો આ દૃષ્ટિથી સંશોધન કરવા લાગી જાય અને તેને પ્રકાશમાં મૂકવા માંડે તો આપણું ઐતિહાસિક, ભૌગોલિક, તથા પુરાતત્ત્વ વગેરે સંબંધી સંશોધન થોડા જ વખતમાં છતાં સુંદરમાં સુંદર અને ચોકસાઈ ભરેલું અનાયાસે જ તૈયાર થઈ જાય. આની સુંદરતા અને વિશદતાનો પ્રકાશ બીજાઓ ઉપર પણ પડશે જ. નહીં તોયે છેવટે આપણું સાહિત્ય તો દિવ્ય બનશે જ બનશે અને ભારતવર્ષના સાહિત્યખજાનામાં આપણું જૈનસાહિત્ય અને સંશોધન એક અમૂલ્ય જવાહીર તરીકે ઝળકશે જ ઝળકશે એ નિઃશંક છે.

सं. २००६, अधिक आषाढशुक्ल सप्तमी
ताजनापेठ, जैन मन्दिर
मु. आकोला ( विदर्भ-वराड )

मुनिराज श्रीभुवनविजयान्तेवासी
मुनि जम्बूविजय



## સંસ્કૃતિનું સ્વરૂપ

ધર્મથી સંસ્કૃતિમાં મૌલિક અંતર છે. જ્યારે ધર્મનો સંબંધ મનુષ્યના વ્યક્તિગત જીવન સાથે હોય છે એવી હાલતમાં, સંસ્કૃતિ વ્યક્તિ અને સમાજ બંનેના આચાર અને વિચાર પર સમાન દૃષ્ટિ રાખે છે. સંસ્કૃતિ આત્મા છે અને સભ્યતા તેનું બાહ્ય રૂપ છે.

સામાન્ય રીતે સંસ્કૃતિ એક છે. મુખ્ય વિવાદ આચાર અને વિચારની વ્યાખ્યામાં છે. આત્માના અસ્તિત્વનો સ્વીકાર કરીને પણ સાધારણ રીતે આપણને વિશ્વમાં બે પ્રકારની વિચારધારાઓ અનુભવમાં આવે છે. એથી આચારભેદ થતાં આપણે સંસ્કૃતિને બે ભાગોમાં વિભાજિત થતી જોઈએ છીએ. ભારતવર્ષમાં આ બંને પ્રકારની સંસ્કૃતિઓનો પર્યાપ્ત વિકાસ થયો છે. જો કે વર્તમાન સમયમાં ભેદક રેખા ખેંચવી મુશ્કેલ છે, કેમકે આ બંનેએ એક બીજાનાં તત્ત્વોનો ઘણા અંશે સ્વીકાર કરી લીધો છે, પરંતુ તેના પ્રારંભ કાળમાં એમાં પર્યાપ્ત સંઘર્ષ રહ્યો છે. સાધારણ રીતે આ બંને સંસ્કૃતિઓને આપણે શ્રમણ સંસ્કૃતિ અને વૈદિક સંસ્કૃતિના નામે પોકારીએ છીએ. શ્રમણ સંસ્કૃતિનો મુખ્ય આધાર શ્રમ છે જ્યારે વૈદિક સંસ્કૃતિનો આત્મા પ્રભુસત્તા છે. શ્રમ સ્વાવલંબનનું પ્રતીક છે અને પ્રભુસત્તા પરાવલંબનનું. એથી જ આપણે ક્રમશઃ સ્વાવલંબન અને પરાવલંબનની સંસ્કૃતિ એમ કહેવું ઠીક સમજીએ છીએ.

'શ્રમણ'
વર્ષ ૧, અંક ૮

પં૦ દૂલચંદજી શાસ્ત્રી.

# ઈતિહાસના અજવાળે

[૮]

લેખક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

Chandragupta, king of Patliputra, abdicated, became a Jain ascetic, and died at Sravana Belgola in Mysor.

— Mr. Lewis Rice.

સમ્રાટ ચંદ્રગુપ્ત પછી બિન્દુસાર ગાદી પર આવ્યો. એ પણ જૈનધર્મી રાજા હતો, એમાં ઈતિહાસકારોને શંકા ધરવાપણું નથી. સમ્રાટ અશોક એ ખરેખર નામાંકિત રાજવી હતો પણ એના રાજ્યવિસ્તાર સંબંધમાં એના ભાઈ–ભાંડુ સાથેના વર્તાવ સંબંધમાં અને એણે કલિંગ પર ચઢાઈ કરી જે ભયંકર કેર વર્તાવ્યો હતો એ સંબંધી પ્રાપ્ત થતા ઉલ્લેખોમાં જેમ ભિન્નતા દૃષ્ટિગોચર થાય છે તેમ ઈતિહાસકારોમાં પણ જુદા જુદા મત પ્રવર્તે છે. એના નામે જે શિલાલેખો ઓળખાય છે અને એમાં જે બાબતોના ઉલ્લેખ છે એ વિચારતા એણે કલિંગ યુદ્ધમાં લીધેલી વલણ બંધ બેસતી થતી નથી. વળી શિલાલેખમાં આવતી કેટલીક વાતો સંબંધે બૌદ્ધશાસ્ત્રોમા કંઈ જ નોંધ મળતી નથી. જ્યારે એ પોતે બૌદ્ધધર્મી હતો એ વાત સ્વીકૃત થયેલી ગણાય છે. શિલાલેખોમાં જે શિક્ષાવચનો આલેખાયેલા છે એ જૈનધર્મના ઉપદેશ સાથે ઘણા મળતાં આવે છે. વળી 'પ્રિયદર્શી'નો અર્થ અશોક કરવામાં આવે છે અથવા તો એને અશોકનું વિશેષણ ગણવામાં આવે છે એ કરતાં એ નામ કિંવા વિશેષણ સમ્રાટ સંપ્રતિને વધુ બંધબેસતું થઈ શકે છે. જૈન સાહિત્યમાં અશોકના જીવન સંબંધમાં એની એક રાણીના કાવત્રાનો ભોગ બનનાર વડીલ પુત્ર કુણાલ સંબંધમાં, તેમજ એ પુત્ર અંધ થયા પછી, પોતાની સગીત કળાના જોરે સ્વપુત્ર સંપ્રતિ માટે પિતા એવા અશોક પાસે પાટલીપુત્રમા આવવા સંબંધે અને એની કળાથી રંજિત થઈ, અશોકે પૌત્રને રાજ્ય આપવા અંગે કરેલી જાહેરાત સંબંધનાં વર્ણનો પ્રાપ્ત થાય છે. આંગ્લ ઈતિહાસકારોની નજર કાં તો એ તરફ ફરી નથી અથવા તો એ અંગે તેઓ અમે તે કારણે મૌન છે પણ એક વાત તો દીવા જેવી તારવી શકાય છે અને તે એ કે રાજધાની પાટલીપુત્રમાં હતી જ્યારે અવંતી કિંવા ઉજ્જૈની એ મધ્ય ભારત વગેરે માટે બીજી રાજધાનીરૂપ હતું. અર્થાત્ વર્તમાન કાળે જેમ સમ્રાટ પંચમ જ્યોર્જ લંડનમાં વસતા જ્યારે તેમનો વાઈસરોય દિલ્હીમા રહેતો; એ પ્રમાણેની સ્થિતિ હતી. ટૂંકમા કહીએ તો યુવરાજના હાથમાં ઉજ્જૈનીનો વહીવટ રહેતો કિંવા મુખ્ય વારસને ઉજ્જૈનીનો સુબેદાર બનાવવામા આવતો.

Ujjain, the Capital of Western India was equally famous, and equally suitable as the seat of a Viceregal government. Reckourd to be one of the seven Sacred Cities, and standing on the road leading from the busy ports of the western coast to the markets of the interior, it combined the advantages of

a favourite place of pilgrimage with those of a great comrcial depot The city was recognized as the head quarters of Indian astronomy, and louglitudes were computed from its meridian.

ઉપરના ફકરામાં ઉજ્જૈનને મહત્ત્વના સ્થાન તરીકે સ્વીકારાયું છે અને જૈન સાહિત્યમાં અવંતી યાને ઉજ્જૈનના મહત્તાના પ્રસંગો તો સંખ્યાબંધ સાંપડે છે. કેટલીયે ઐતિહાસિક શૃંખલાઓ ભગવંત મહાવીરદેવના સમય પૂર્વેની તેમજ ત્યાર પછીની એ પ્રાચીન પુરીમાં જ સંધાય છે. મગધનો વાઇસરોય ત્યાં રહેતો હતો એ પણ વાત મહાશય વિન્સેન્ટ સ્મિથ સ્વીકારે છે, આ રહ્યા એ શબ્દો—

The western provinces of Malwa, Guzerat, and Kathiawar the Govrnment of a prince, whose head quarters were at the ancient City of Ujjain.

કુણાલ અશોકનો પાટવી કુંવર હતો અને યુવરાજ તરીકે એના હાથમાં ઉજ્જૈનીની લગામ હતી એ વાત સ્પષ્ટ છે. આ રીતે મગધ મહારાજ્યનો અશોક પછીનો વારસદાર કુણાલ હતો એ દીવા જેવું સ્પષ્ટ છે. બૌદ્ધધર્મી રાણીએ એક બૌદ્ધધર્મી સાધુની દોરવણીથી પોતાના પુત્રને એ વારસો મળે એ અર્થે જે કાવત્રું રચ્યું એથી કુણાલ પોતાની જાતે પિતૃઆજ્ઞા પાળવા સારુ અંધ બન્યો. એ બનાવ ઉજ્જૈનીમાં બન્યો. પાછળથી એણે પોતાના પુત્ર સંપ્રતિ માટે રાજ્યની માગણી પાટલીપુત્રમાં આવીને કરી ત્યારે સમ્રાટ અશોક, યુવરાજના અંધત્વ પાછળ કેવાં ચક્રો ગતિમાન થયાં હતાં એ જાણીને એને સંપૂર્ણ વૈરાગ્ય આવ્યો. એ વેળા સાચા હકદારને રાજ્ય આપવા તે ઇંતેજાર બને છે પણ એ હકદાર તો અંધ છે. અંધ પુત્ર રાજ્ય ન ચલાવી શકે એ સ્પષ્ટ છે. એથી એ સવાલ કરે છે ત્યારે કુણાલ જણાવે છે કે તેને ઘેર થોડા સમય પૂર્વે પુત્ર જન્મ થયો છે. 'સંપ્રતિ' શબ્દ પાછળનો ઉપર વર્ણવ્યો તેવો જાણવાજેવો ઇતિહાસ છે. કુણાલ જેવો સત્યનિષ્ઠ અને પ્રામાણિક રાજપુત્ર, વળી સમ્રાટ ચંદ્રગુપ્તના વંશમાં પરંપરાથી જૈન ધર્મના સંસ્કાર પામતો આવેલો અને મોટા ભાગનો વસવાટ ઉજ્જૈનીમાં હોવાથી ત્યાં અવારનવાર પધારતા જૈનધર્મી આચાર્યોના સંપર્કમાં રહેલો. બૌદ્ધધર્મી સાધુઓને અશોક પછી એના રાજ્યમાં પોતાનું સ્થાન ઊતરી જવાનો ભય લાગ્યો હોય તો એ બનવાજોગ છે. એટલેજ એની આંખો ફોડાવવાનો પ્રપંચ રચાયો હશે. આમ એક કાંકરે બે પક્ષી મારવાનો ઇરાદો હશે. પણ વિધાતાએ જુદું નિર્ધારેલ હતું. વાત ઉઘાડી થઈ ગઈ. અશોક રાજવીના જીવનમાં પાછળથી જે ધર્મીપણાની વિશેષ છાયા દૃષ્ટિગોચર થાય છે તેનું કારણ પોતાના વહાલા પુત્ર કુણાલના સમાગમમાં રહેલું છે. પોતે મગધનું રાજ્ય કુણાલ પુત્ર સંપ્રતિને આપે છે; અને એ ઉંમરલાયક થાય ત્યાં સુધી પોતે પૌત્રવતી એની સંભાળ લે છે. એ આંગ્લલેખકોના અન્ય અનુમાનો કરતાં વધારે બુદ્ધિમાં ઊતરે તેવુ અનુમાન છે—તો પછી સંપ્રતિ માટે તેઓ મૌન કેમ છે? એ પ્રશ્નની વિચારણા આગળ ઉપર કરીશું.

[ ચાલુ ]



# ગુલાબ અને કાંટા

જૈનોને જાણવાજોગ કેટલીયે હકીકતો તરફ આપણી ભારે ઉપેક્ષાવૃત્તિ જોવાય છે. એવી હકીકતો તરફ અહીં સહુનું ધ્યાન દોરવામાં આવે છે.

---

જે નવલકથાઓએ એક વાર ભારે ચકચાર જગાડેલી, એ શ્રી કનૈયાલાલ મુનશી-કૃત સોલંકી યુગની ત્રણ નવલકથાઓ 'પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ ને રાજાધિરાજ'માંથી 'ગુજરાતના નાથ' ની ફિલ્મ ઉતારવાની તૈયારીઓ ચાલતી હોવાના સમાચાર સાંપડે છે. હાલમાં ફિલ્મની દૃષ્ટિએ વાર્તા ચર્ચાઈ રહી છે, એમ કહેવાય છે. આ નવલકથાના યુગને અને જૈનોને ભારે સંબંધ હોવાથી અથવા એમ કહીએ તો પણ ચાલે, કે જ્યારે ગુજરાતમાં સંસ્કાર, શૌર્ય ને મુસદ્દીવટની જરૂર હતી ને બીજા વર્ગમાં તેનો ઘણો અભાવ હતો ત્યારે જૈનો જાહેર જીવનમાં આવ્યા ને ગુજરાતના સંસ્કારને, સામ્રાજ્યને અને ખુદ તેના ઇતિહાસને રક્ષ્યો. એટલે સારાંશમાં જૈનોનો એ સુવર્ણયુગ હતો.

આ યુગને ઇતિહાસ, નવલકથા કે નવલિકા રૂપે ન્યાય આપતાં, પહેલાંના જૈનેતર લેખકોએ તે તરફ એક આંખે જોયાનો આક્ષેપ છે, અને તે કેટલેક અંશે સાચો પણ છે. આપણે જેની વાત કરીએ છીએ, તે જ નવલકથાઓમા જૈન પાત્રો કેવી રીતે ચિતરાયાં છે, તે જરા જોઈ લઈએ.

૧. **પાટણની પ્રભુતા :** આ નવલકથા સિદ્ધરાજ જયસિંહના પિતા ને રાણી મિનળના પતિ રાજા કર્ણદેવના મૃત્યુ સમય આસપાસની છે. લેખકના કહેવા મુજબ 'ચંદ્રાવતીમાં જૈનોએ સ્વતંત્ર સંસ્થા સ્થાપી હતી. અને તેઓએ પાટણની સત્તા હાથ કરવા આનંદસૂરિ નામના જતિને મોકલ્યો." આ જતિ અનેક રાજખટપટો કરે છે. ને જૈન ધર્મના કટ્ટા દુશ્મન દેવપ્રસાદને દધિસ્થળીમાં તેના મહાલયમાં જ સળગાવી મારી નાખે છે. (આ દેવપ્રસાદના પુત્ર ત્રિભુવનપાળ ને તેના પુત્ર પરમ આર્હંત ગૂર્જરેશ્વર કુમારપાળ) પછી પાટણનો નગરશેઠ મુંજાલ મેદાને પડે છે ને અંતે યતિજી માનભંગ થઈ પાટણ છોડે છે.

**ગુજરાતનો નાથ :** પાટણની પ્રભુતા પછીની નવલકથા-ગુજરાતનો નાથ છે, જેની નવમી આવૃત્તિ હમણાં ૧૯૪૭ માં થઈ છે, એટલે સહેજે દશથી પંદર હજાર નકલો તેની ખપી ગઈ છે. આમાં મહામંત્રી ઉદયનને ખંભાતના સર્વસત્તાધીશ ચીતર્યા છે. ને શ્રી. મુનશીનું કલ્પનાસંતાન રૂપાળી મંજરી પાછળ દીવાના બનેલા બતાવ્યા છે. એ મંજરીને સતાવે છે, ચોરી છૂપીથી ઉપાડી જાય છે, ને પરણવા માગે છે. બીજી તરફ ખંભાતના મુસલમાનો પર શ્રાવકો દ્વારા જુલમો વરસે છે, એમનાં ઘર બાળી મૂકવામાં આવે છે, ને ન્યાયની તક આવતાં બધાંને ઉદયન ગૂમ કરી દે છે-વગેરે બતાવ્યું છે. આ હકીકત 'જામીઉલ હીકાયત' નામના ગ્રંથ પરથી લીધી છે, એમ સંદર્ભ પણ છે. આ સિવાય ઉપાશ્રયોને ખટપટનાં ધામ ને ગરીબોના છોકરાઓને ભગાડીને સંતાડી રાખવાનાં સ્થાન તરીકે બતાવ્યા છે.

રાજાધિરાજ : આ ત્રીજી નવલકથામાં મુનશીનું કલ્પનાપાત્ર મંજરી ખૂબ ખીલે છે. ને તેમાં કલિકાલસર્વજ્ઞ શ્રી. હેમચંદ્રાચાર્યવાળો પ્રસંગ જગજાણીતો છે.

છતાં અત્રે 'ગુજરાતનો નાથ' પ્રસ્તુત હોવાથી એ વિષે એટલું કહેવું બસ થશે, કે ફિલ્મના દિગ્દર્શકો આ નવલકથાને ખૂબ વિશદતાથી સ્પર્શે ને આ બિનસાંપ્રદાયિક જમાનામાં કોઈ ધર્મની કે તેના મહાન શ્રદ્ધેય પુરુષોની ઠેકડી ન થાય તેમ પ્રસંગો યોજે. શ્રી. મુનશીની નવલકથાઓ એ કંઈ નર્યો ઈતિહાસ નથી. એ નવલકથાના ઉપોદ્ઘાતના લેખક સાક્ષરવર્ય નરસિંહરાવ ભો. દીવેટિયા કહે છે તેમ—" **આ વાર્તા છે, ઈતિહાસ નથી. ઈતિહાસની સામગ્રી લઈ રચેલી કથા છે, એટલું સ્મરણમાં રાખતાં આટલી ઈતિહાસ સાથે લીધેલી છૂટનો ખુલાસો મળવા સાથે ક્ષમા પણ મળશે જ.**" એટલે ફિલ્મ દિગ્દર્શક જરૂર આ વાતનો વિચાર કરી પોતાની ફિલ્મ વાર્તા તૈયાર કરે. ને જૈનો પણ મીઠાશથી પોતાની વાત રજૂ કરી દિગ્દર્શકને સત્ય સમજાવે. ને શાંતિથી એ કાળના જૈનોનું ઉદાત્ત જીવન તથા મહામંત્રી ઉદયનની શૌર્ય ને ત્યાગ ભરી જીવન-કથા તેઓને આપે. કડવાશથી કોઈ કામ સિદ્ધ થતું નથી, એ આપણો અનુભવ છે.

*

અમદાવાદ રેડિયો પરથી હાલમાં સારાં પુસ્તકોની માસિક આલોચનાઓ કરાવવામાં આવે છેઃ આ વર્ષના મે મહિનાની ૨૯મી તારીખે ગુજરાત કોલેજના વિદ્વાન પ્રોફેસર શ્રી. ધીરુભાઈ ઠાકરે રેડિયો પરની માસિક આલોચનામાં શ્રી. જયભિખ્ખુની તાજેતરમાં બહાર પડેલ ભગવાન મહાવીર સ્વામીના યુગની નવલકથા 'મત્સ્ય ગલાગલ' વિષે વિવેચન કર્યું હતું.

×

ટૂંક સમય પહેલાં મહાવીર જયન્તી પ્રસંગે શ્રી. જયન્તી દલાલે અમદાવાદ રેડિયો પર "વસ્ત્રાર્ધ" કરીને દેવદૂષ્યને લગતી નાટિકા રજૂ કરી હતી.

×

"વસ્તુપાળ અને તેમનું વિદ્યામંડળ' વિષે શોધપૂર્ણ નિબંધ લખીને જાણીતા વિદ્વાન શ્રી. ભોગીલાલ સાંડેસરા પીએચ. ડી. ડોકટર બન્યા છે.

×

તાજેતરમાં સુરતુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી "વનરાજ ચાવડો' નામનું સ્વ. રા. સા. મહીપતરામ નીલકંઠનું લખેલું પુસ્તક બહાર પડવાનું છે. આ પુસ્તક પ્રથમ લેડી વિદ્યાગૌરીએ કરેલા સુધારા સાથે સુરતથી પ્રગટ થયું હતું, ને તેમાં કેટલાંક ચિત્રો પણ અપાયાં હતાં, જેમાં ત્રેસઠમા પાને ને ૧૦૨મા પાને શ્રી. શીલગુણસૂરિજીનાં ચિત્ર રજૂ થયાં છે. આ ચિત્રોમાં શીલગુણસૂરિજીને મોંએ મુહપત્તિ બાંધેલા ચિતર્યા છે

સિદ્ધરાજ જયસિંહનો કાળ જેમ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય ને મહામંત્રી ઉદયન જેવા મંત્રીઓથી ઝળહળતો છે, તેમ ગુર્જરી રાજ્યના સ્થાપક વનરાજના સમયમાં શીલ-ગુણસૂરિજીનું સ્થાન તેટલુ મહત્ત્વનું છે. લેખક પોતે, સિંહાસન પર બેસની વખતે વનરાજ પાસે બોલાવે છે, કે—

"મહારાજ, આપ મારા ગુરુ અને ધર્મપિતા છો. આપના શ્રમથી અને આપની કૃપાથી મારી માતા અને હું બચ્યાં છીએ ગૂર્જરી રાજ અને ચાવડા વંશની પુનઃ સ્થાપના થઈ તેનાં મૂળ કારણ આપ છો, માટે સાધુને અને ગુરુને છાજે એવી રાજપિતાની પદવી આપ સ્વીકારો."

શ્રી. શીલગુણસૂરિજી નવવિકસિત ગૂર્જર રાજ્યના રાષ્ટ્રપિતા બને છેઃ પણ લેખક આ પછી એ કાળે પ્રવર્તતા જૈન સાધુઓ ને જૈન ગૃહસ્થો વિષેના પૂર્વગ્રહો ઠેર ઠેર મૂકે છે. જૈનોની અહિંસાની મશ્કરી કરે છે. શીલગુણસૂરિએ વનરાજને શિકારમાં પ્રેરતા વગેરે વગેરે બતાવે છે, જે વિષે આગામી અંકમાં વિશેષ લખીશું.

×

સોલંકી યુગે તો ન જાણે કેટ-કેટલા લેખકોને આકર્ષ્યા છે. એક એક પાત્ર પર ત્રણ ત્રણ ને ચાર ચાર લેખકો નવીનવી રીતે લખે છે. છુટાછવાયાં પત્રોમાં પણ તે અંગે નાની-મોટી વાર્તાઓ આવ્યાં કરે છે. હાલમાં અમદાવાદથી નીકળતા 'ભવિષ્યવાણી' સાપ્તાહિકમાં પણ 'પંડિત માર્કંડેય શર્મા" ના શીર્ષક નીચે એક નાટિકા ક્રમશઃ આપવી શરૂ કરી છે. લેખક કોઈ 'રસરાજ' છે. તેઓએ આમળ આપેલ પરિચયમાં 'દિગ્વિજય· સૂરિ-જૈનાચાર્ય હેમચન્દ્રસૂરિના પટ્ટશિષ્ય ને જિનસૂરિ-મન્ત્રવિદ્યામાં કુશળ જૈન મુનિ'ને જેના પર નાટિકા લખાય છે તે માર્કન્ડેય શર્મા મારવાડના મહાન જ્યોતિષી છે. આ વાર્તામાં હેમચંદ્રાચાર્યને રુદ્રમહાલયના શિલારોપણ પ્રસંગે સિદ્ધપુર જવા વગેરેની ચર્ચા છે. વિશેષ હવે પછી.

—જ.

## આત્મા એ જ મિત્ર અને શત્રુ



अप्पा नई वेयरणी अप्पा मे कूडसामली ।
अप्पा कामदुहा धेणू अप्पा मे नंदणं वणं ॥
अप्पा कत्ता विकत्ता य दुक्खाण य सुहाण य ।
अप्पा मित्तममित्तं च दुप्पट्ठियसुपट्ठिओ ॥

—આપણો આત્મા જ નરકની વૈતરણી નદી તથા કૂટ શાલ્મલી વૃક્ષ છે; આપણો આત્મા જ સ્વર્ગની કામદુધા ધેનુ તથા નંદનવન છે. દુઃખો અને સુખોનો આત્મા જ કર્ત્તા અને વિકર્ત્તા છે. સારા માર્ગે જનારો આત્મા જ મિત્ર છે અને ખરાબ માર્ગે જનારો આત્મા જ શત્રુ છે. —ઉત્તરાધ્યયન સૂત્ર.



# જયદેવકૃત જયદેવચ્છન્દસ્

લેખક : શ્રીયુત પ્રો૦ હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

જેસલમેરના ભંડારમાં કેટલીયે એવી હાથપોથીઓ છે કે એ ન મળતી હોય તો આજે અમુક ગ્રન્થ વિષે આપણે ભાગ્યે જ જાણી શકત. જયદેવે રચેલ જયદેવચ્છન્દસ્‌ની અત્યાર સુધી એક જ હાથપોથી મળે છે અને એ જેસલમેરના ભંડારમાં છે. આ તાડપત્રીય[1] પ્રતિના પત્ર ૧–૧૦ માં જયદેવચ્છન્દસ્ છે. ત્યાર પછી ફરીથી ૧, ૨ એમ અંકવાળાં પત્રો છે. તેમાં પત્ર ૧–૪૪માં આ કૃતિ તેમ જ એના ઉપરથી હર્ષટની વિવૃતિ છે.[2] ત્યાર બાદ બીજી કૃતિઓ છે. જયદેવચ્છન્દસ્‌ના અંતમાં વિ. સં. ૧૧૯૦ની સાલ છે, જ્યારે સંપૂર્ણ પ્રતિના અંતમાં વિ. સં. ૧૧૯૨ની સાલ છે. આમ આ પ્રતિમાં બે વાર લિપિસમય દર્શાવાયો છે.

હર્ષટની ટીકા સહિતના મૂળમાં જે પાઠ હોવાનું જોઈ શકાય છે તે સ્વતંત્ર મૂળથી કેટલીક વાર ભિન્ન છે અને એ તો બની શકે, પરંતુ એમાં આઠમા અધ્યાયને લગતો ભાગ સ્વતંત્ર કૃતિમાં પાંચ જ પત્રો પૂરતો છે ત્યારે આ સટીક મૂળમાં બાર જેટલો છે.

જયદેવચ્છન્દસ્ નામની કૃતિ તેમ જ એના ઉપરની હર્ષટકૃત વિવૃતિનું સંપાદન પ્રો. વેલણકરે બીજી ત્રણ કૃતિઓ સહિત કર્યું છે અને આ સંગ્રહનું નામ 'જયદામન્' યોજ્યું છે. સાથે સાથે એમણે અંગ્રેજીમાં પ્રસ્તાવના લખી છે. એના આધારે હું જયદેવ અને એમના સમય વિષે અહીં ઊહાપોહ કરું છું.

શ્વેતપટ—જયદેવચ્છન્દસ્ એ સંસ્કૃત કૃતિ છે. એમાં આઠ અધ્યાયો છે. પ્રારંભમાં જયદેવે ઇષ્ટદેવતાને—વર્ધમાનને નમસ્કાર કર્યો છે. એ ઉપરથી છંદઃશાસ્ત્રી જૈન હોવાનું અનુમનાય છે. ત્રીજા અધ્યાયમાં એમણે વૈદિક છંદોનું નિરૂપણ કર્યું છે એ વાત બાધક નથી એ પ્રો. વેલણકરે વિસ્તારથી સમજાવી છે.[3] અહીં તો એઓ જૈન છે અને તેમાં પણ શ્વેતાંબર છે એ હકીકત નોંધીશું. નમિ સાધુ, સ્વયંભૂ, કવિદર્પણના કર્તા અને જયકીર્તિ[4] એ તમામ જૈન ગ્રન્થકારો જયદેવને પિંગલ જેટલું મહત્ત્વ આપવા

---

૧ આનો પરિચય જયદામનની અંગ્રેજી પ્રસ્તાવના (પૃ. ૩૬–૩૭ અને ૪૬–૪૭)માં પ્રો. વેલણકરે આપ્યો છે.

૨ પત્ર ૪૬–૮૯ માં કવિશિષ્ટ યાને વૃત્તજાતિસમુચ્ચય છે અને પત્ર ૯૦–૧૮૩માં કવિશિષ્ટ ઉપરની ગોપાલની ટીકા છે. આના પછી ફરીથી ૧, ૨, એમ અંકવાળાં પત્રોમાં પત્ર ૧–૧૫માં કેદારકૃત વૃત્તરત્નાકર અને ફરીથી ૧, ૨ એવા અંકવાળા ૧–૨૮ પત્રોમાં જયકીર્તિકૃત છંદોઽનુશાસન છે.

૩ જુઓ પૃ. ૩૪–૩૫

૪ જુઓ પૃ ૩૩

પ્રેરાયા છે એ બાબત એઓ જૈન હોવાનું સૂચવે છે. વળી એઓ કેદાર કરતાં વધારે પ્રાચીન અને કેદાર જેટલા તો વ્યવસ્થિત લેખક હોવા છતાં વૈદિક ધર્મના અનુયાયીઓમાં એઓ લોકપ્રિય ન બની શક્યા તે પણ એમના જૈનત્વને આભારી હશે.[5]

ઈ. સ. દસમી સદીના ઉત્તરાર્ધમાં થઈ ગયેલા ભટ્ટ હલાયુધે પિંગલના છંદઃસૂત્ર ઉપર ટીકા રચી છે. અહીં ૧, ૧૦ અને ૫, ૮ એ બંને ઉપરની ટીકામાં શ્વેતપટના ઉલ્લેખપૂર્વક એમણે નીચે મુજબ કથન કરેલું છેઃ—

(१) "'वान्ते ग्वक्रः' इति प्रोक्तं यैश्च श्वेतपटादिभिः"

(२) "'अन्यदतोऽपि वितानं' श्वेतपटेन यदुक्तम्।

'चित्रपदाऽपि च भो गौ' तेन गतार्थमिवैतत्।"

આ પૈકી "[6]वान्ते ग्वक्रः" એ જયદેવચ્છન્દસ્ નામની કૃતિના પહેલા અધ્યાયનું ચોથું સૂત્ર છે. "अन्यदतो हि वितानं" એ અ૦ ૫ માં જોવાય છે. **चित्रपदाऽपि च भौ गौ** એ અ૦ ૬ માં છે. આથી શ્વેતપટ તે જયદેવ જ છે એમ અનુમાન કરાય છે અને એ અનુમાનને આધારે જયદેવ શ્વેતપટ મનાય છે.

વૃત્તરત્નાકર ઉપર સુલ્હણે વિ. સં. ૧૨૪૬ માં વૃત્તિ રચી છે. એમાં એમણે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છેઃ—

"'अन्यदतो हि वितानं' इति शूद्रश्वेतपटजयदेवेन यदुक्तं भौगिति चित्रपदा गः इत्यनेन गतार्थत्वात्"[7]

આથી ઉપરના અનુમાનને ટેકો મળે છે.

**સમયનિર્ણય**—અત્યાર સુધીના ઊહાપોહ ઉપરથી જયદેવનો સમય નીચે મુજબ નક્કી કરી શકાય તેમ છે:

(૧) સુલ્હણ કરતાં એટલે કે વિ. સં. ૧૨૪૬ પહેલાં જયદેવ થયા છે, કેમકે સુલ્હણે એમનો નિર્દેશ કર્યો છે.

(૨) વિ. સં. ૧૧૯૦ ની પ્રતિમાં જયદેવની કૃતિ લખાયેલી છે એટલે એ પહેલાં એઓ થયા હોવા જોઈએ.

(૩) ભટ્ટ હલાયુધે એમનો મુખ્યતયા નિર્દેશ કરીને ઉલ્લેખ કર્યો છે એ હિસાબે એઓ ઈ. સ.ની દસમી સદીના ઉત્તરાર્ધ જેટલા તો પ્રાચીન છે જ. એટલે કે વિ. સં. ૧૦૫૬ (ઈ. સ ૯૯૯ + ૫૭) પૂર્વે થયા છે.

હવે જે બીજા કેટલાક ઉલ્લેખો ઉપરથી એઓ આના કરતાં પણ વધારે પ્રાચીન હોવાનું આપણે અનુમાન કરી શકીએ તેમ છીએ તે વિચારીશું.

---

૫ એમના છંદોऽનુશાસનને અંગે મેં "જયકીર્તિનું છંદોऽનુશાસન" નામના લેખમાં વિચાર કર્યો છે. આ લેખ અહીંના (સુરતના) "દિગંબર જૈન" (વ. ૪૩, અં. ૪)માં છપાયો છે.

૬ આ હેમચન્દ્રસૂરિકૃત છંદોऽનુશાસન (અ. ૧)માં પણ છે.

૭ જુઓ જયદામનની પ્રસ્તાવના (પૃ. ૩૧).

(૧) રુદ્રટના કાવ્યાલંકાર ઉપર નમિ સાધુએ વિ. સં. ૧૧૨૫માં ટિપ્પણુ રચ્યું છે. ૧–૧૮ ઉપરના ટિપ્પણુમાં "**छन्दो जयदेवादि**" એમ છે અને ૧–૨૦ ઉપરના ટિપ્પણુમાં "**छन्दांसि पिङ्गलजयदेवाद्यनुक्तानि वृत्तानि**" એમ છે. આ જયદેવ તે પ્રસ્તુત જયદેવ જ છે એમ પ્રો. વેલણકરનું માનવું છે અને તે અસંગત હોય એમ લાગતું નથી

ઈ. સ ૧૦૦૦ કરતાં પહેલાં થઈ ગયેલા સ્વયંભૂએ [૮]સયંભૂછંદ (૧–૧૪૪)માં નીચે મુજબ ઉલ્લેખ કર્યો છેઃ—

"**जयदेव-पिंगला सक्करंमि दोच्चि अ जइं समिच्छंति ।**
**मंडव्व-भरह-कासव-सेयवपमुहा न इच्छंति ॥**"[૯]

ભરતના નાટ્યશાસ્ત્ર ઉપર અભિનવ ગુપ્તે [૧૦]ટીકા રચી છે. એના પૃ. ૨૪૪માં જયદેવ વિષે ઉલ્લેખ છે. કન્નડ છંદશાસ્ત્રી નાગવર્માએ ઈ. સ ૯૯૦માં છંદોમ્બુધિ રચેલ છે. એમાં જયદેવનો ઉલ્લેખ છે એમ JUB (૧૯૪૭ના અંક)માં ઉલ્લેખ છે.

વરાહમિહિરની બૃહત્સંહિતા ઉપર ભટ્ટ ઉત્પલે ઈ. સ. ૯૬૬માં ટીકા રચી છે. અ૦ ૧–૩ ઉપરની ટીકામાં છંદોનાં જે લક્ષણો અપાયાં છે તે આ જયદેવચ્છન્દસ્‌ને આધારે હોય એમ લાગે છે.[૧૧]

શકસંવત્ ૪૨૭ (વિ. સં. ૫૬૨)માં પંચસિદ્ધાંતિકા રચનારા વરાહમિહિર આ જયદેવને જાણતા હશે, પણ આ બાબત અત્યારે તો અચોક્કસ છે.

આ બધી બાબતોને લક્ષ્યમાં રાખી પ્રો. વેલણકરે એમ કહ્યું છે કે જયદેવ ઈ. સ. ૯૦૦ પહેલાં ક્યારેક થઈ ગયા છે અને કદાચ ઈ. સ. ૬૦૦ કરતાં પણ પહેલાં થયા હશે.

ઉલ્લેખો—વૃત્તજાતિસમુચ્ચય (૬, ૭) ઉપરની ટીકામાં ગોપાલે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છેઃ—

"**तथा चोक्तमन्यैः—'एवमेव पिण्डितेषु (च)**
**सङ्ख्या प्रस्तारविरचिता भवति'।**"

આ અવતરણુ જયદેવચ્છન્દસમાં અ૦ ૮ ના શ્લો. ૧૧ તરીકે જોવાય છે.

વૃત્તરત્નાકરની ટીકામાં [૧૨]ત્રિવિક્રમે, જયકીર્તિએ છંદોઽનુશાસન (અ૦ ૮, શ્લો. ૧૯)માં હેમચન્દ્રસૂરિએ છંદોઽનુશાસન (૨, ૨૯૭; ૩, ૫૧–૫૨)ની સ્વોપજ્ઞ ટીકા નામે છન્દશ્ચૂડામણિમાં, અજ્ઞાત [૧૩]છંદઃશાસ્ત્રીએ કવિદર્પણુ (૬, ૧૦)માં વૃત્તરત્નાકર (અ૦ ૨, શ્લો. ૩૬) નારાયણે અને વૃત્તરત્નાકર (૩, ૩૧; ૫, ૬; અને ૫, ૯)ની ટીકામાં બૌદ્ધ રામચન્દ્ર વિબુધે જયદેવ વિષે ઉલ્લેખ કર્યો છે એમ પ્રો. વેલણકરે અંગ્રેજી

---

૮ આ JBBRAS (1935)માં છપાયું છે.

૯ જુઓ ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ. ૩૨).

૧૦ આ ટીકા સહિત મૂળ ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાળામાં છપાયું છે.

૧૧ જુઓ પ્રો. વેલણકરનો વરાહમિહિર અને ઉત્પલને અંગેનો લેખ. આ સી. કે. રાજા સ્મારક ગ્રન્થ (પૃ. ૧૪૧–૧૫૨)માં ઈ. સ. ૧૯૪૬માં છપાયો છે.

૧૨ આ સુલ્હણુ કરતાં પહેલા થયા હશે.

૧૩ આ જૈન છે અને એઓ હેમચન્દ્રસૂરિને અનુસરે છે.

પ્રસ્તાવના ( પૃ. ૩૨–૩૩ )માં કહ્યું છે. આ એમણે નિર્દેશેલા ઉલ્લેખોમાં **શી**લાંકસૂરિએ સૂયગડ ( સૂય૦ ૧, અ. ૨, ઉ. ૧ )ની નિજ્જુત્તિ ( ગા ૩૮ )ની ટીકામાં જે નીચે સુજબનું વૈતાલીય છંદનું લક્ષણ અવતરણરૂપે રજૂ કર્યું છે અને જે 'જયદેવચ્છન્દસ્ (અ. ૪, પૃ. ૧૫) ગત લક્ષણ સાથે [14]લગભગ અક્ષરશઃ મળે છે એ નોંધ્યું નથી એટલે એ હું અહીં ઉમેરું છુંઃ—

**મુનિ અને સૈતવ**—જયદેવે અ. ૫, પૃ. ૨૦માં મુનિ અને સૈતવ એ બેના મત નોંધ્યા છે. 'મુનિ' નો અર્થ હર્ષટે પિંગલ કર્યો છે.

**પદ્ધતિ**—પહેલા અધ્યાયમાં સંજ્ઞાઓ સમજાવાઈ છે. બીજા અને ત્રીજા અધ્યાયમાં વૈદિક છંદોનું નિરૂપણ છે ત્યાર બાદ લૌકિક છંદોના લક્ષણો વગેરે અપાયાં છે. આમ જયદેવ વસ્તુની ગોઠવણીની બાબતમાં પિંગલને અનુસરે છે; બાકી પદ્ધતિમાં ફેર છે. જયદેવે છંદોનાં લક્ષણ તે તે છદમાં આપ્યાં છે અને એથી પૃથક્ ઉદાહરણો આપવાની જરૂર રહી નથી.

વૈદિક છંદોમાંથી લૌકિક વર્ણવૃત્તો સર્વથા છૂટા પડી નહિ ગયા હતા એવા સમયમાં જયદેવે પોતાની કૃતિ રચી હશે એમ પ્રો. વેલણકરે પૃ ૩૪માં કહ્યું છે. વિશેષમાં એમણે એમ પણ કહ્યું છે કે, **અભિજ્ઞાન શાકુંતલ** (અ. ૪, શ્લો. ૮)માં જે વૈદિક છંદ વપરાયો છે તે એ પ્રસંગને બરાબર અનુરૂપ છે, પરંતુ એ વૈદિક છંદોનું લૌકિક છંદો ઉપરની અસર અને પકડની છેલ્લી નિશાની સૂચવે છે. સંક્રાંતિ કાળમાં જયદેવ થયાનું પ્રો. વેલણકર માને છે. સંસ્કૃત એ વૈદિક ધર્મના જ અનુયાયીઓનો વારસો છે એવી માન્યતા હજી પ્રચલિત હતી એવે સમયે જયદેવે પોતાની કૃતિ રચી હોવી જોઈએ. લૌકિક સંસ્કૃત છંદો વિશે નિરૂપણ કરનાર એના જન્મદાતા રૂપ વૈદિક છંદોની અવગણના કરી શકે તેમ ન હતું, એ સમયની જયદેવની કૃતિ હોવાથી એમાં વૈદિક છંદોને લગતી હકીકત જોવાય છે, એમ પ્રો. વેલણકરનું કહેવું છે.

**હર્ષટ**—આ મુકુલ ભટ્ટના પુત્ર થાય છે. એમના નામનો વિચાર કરતાં એઓ કાશ્મીરના હોવા જોઈએ, **કાવ્યપ્રકાશના** કર્તા મમ્મટે એક મુકુલભટ્ટનો ઉલ્લેખ કર્યો છે. એમણે **અભિધાવૃત્તિમાતૃકા** રચી છે. એમનો સમય ઈ. સ. ૯૨૫ની આસપાસનો છે. આ જ મુકુલ ભટ્ટના પુત્ર તે હર્ષટ કે કેમ એનો નિર્ણય કરવો બાકી રહે છે; બાકી હર્ષટની ટીકાની હાથપોથી જે વર્ષમાં લખેલી મળે છે એ હિસાબે હર્ષટ ઈ. સ. ૧૧૨૪ પહેલાં થયા છે.

જૈન છંદશાસ્ત્રીઓની વિવિધ કૃતિઓ પ્રો. વેલણકરે અત્યારનવાર છપાવી છે તે તમામ એક પુસ્તક રૂપે વિશિષ્ટ પ્રસ્તાવના ઇત્યાદિ સહિત છપાવવી ઘટે. જૈનોની સમૃદ્ધ સંસ્થાઓ આ બાબત હાથ ધરશે તો આનંદ થશે.

---

૧૪ " वैतालीयं र्लौनैधनाः । षडयुक्पादेष्वौ समश्चलः ॥ न समोऽत्र परेण युज्यते । नैता पश्च निरन्तरा युजोः । " અહીં " पादेष्टौ " અને " समे चलः " એમ બે પાઠાન્તરની નોંધ છે.

# એ રત્ન કોનાં ?

બ્રહ્મદત્ત રાજાના સમયમાં કોઈ એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને વૈદર્ભ નામનો એક મંત્ર સિદ્ધ થયો હતો. એક ખાસ નક્ષત્રનો ઉદય થતાં એને બોલતાં આકાશની તરફ જોવાથી સાત મહામૂલ્ય રત્નો વરસતાં હતાં. બ્રાહ્મણને એક શિષ્ય હતો, તે ઘણો બુદ્ધિમાન હતો. તે પોતાના ગુરુની પાસે રહીને વિદ્યાધ્યયન કરતો હતો.

એક વખત બ્રાહ્મણ પોતાના શિષ્ય સાથે યાત્રા કરવા નીકળ્યો. રસ્તામાં એક ગાઢ જંગલ આવ્યું. તેમાં લૂંટારાઓના મોટા મોટા સમુદાય રહેતા હતા પાંચસો ડાકુઓના એક ટોળાએ ગુરુ અને શિષ્યને પકડી લીધા તેમની એ રીત હતી કે બે માણસોમાંથી એકને થાપણ રૂપે રાખી લેવામાં આવતો અને બીજાને રકમ લાવવા માટે મોકલી દેવામાં આવતો. જો બાપ અને દીકરો મળી જાય તો બાપને થાપણરૂપે રાખીને દીકરાને મોકલી દેવામાં આવતો. જો બે ભાઈ હોય તો મોટાને રાખી લેતા. તેમણે ગુરુને પોતાની પાસે રાખી લીધા અને શિષ્યને રકમ લાવવા માટે મોકલી દીધો.

શિષ્યે જતી વખતે ગુરુના કાનમાં કહ્યું—'હું જાઉં છું. આજે જ એ નક્ષત્રોનો યોગ છે. લૂંટારાઓ તમને હેરાન કરશે પરંતુ મારના ડરથી રત્નો વરસાવતા નહિ. એથી તમારો નાશ થશે, અને લૂંટારાઓનો પણ. હું ક્યાંઇથી રકમ લઈ આવીશ. તમે મારના ડરથી મંત્ર ભણતા નહિ.'

શિષ્ય ગયો. સંધ્યા થઈ ગઈ. ચોરોએ ગુરુને બાંધી દઈ ખૂણામાં નાખી મૂક્યો. થોડી વારમાં ચંદ્રોદય થયો. તેને અને તેની આસપાસના તારાઓને જોતાં બ્રાહ્મણના મનમાં અનાયાસે થયું કે–'મારી પાસે આવો પ્રભાવશાળી મંત્ર છે, નક્ષત્રોનો યોગ છે, છતાં આ પ્રકારે હું કષ્ટ શા માટે ભોગવું? તપસ્યા અને મંત્ર ક્યારે કામ આવે?'

તેણે પહેરો દેવાવાળા ડાકુઓને કહ્યું, 'ભાઈ! મને શા માટે બાંધી રાખ્યો છે?'

'ધનને માટે.' ડાકુઓએ ઉત્તર આપ્યો.

'જો ધન જ જોઈએ તો મને છોડી દો. નાહી ધોઈને કપડાં પહેરવા દો. એક ફૂલની માળા લાવી આપો.'

ચોરોને એ ડર હતો જ નહિ કે બ્રાહ્મણ નાસી જશે. કુતૂહલને ખાતર તેના કહેવા મુજબ કરવા લાગ્યા.

બ્રાહ્મણે નક્ષત્રોનો બરાબર યોગ થતાં મંત્રનો જાપ કર્યો. અને આકાશ તરફ જોયું. એ જ સમયે તેજથી ચમકતાં સાત રત્નો પૃથ્વી પર પડ્યાં. ચોરોએ તેને ઉઠાવી લઈ કપડામાં બાંધી લીધાં અને નાસવાનું શરૂ કર્યું. બ્રાહ્મણ પણ તેમની પાછળ પાછળ ગયો.

એ જ જંગલમાં લૂંટારાઓની એક બીજી ટુકડી રહેતી હતી. તે પહેલા કરતાં વધુ બળવાન હતી. પહેલા લૂંટારાઓને નાસતા જોઈને તેમને વહેમ પડ્યો કે તેમની પાસે લૂંટનો માલ છે. તેણે તેમને પડકારતાં કહ્યું, 'અરે! ઊભા રહો, શો માલ લઈ જઈ રહ્યા છો?'

તેણે રત્નોવાળા લૂંટારાઓને ઘેરી લીધા. ઘેરાયેલા ચોરોએ બલા ટાળવા માટે કહ્યું, 'આ બ્રાહ્મણની પાસે બહુ મોટી વિદ્યા છે. તેણે અમને રત્ન આપ્યાં. એને પકડી લો, તમને પણ રત્ન મળી જશે'.

બ્રાહ્મણ ફરી પકડાયો. બીજી ટુકડીએ પણ તેને રત્ન આપવા કહ્યું. બ્રાહ્મણ ગણ-ગણવા લાગ્યો: 'હું માનું છું કે મારી પાસે રત્ન પ્રાપ્ત કરવાની વિદ્યા છે પરંતુ એ તો આકાશમાં અમુક નક્ષત્રોનો યોગ થતાં જ વરસે છે. તે યોગ હમણાં જ ગયો. હવે એક વર્ષ પછી આ સમયે એ યોગ આવશે. તે સમયે હું મંત્ર બોલીને તમારા માટે પણ રત્ન પ્રાપ્ત કરી લઈશ.'

ચોરોએ કહ્યું: 'આ ટોળીને તો એ જ સમયે આપી દીધાં અને અમારો વારો આવ્યો ત્યારે ઊઠાં ભણાવે છે? જલદીથી સીધી રીતે આપી દે, નહિતર સમજી લે કે મોત આવ્યું.'

બ્રાહ્મણ બોલ્યો: 'હું સાચું કહું છું. હવે એ યોગ આવતી સાલ આવશે. મારા હાથની વાત નથી.'

ચોરોનો સરદાર રત્ન મેળવવા માટે અધીરો બની રહ્યો હતો. એક તરફ બ્રાહ્મણે નકારો ભણ્યો ત્યારે બીજી તરફ પહેલી ટોળી હાથથી જઈ રહી હતી. તેણે ક્રોધમાં આવીને એક પ્રહાર કર્યો અને બ્રાહ્મણ ત્યાં ઢગલો થઈ પડ્યો.

નાસતી ટોળીને પકડી લેવામાં આવી. બીજી ટોળીના બળવાન યોદ્ધાઓએ તેમને મારી પાડ્યા. તેમના બધા ચોરોને ખતમ કરી દેવામાં આવ્યા. રત્નો જમીન પર પડ્યાં. પરંતુ એને મેળવવા માટે બીજી ટુકડીના ડાકુઓના પરસ્પર ઝઘડો થયો. એક વર્ગ સર-દારની વિરુદ્ધ ઊભો થઈ ગયો. બંનેમાં ભયંકર યુદ્ધ જામ્યું. લગભગ બધા યોદ્ધાઓને મારી નાખવામાં આવ્યા. માત્ર બે બાકી બચી રહ્યા.

એ બંનેએ નિશ્ચય કર્યો કે, 'આપણે આપસમાં લડવું ન જોઈએ. કોઈ મોટા નગરમાં જઈને આ રત્નો વેચી નાખીએ અને તેનાથી જે ધન મળે તેને અડધોઅડધ વહેંચી લઈએ.'

બંને જણા નગર તરફ ચાલ્યા. રસ્તામાં એક ગામની પાસે વિશ્રામ લેવા બેઠા. ભૂખ લાગેલી હતી. એક જણ કંઈક ખાવાનું લેવા માટે ગામમાં ગયો. બીજો રત્નોને જાળવવા બહાર બેઠો રહ્યો. તેના હાથમાં ખુલ્લી તરવાર હતી.

તેના મનમાં થયું કે, 'રત્નોથી પ્રાપ્ત ધનની વહેંચણી કરવા સમયે તકરાર થશે. ખબર નથી કે કેટલું મળશે. કોઈ ભાગ પડાવનાર ન હોય તો જ ઠીક થાય.' તેણે અચાનક હુમલો કરીને બીજાને મારી નાખવાનો નિર્ણય કરી લીધો

ગામમાં જનારના મનમાં પણ આવી જ રીતના વિચારો આવ્યા હતા. તે પોતાના ભાગીદારને ખતમ કરી નાખવાનો ઉપાય વિચારી રહ્યો હતો. તેણે થોડું ઝેર ખરીદ કર્યું અને ભોજનમાં મેળવી દીધું.

તે ભોજન લઈને આવ્યો. પહેલો પોતાની યોજના પ્રમાણે તયાર બેઠો હતો. તે નજદિક આવતાં જ તેણે તલવારના એક ઝાટકે તેનું માથુ ઊતારી લીધું. પોતાને બધાં રત્નોનો સ્વામી સમજીને હર્ષિત થતો જલદી જલદી તે લાવેલા ભોજનને ખાવા લાગ્યો. ખાતાં જ ઝેરે અસર કરી. તે પણ ત્યાં જ ઢગલો થઈ પડ્યો.

રત્નો ત્યાં જ પડ્યાં રહ્યાં.

[ 'શ્રમણ' વર્ષ ૧, અંક ૮ માંથી અનૂદિત.]

[ અનુસંધાન ટાઈટલ પેજ ૨ થી ચાલુ ]

विद्वान था। साहसाङ्क राजाका राजवैद्य और चरकका प्रसिद्ध टीकाकार हरिचन्द्र इसका पूर्व पुरुष था। विश्वकोषकी प्रस्तावनामें ग्रन्थकर्त्ताने हरिचन्द्रसे प्रारंभ कर अपने सब पूर्वजोंका वर्णन किया है। इसने विश्वप्रकाशका निर्माणसाल ई. ११११ (शक १०३३) उस ग्रन्थके अंतमें दिया है। इसका विरचित साहसाङ्क चरितकाव्य भी था ऐसा निर्देश विश्वप्रकाशकी प्रस्तावनामें मिलता है।

विश्वप्रकाश—यह नानार्थ शब्दोंका कोष है। इसमें अमरकोषके सदृश अन्तिम वर्णानुक्रमसे शब्दोंकी योजना है। हेमचंद्रने अपने ग्रन्थमें इसका निर्देश किया है। इस कोषका महत्त्व अभी भी संस्कृत साहित्यके विद्वानोंमें है। शब्दभेदप्रकाश—यह विश्वप्रकाशका परिशिष्ट ही है। इसके निर्देश शब्दभेद, वकार भेद, ऊष्मभेद और लिङ्गभेद है। इस शब्दभेदप्रकाश पर ई. १५९८ में ज्ञानविमलगणि द्वारा विरचित टीका प्रसिद्ध है।

उपर्युक्त उद्धरणसे स्पष्ट है कि ये १२ वीं सदी के जैनेतर विद्वान हैं व इनके रचित दो ही ग्रन्थ हैं। लिङ्गभेद नाममाला व शब्दभेद (प्रकाश) वास्तवमें शब्दप्रभेदसे ही अध्यायों के नाम हैं अतः स्वतंत्र ग्रन्थ नहीं है।

---

२ चोखम्बा संस्कृत सीरीजसे यह प्रकाशित हो चुका है।



## ગ્રંથ-સ્વીકાર

૧. षड्दर्शनसमुच्चय—કર્તા: શ્રી હરિભદ્રસૂરિ, ટીકાકાર શ્રી સોમતિલકસૂરિ, સંપા૦ શ્રી વિજયજંબૂસૂરિજી મ. પ્રકાશક: મુક્તાબાઈ જ્ઞાનમંદિર-ડભોઈ. મૂલ્ય: રૂપિયા ત્રણ.

૨. શ્રી તત્ત્વતરંગિણી-બાલાવબોધ—સંપા૦ શ્રીવિજયજંબૂસૂરિજી મ. પ્રકાશક: ઉપર મુજબ.

૩. નિત્ય સ્મરણ સ્તોત્રાદિ સંગ્રહ—સંગ્રાહક: શ્રીવિજયજંબૂસૂરિજી મ. પ્રકાશક: ઉપર મુજબ

### નવી મદદ

૨૫૧) રૂા. પૂજ્ય મુનિરાજ શ્રી દર્શનવિજયજી મ. (ત્રિપુટી)ના ઉપદેશથી શ્રી જૈનસંઘ બોરિયાવી (લીંચ).

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.




વર્ષ ૧૫ : અંક ૧૧ ]      તા. ૧૫-૮-૫૦ : અમદાવાદ      [ ક્રમાંક : ૧૭૯

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

## વિષય-દર્શન

# સમિતિના ચાર પૂજ્યોનાં ચતુર્માસ-સ્થળ

૧. પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ.
ઠે. જૈન મંદિર, ૬૫૭ સાચાવીર-સ્ટ્રીટ, પૂના કેંપ. ૨.

૨. પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજ.
ઠે. મામલાકોટ, વેરાવલ બંદર (સૌરાષ્ટ્ર)

૩. પરમપૂજ્ય મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી મહારાજ.
શિવપુરી, (ગ્વાલિયર સ્ટેટ)

૪. પરમપૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી મહારાજ. (ત્રિપુટી)
ઠે. જૈન ઉપાશ્રય, નાગજી-ભૂધરની પોળ—માંડવીની પોળમાં. અમદાવાદ.



## સુભાષિત

रागो य दोसो वि य कम्मवीयं,
कम्मं च मोहप्पभवं वयन्ति ।
कम्मं च जाईमरणस्स मूलं,
दुःखं च जाईमरणं वयन्ति ॥

—રાગ અને દ્વેષ એ બે કર્મના બીજ છે. તે કર્મ મોહથી ઉત્પન્ન થાય છે. આ કર્મ જ જન્મ મરણનું મૂળ છે. અને જન્મ મરણ એ જ દુઃખ ઉત્પન્ન થવાનો હેતુ કહેવાય છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર.



अत्थि सत्थं परेण परं;
नत्थि असत्थं परेण परं ॥

—દુનિયામાં ઘાતક હથિયારો એકથી એક વધીને હોય છે; શસ્ત્રરહિતપણું એ જ શાંતિનો એક માર્ગ છે. —આચારાંગ



सव्वाओ पमत्तस्स भयं;
सव्वाओ अपमत्तस्स नत्थि भयं ॥

—પ્રમાદીને ચારે બાજુએ ભય ને ભય દેખાય છે. જે અપ્રમાદી હોય છે તેને કંઈ પણ ભય હોતો નથી.








॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १५ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ. સં. ૨૪૭૬ : ઈ. સ. ૧૯૫૦ | क्रमांक |
| अंक : ११ | શ્રાવણ સુદિ ૨ : મંગળવાર : ૧૫ ઓગષ્ટ | १७९ |


# પ્રાચીન સંતવાણી


સંપાદક : શ્રીયુત અંબાલાલ પ્રેમચંદ શાહ


લોકસાહિત્યના પ્રાચીન અવશેષોમાંથી જ્યારે સંતોના અનુભવબોલ હાથ લાગી જાય છે અને જે આહ્‌લાદ ઉપજે છે એનું વર્ણન કરી શકાતું નથી. આવી અનુભવવાણીના એક પ્રાચીન હસ્તલિખિત પત્રના આધારે દૂહાઓ અહીં આપવામાં આવ્યા છે. આ દૂહાઓ એક જ અનુભવીની કૃતિ નહીં હોય. તેની રચનામાં ગુજરાતી અને અપભ્રંશ ભાષાનું મિશ્રણ છે. તેમાં વ્યાકરણ અને છંદની અશુદ્ધિઓ મળી રહે. છતાં કુદરતી રીતે જ હૃદયમાંથી નીકળી પડેલાં સુગંધી પુષ્પો જેવા આ દૂહાઓ સર્વજનસુલભ બને અને એમાં પ્રયોગોની કૃત્રિમતા આવી ન જાય એવું ધ્યાન રખાયું લાગે છે. આ દૂહાઓ એવા જ કોઈ સંતની અનુભવવાણીના છે. બધાય જુદા જુદા વિચારના રંગબેરંગી કુસુમો જેવા છે. તેની સૌરભ સહુ કોઈને આહ્‌લાદ ઉપજાવે તેવી છે. આમાં સજ્જન–દુર્જન, કર્તવ્ય–અકર્તવ્ય, અને માનવ સ્વભાવની ગતિવિધિ, જુદા જુદા પ્રસંગો અને સ્થિતિનું ચિત્રણ ન્યાયની ભાષાના વ્યાપ્તિજ્ઞાન જેવું મળી રહે છે.

જીવનનો પ્રવાહ ક્યાંઈ અનુપયોગી માર્ગે અટવાઈ ન જાય તેની માનવોચિત સમયસૂચકતાનો બોધપાઠ આવી વાણીમાંથી મળી જાય છે. મનુષ્ય જો આવા ઉપદેશનો ઉપયોગ કરવાનો વિવેક દાખવે તો જીવનમાં ભાગ્યે જ હતાશ થવાનો પ્રસંગ સાંપડે. વસ્તુત: પ્રત્યેક બાબતમાં વિવેકબુદ્ધિની જરૂર પડે જ છે. કેટલીક વિગતો તો આપણા નિત્યજીવનમાં પ્રત્યેક ક્ષણે સ્પર્શે છે, છતાં તેનો ખ્યાલ આપણને હોતો નથી. એ વિગતો તરફ વિવેકભરી આંગળી ચીંધવાનું પુણ્ય આવી વાણીને આભારી બને છે. ચાલો, આપણે એ અનુભવવાણીનું રસપાન કરીએ :

૧

ઉત્તમ અતિહિ પરાભવિઉ, હીઅડઈ ન ધરઈ ડંસ;
છેદિઉ ભેદિઉ દુહવિઉ, મધુરઉ વાજઈ વંસ. ૧

ઉત્તમ કેરઉ કોપ જિમ, અધમહ તણઉ સનેહ;
પહિલઉં દીસઇ અતિઘણુઉ, પાછઈ દાખઈ છેહ. ૨

મૂલ નહીં તે માણુસહ, દૂધ સરીખું જેહ;
સંતાપિઉં દુજ્જણુ મિલિઉં, મથિઉં દિખાડઈ નેહ. ૩

આંબુ સદાફલ રસ બહુલ, છાયા બહુલ સપત્ત;
તેહઇ જુંવણિ ખાટપણુ, માણુસ કૈહી મત્ત. ૪

હંસા વયરિલવ કિમ સહઈં, અમરિસ જેહ સરીરિ;
નીમાણા બગ બપ્પડા, ક્ષણિ જાઈં ક્ષણિ તીરિ. ૫

ગુંજાહલ મન ગવ્વ કરિ, તોલિ મ અપ્પ સમાણુ;
અગ્ગિ મજ્ઝિ જઉ પઈસીઈં, તુ લબ્ભઈ પરમાણુ. ૬

જાણુપણઉં નયણે વસઈં, જે પરાભવ જાણંતિ;
દુજ્જણુ દીઠઈં દૂમીઈં, સજ્જણિ નેહ ધરંતિ. ૭

વડુ હઊઉ વાહર મિલી, ગલી ગિયાં સવિ અંગ;
પાપતણાં ફલ ભોગવઈં, તઉ હૂ તેહ જિ રંગ. ૮

અવસર પિક્ખવિ ધમ્મ કરિ, લીજઈ જુંવણુ લાહ;
જુ જિમ દેસિઈ દીહડા, તઉ જર દેસિઈ દાહ. ૯

જિહિં પરિમલ તિહિં તુચ્છ દલ, જિહિં દલ સોઅ નિગંધ;
રે ચંપા તું તિન્નિ ગુણ; સદલ સરૂવ સુગંધ;. ૧૦

સરસ જિમણુ જીવીય રયણુ, પીયદંસણુ વયણાઈં;
એ નિત નિત સેવીઈં, તરૂ હૂ ત્રિપતિ ન થાઈં ૧૧

વૈશ્વાનર તું પાપીઉં, તુઝ રાંધિઉં કુણુ ખાઇ;
જે સાજણુ મજ્ઝ વલ્લહાં, તે બાલ્યાં તુઝ માહિ. ૧૨

હું અગનિ નહીં પાપીઉ, મઝ રાંધિઉં જગ ખાઇ;
જુ તુ સજ્જણુ વલ્લહાં, તુ તુ સાથિઈં જાઈં. ૧૩

સઘલા માસ સોહામણા, પુણુ વઈસાહ ન તુલ્લ;
જે દવિ દદ્ધાં રુંખડાં, તિહાં તે મત્થઈ ફુલ્લ. ૧૪

કંટાલા ઉદ્ધાણુ, જસ ઘરિ ઈક્ષિ ન જાઉ;
પગિ પગિ જૂની વાડિ જિમ, મત્થઈ દિજ્જઈ પાઉ. ૧૫

[ અપૂર્ણ ]



# વિદિશા અને સાંચીના સ્તૂપો

*

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી)

શોધખોળની દિશામાં જેમ જેમ પ્રગતિ થતી જાય છે તેમ તેમ જૈન ગ્રંથોની પ્રામાણિકતા પુરવાર થતી જાય છે. એક સમય એવો હતો જ્યારે ભારતમાંથી મળી આવેલા સમગ્ર સ્તૂપો અને ગુફાઓ બૌદ્ધોની જ છે એવી માન્યતા ઠસાવવાનો પ્રયત્ન થયો હતો. પણ મથુરાનો અને રામનગરનો જૈન સ્તૂપ મળી આવ્યા પછી પુરાતત્ત્વવેત્તાઓને એ માન્યતા ધરમૂળથી બદલવી પડી અને બૌદ્ધો કરતાં જૈનોમાં સ્તૂપ રચનાની કળા પ્રાચીન કાળથી ચાલી આવે છે એમ જાહેર કરવું પડ્યું. આવા જ એક 'સાંચી સ્તૂપ' વિશેની માહિતી અહીં ઐતિહાસિક પ્રમાણ સાથે રજુ કરવામાં આવે છે.

માલવપતિ અવંતીષેણ અને કૌશાંબીપતિ મણિપ્રભ બંને ભાઈઓ હતા પરંતુ તેઓ તેમના આ સગપણથી તદ્દન અજ્ઞાત હતા. તેમની માતા ધારિણીએ પોતાના સતીત્વની રક્ષા માટે દીક્ષા લીધા પછી એ બંને ભાઈઓનો પરિચય કરાવવાનો પ્રસંગ તેમને સાંપડ્યો નહોતો. એ પ્રસંગ અચાનક આવી પડ્યો.

માલવા અને કૌશાંબીને પરાપૂર્વથી વેર ચાલ્યું આવતું હતું આથી જ્યારે મણિપ્રભ રાજાએ માલવપતિ અવંતીષેણ ઉપર ચડાઈ કરી ત્યારે ધારિણીને ખબર પડતાં તેણે બંને ભાઈઓનો પરિચય આપી એ યુદ્ધ અટકાવ્યું એટલું જ નહિ એ બંને રાજ્યો મિત્રરાજ્યો તરીકે જાણીતાં થયાં. એ સમયે સાંચીમાં 'સમાધિસ્તૂપ' ઊભો કરવામાં આવ્યો હતો એવો ઉલ્લેખ જૈનોના પ્રાચીન ગ્રંથ 'આવશ્યનિર્યુક્તિ'માંથી મળી આવે છે.

આ૦ જમ્બૂસ્વામીના બે શ્રમણોએ અનશન કરવાનો વિચાર કર્યો. એક મુનિએ માનસ–માનની ભાવનાથી કૌશાંબીમાં જનતાની નજર પડે તે સ્થાનમાં અનશન કર્યું પરંતુ તે દિવસોમાં જ અવંતીષેણે કૌશાંબીને ઘેરો ઘાલ્યો એટલે તેમને મનની મનમાં રહી ગઈ. માન–સન્માન તો ઠીક પરંતુ સ્વર્ગે ગયા પછી તેમના શરીરને પણ પ્રજાએ દૂરથી કિલ્લા બહાર ફેંકી દીધું અને એ સત્કાર–સન્માનની ભાવનાનો આવો કરુણ અંત આવ્યો.

બીજા શ્રમણે માળવાની સરહદ પર આવેલી વત્સિકા નદીને કાંઠે પહાડીની તળેટીમાં કોઈ ન જાણી શકે તેવા અજ્ઞાત સ્થાનમાં અનશન કર્યું. રાજા અવંતીષેણ, રાજા મણિપ્રભ અને તેની માતા સાધ્વી ધારિણી ઉજ્જૈન જતાં અહીં આવ્યાં ત્યારે તેઓ આ તપસ્વી મુનિવરને જોઈ એમની ભક્તિ માટે અહીં રોકાઈ ગયાં. તેમણે એ મુનિવરનાં માન–સન્માન કર્યાં. એ ધર્મઘોષ મુનિવર કાલધર્મ પામ્યા એટલે તેમનો સ્વર્ગગમન મહોત્સવ કર્યો અને પછી તે સ્થાને મોટા વિસ્તારવાળો વિશાળ સમાધિસ્તૂપ બનાવ્યો.

('આવશ્યક નિ૦' ગા૦ ૧૨૮૭ ની ટીકા)

આ સાંચીનો સ્તૂપ ભીલ્સાની નૈઋત્યે ૬ માઈલ પર જીર્ણશીર્ણ દશામાં વિદ્યમાન છે.

દર્શાણ દેશમાં વિદિશા નગરી હતી, જે પશ્ચિમ દશાર્ણ દેશની રાજધાની હતી. તેનાં તથા તેના પરાનાં વિદિશા, ચેતિયગિરિ અને ભદ્દલપુર એમ અનેક નામો મળે છે. માલવરાજ ચંડપ્રદ્યોતે વિદિશાની વાયવ્યમાં ભગવાન મહાવીરસ્વામીનું દેરાસર બનાવી તેમાં જીવિતસ્વામીની પ્રતિમા સ્થાપી હતી અને ભાઈલ્લ વગેરે વ્યાપારીઓને બોલાવી મોટું પરું વસાવ્યું હતું, જેનાં પાછળથી વેસવાડી (વૈશ્યપાટી), વેશનગર, ભાઈલ્લ, ભદ્દલપુર, ભાદ્રપદ, ચેઈયગિરિ (ચૈત્યનગર) અને ભીલ્સા ઈત્યાદિ નામો મળે છે.

સમ્રાટ અશોકના સમયે દશાર્ણ દેશની રાજધાની ચેતિયગિરિમાં હતી. ચૌદ પૂર્વધારી આ૦ ભદ્રબાહુસ્વામી ભદ્દલપુર યાને ભાદ્રપદની બહાર વડ નીચે સમાધિ લઈ સ્વર્ગે ગયા હતા. આ૦ જસભદ્રના શિષ્યો ભદ્દલપુરની આસપાસ વિચરતા હતા. તેમનાં ભદ્દિજ્જિયા શાખા અને ભદ્રગુપ્ત કુલ જાહેર થયાં છે. સંભવ છે કે વેસવાડીય ગણનું ઉત્પત્તિસ્થાન વેસનગર હોય. વિદિશાથી લગભગ ૪ માઈલ પર ઉદયગિરિ નામની પહાડી છે. તેમાં ૨૦ જૈન ગુફાઓ છે અને ૨૦મી ગુફામાં એક જૈન લેખ છે તે આ પ્રમાણે છે:

(१) नमः सिद्धेभ्यः ॥

श्रीसंयुतानां गुणतोयधीनां, गुप्तान्वयानां नृपसत्तमानाम् ।
(२) राज्ये कुलस्याधिविवर्द्धमाने षड्भिर्युतैर्वर्षशतेथ मासे ॥
सुकार्तिके वहुलदिनेथ पंचमे, (३) गुहामुखे स्फुटविकटोत्कटामिमाम् ।
जितद्विषो जिनवरपार्श्वसंज्ञिकां, जिनाकृतिं शमदमवान(४)चीकरत् ॥
आचार्यभद्रान्वयभूषणस्य, शिष्यो ह्यसावार्यकुलोद्भवस्य ।
आचार्यगोश(५)र्म्ममुनेस्सुतोस्तु, पद्मावताऽश्वपतेर्भटस्य ॥
परैरजेयस्य रिपुघ्नमानिनः ससंघिल(६)स्येत्यभिविश्रुतो भुवि ।
स्वसंज्ञया शंकरनामशब्दितो, विधानयुक्तं यतिमार्गमास्थितः ॥
(७) स उत्तराणां सदृशे कुरूणां, उदग्दिशादेशवरे प्रसूतः ।
(८) क्षयाय कर्मारिगणस्य धीमान्, यदत्र पुण्यं तदपाससर्ज्ज ॥

ભદ્રાર્યશાખા અને ભદ્રાર્યકુલમાં આ૦ ગોશર્મ થયા, જે પદ્માવત અશ્વસૈન્યના માલિક, મહાસુભટ, યુદ્ધવીર, શત્રુને હંફાવનાર, ટેકિલા, અને જનસમૂહમાં માન્ય હતા. તેમના પુત્ર તેમજ શિષ્ય મુનિ શંકરે આ ગુફામાં ગુપ્ત સં. ૧૦૬માં ભગવાન પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરવી. (ફ્લીટ–'ગુપ્ત–અભિલેખ' પૃ૦ ૨૫૦, 'અનેકાંત' વ૦ ૧૦, કિ૦ ૩, પૃ૦ ૧૦૬)

વિદિશાથી ૬ માઈલ નૈઋત્યમાં 'સાંચીનો' સ્તૂપ છે.

આ રીતે વિદિશાની આસપાસ અનેક પ્રાચીન સ્થાનો છે, પહાડીઓ છે, જૈન ગુફાઓ છે અને ૬૦ જેટલા સ્તૂપો છે. એકંદરે આ સ્થળ પ્રાચીન જૈન તીર્થભૂમિ છે.

જૈનોએ ભારતમાં વિક્રમની દશમી સદી સુધી મોટા સ્તૂપ તથા સ્તંભો બનાવ્યા છે ત્યાર પછી એ કળા લુપ્ત થઈ છે.

# મહાન કાલકાચાર્ય ને સાધ્વી સરસ્વતીના ઉજ્જવળ ચરિત્રને લાંછના લગાડતું, સાંપ્રદાયિક દ્વેષ ને ઇતિહાસની વિકૃતિથી ભરેલું

# શ્રી વર્માજીનું નાટક હંસ-મયૂર

[ એક ઐતિહાસિક ને સાંસ્કૃતિક આલોચના ]

લેખક : શ્રીયુત જયભિખ્ખુ

આર્યાવર્ત આધ્યાત્મિક દેશ છે. આર્ય સંસ્કૃતિના પાયારૂપ એના સંતપુરુષો-ઋષિમહર્ષિઓની સાધકતા ને સતી સ્ત્રીઓનાં શીલ છે. એ સાધકતાની અને સતીઓના શીલની જ્યારે અવગણના થાય છે, ત્યારે નિર્બળમાં નિર્બળ ભારતવાસી પણ આગનો ભડકો બની બેસે છે. પરદેશમાં દેશના વિજય માટે સ્ત્રીઓ કોઈકવાર પોતાના સ્ત્રીત્વનો-શિયળનો-ભોગ આપવામાં દેશભક્તિ અનુભવે છે, જ્યારે હિંદમાં સ્ત્રીના શિયળનો સમસ્ત દેશની કિંમતથી પણ સોદો થતો નથી. સતી પદ્મિની જેવાં અનેક દૃષ્ટાંતો આપણે ત્યાં મૌજૂદ છે. **धर्मो रक्षति रक्षितः**। ધર્મનું રક્ષણ કરનારનું જ ધર્મ રક્ષણ કરે છે, એ આપણું પ્રાચીન સૂત્ર હતું અને છે.

આજથી બે હજાર વર્ષ પહેલાં ઉજ્જૈનના રાજન્ય અથવા રાજા ગર્દભિલ્લે એક સાધુની સાધકતાની અને એક ભિક્ષુણી સ્ત્રીના શીલની આવી અવગણના કરી. સરસ્વતી નામની જૈન સાધ્વીને ખૂબસૂરત જોઈ એ પોતાના અંતઃપુરમાં ઉઠાવી ગયો. ધર્મની દુહાઈ, માનવતાની યાદ ને દયાની ભીખઃ-આ બધાને અભિમાની રાજાએ ઠોકરે માર્યાં. આ અત્યાચારી શક્તિ સામે મંત્રીમંડળ, સામંતવર્ગ, મહાજન-બળ ને પ્રજાશક્તિએ શિર ઉઠાવવાની હિંમત ન કરી, બલ્કે એ અધર્મ તરફ આંખમીંચામણાં કરવાની તરફદારી કરી. આર્યાવર્તના કોઈ રાજ્યે કે રાજાએ એ સ્ત્રી-બળાત્કાર ને ધર્મવિદ્વેષ સામે વિરોધનો સૂર પણ ન કાઢ્યોઃ ત્યારે,-પૃથ્વી પર ઉભરાયેલા આ પાપને શાન્ત કરવા એક સમર્થ સાધુએ પોતાની સાધુતાને હોડમાં મૂકી. અધર્મની, અનાચારની જડ ખોદી નાખવા, મદાંધ વ્યભિચારી રાજાની સાન ઠેકાણે આણવા, શાન્તિ ને સુખની જિંદગીને હરામ કરી. એણે એકલાએ કેડ બીડી. એ ક્ષત્રિયવંશોત્પન્નને એના ભાણેજ ભરૂચના રાજા બલમિત્ર-ભાનુમિત્રે પણ સાથ ન આપ્યો. આખા રાષ્ટ્રમાં વ્યાપી ગયેલા અધર્મના આવડા મોટા આતંકને મિટાવવા માત્ર એક જ સાધુવર્ય બહાર પડ્યા. એ સાધુવર્યનું પુણ્ય નામ આર્ય કાલક. પોતાની પ્રખર તેજસ્વિતાથી આર્ય કાલક ઇતિહાસમાં એક અને અજોડ છે. આર્ય ધર્મના પૂજારીઓમાં એમનું સ્થાન ઉચ્ચ છે.

સૂર્ય જેવું જ્વલંત શૌર્ય અને ચંદ્ર જેવી સંયમપ્રતિભા, વજ્ર જેવો ખડતલ દેહ, ને વડવાનલ જેવી આયુધ શક્તિ, વજ્રાંગ બ્રહ્મચર્યથી સાધ્ય કરેલી મંત્રશક્તિ, એક હાથમાં

વિષ્ણુતત્ત્વ ને બીજા હાથમાં રુદ્રતત્ત્વ લઈ કાર્ય સાધનાર સાધુરાજ આર્યકાલક વિષે ઘણું લખાયું છે. યૂરોપીય વિદ્વાનોએ પણ તેમના વિષે પોતાની સંશોધક લેખિની ચલાવી છે. પણ શોકની બીના એ છે, કે કેટલાક ભારતીય વિદ્વાનોએ જ્યારે તેમના વિષે પોતાની લેખિનીને પ્રવૃત્ત કરી છે, ત્યારે આ મહાન વિભૂતિને ભારે અન્યાય કર્યો છે. યૂરોપીય વિદ્વાનો જે આક્ષેપ નથી કરી શક્યા, તે આક્ષેપ આ વિદ્વાનોએ—અલબત્ત તેઓની સંખ્યા સાવ અલ્પ છે—કર્યો છે. તેમને 'રાજદ્રોહી' ચિતરતાં તેઓ શરમાયા નથી.

## અમર નેતાજીની યાદ

પણ આપણા સારા નસીબે સ્વનામધન્ય અમર નેતાજી સુભાષબાબુનો ઇતિહાસ આજે જીવતો જાગતો આપણી નજર સામે છે. એટલે આર્ય કાલકને ન્યાય આપવા માટે આપણે બીજાં દૃષ્ટાંતો ખોજવા જવું નહિ પડે. આપણે એ જાણીએ છીએ, કે જ્યારે હિંદમાંની અત્યાચારી સરકારને દૂર કરવા માટે 'અલ્ટીમેટમ' આપી દેવાની તેમની વાતને હાસ્યાસ્પદ ઠેરવવામાં આવી, તેઓને સાથ આપવાની સમગ્ર પ્રજાએ ના ભણી, ત્યારે તેઓ પોતાના જીવના જોખમે છૂપે વેશે હિંદમાંથી અદૃશ્ય થઈ પરદેશ પહોંચ્યા—જર્મની અને જાપાન ગયા. ને તે લોકોની તમામ પ્રકારની સહાય લઈ દેશના ઉદ્ધાર માટે એક સ્વદેશ-વત્સલ વીરને શોભે તેવી ઝુંબેશ ઉઠાવી.

સુભાષબાબુના આ દષ્ટાંતને સમજનારા જ્યારે આર્યકાલક વિષે ભ્રમપૂર્ણ વિધાનો કરવા તત્પર થાય છે, ત્યારે ભારે દુઃખ સાથે આશ્ચર્ય થાય છે. અને ત્યારે આપણા લોહી સાથે ભળી ગયેલ સ્વ-સંપ્રદાય તરફ પ્રેમ ને પર સંપ્રદાય પરત્વે દ્વેષનો જૂનો વારસો કેટલાક લેખકોમાં હજીય જીવતોજાગતો જોવા મળે છે. એમ ન હોત તો ગુજરાતના મહાન જ્યોતિર્ધર કલિકાલસર્વજ્ઞ શ્રી. હેમચંદ્રાચાર્યને જેમ ગૂજરાતની જ ઘણી લેખિનીઓએ અન્યાય આપી—ઇતિહાસથી અસંમત તેજોદ્વેષપૂર્ણ ચિત્રણ કર્યું—એ રીતે ઉત્તર ભારતના કેટલાક જાણીતા લેખકોએ આર્ય કાલક વિષે અનેક જાતના ગપગોળા હાંકી—એક મહાન પ્રજાના વીરને અન્યાય કર્યો ન હોત, બલ્કે પ્રજામાં પ્રવૃત્ત બનેલી કર્તવ્યભીરુતાને જગાડ-નાર વીર તરીકે તેમનું સન્માન કર્યું હોત. આધ્યાત્મિક શકિતને રાજકીય પ્રભાવની દાસી માનનાર આ લેખકોએ સમજવું જોઈએ કે શાસન એ પ્રજાના સુખ માટે છે, શાન્તિ માટે છે, સલામતી માટે છે. આ ત્રિવિધ ધર્મથી જે ચુકે એ શાસન શાસન નથી, રાજા રાજા નથી, અને તેની સામે બળવો કરવો એ પ્રત્યેક સુજ્ઞ પ્રજાજનની એક ફરજ થઈ પડે છે. અસ્તુ.

## કુત્સિત પ્રયત્નોની કોટિમાં અગ્રગણ્ય ગ્રંથ

આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી—આપણે પ્રસ્તુત વિષય પર આવીશું. મહાન જ્યોતિર્ધર આર્ય કાલકને પ્રજા સમક્ષ રજૂ કરવાના પ્રયત્નોમાં 'રેડિયો—નાટિકા' નો બનાવ ટૂંક સમય પહેલાંનો અને તાજો જ છે. પણ અહીં જેની ચર્ચા પ્રસ્તુત છે તે हंस-मयूर નામક હિંદીભાષાના નાટક દ્વારા થયેલો પ્રયત્ન તો તે પ્રકારના કુત્સિત પ્રયત્નોની કોટિમાં અગ્ર-સ્થાને બિરાજે તેવો છે હિન્દી સાહિત્યમાં જાણીતા બનેલા 'हंस-मयूर' નામના આ ઐતિહાસિક નાટકગ્રંથના લેખક, અનેક અન્ય પ્રસિદ્ધ પુસ્તકોના કર્તા શ્રી. વૃંદાવનલાલ વર્મા નામના

'એડવોકેટ' છે. (કુદરતની કરુણતા એ છે, કે ગૂજરાતના એક લબ્ધપ્રતિષ્ઠ એડવોકેટે આચાર્ય હેમચંદ્ર અને એ કાળના જૈન નરોત્તમોને અન્યાય કર્યો. આ બીજા એડવોકેટે એમાં નામ નોંધાવ્યું.) આ તખ્તાલાયકીવાળો–રંગભૂમિ પર ભજવી શકાય એવા નાટકનો ગ્રંથ છે. ને ફિલ્મ બનાવવાના સર્વ હક્ક લેખકે સ્વાધીન રાખ્યા છે. આ ગ્રંથના પ્રકાશક પણ એક કાયદાશાસ્ત્રી છે, નામ સત્યદેવ વર્મા B. A L L B.: પ્રકાશન સ્થળ મયૂરપ્રકાશન; ઝાંસી છે. પુસ્તક પ્રથમવાર ૧૯૪૮માં પ્રગટ થયુ હતું, અહીં નજર સામે રહેલું પુસ્તક તેની ૧૯૪૯માં પ્રગટ થયેલ ત્રીજી આવૃત્તિ છે કીમત સવા બે રૂપિયા છે. ને ક્રાઉન સોળપેજી–૧૭૦ પાનાંમાં સમાયેલું છે.

કોઈ પણ નવીન ઐતિહાસિક ગ્રંથનો લેખક પોતાના કથયિતવ્ય માટે પ્રાચીન ઇતિહાસ–ગ્રંથોનો આધાર લે છે. એટલે પ્રસ્તુત '**हंस–मयूर**' ગ્રંથના કથાનક માટે લેખકે કયા ઇતિહાસ–ગ્રંથોનો આધાર લીધો–તે જાણુવુ યોગ્ય થશે. અને એ જાણીને આપણી મૂંઝવણ પણ તરત ટળી જાય છે, કે લેખકે કથાનક માટે ફક્ત એક જ ગ્રંથનો–અને તે પણ જૈન ગ્રંથ–'**प्रभावक चरित**' નો આધાર લીધો છે, જે વિ. સ. ૧૩૩૪માં એના કર્તા પ્રભાચંદ્રસૂરિએ રચીને પૂર્ણ કર્યો હતો.

લેખક મહાશયના શબ્દોને જ વાંચીએ–( પરિચય પૃ ૧૧ )

"'प्रभावक चरित' नामक एक जैन ग्रन्थ है जो तेरहवीं शताब्दि में लिखा गया था, विक्रम सम्वत् की स्थापना के लगभग बारह सौ तेरह सौ वर्ष पीछे। इस ग्रन्थ में उस समय का उज्जैनाधिपति गर्दभिल्ल बतलाया गया है। उसमें कहा गया है कि धारा नगरी के राजकुमार कालकाचार्य और राजकुमारी सरस्वती जैन धर्म प्रसार के लिये उज्जैन गये तो गर्दभिल्ल ने सरस्वती को, जो बहुत सुन्दर थी, बल–पूर्वक पकड कर अपनी रानी बना लिया। कालकाचार्य क्रुद्ध होकर शकों की शरण में सिन्धुसौवीर और उसके सुदूर उत्तर में भी गया और शक आक्रमण-कारियों को लिवा लाया। शकों ने मालवतन्त्र को नष्ट करके उज्जैन पर अधिकार कर लिया! गर्दभिल्ल भाग गया और उसको किसी जङ्गल में सिंहने पकड कर खा लिया।"

"'પ્રભાવક ચરિત' નામનો જૈન ગ્રંથ છે, જે તેરમી શતાબ્દીમાં લખવામાં આવ્યો છે; વિક્રમ સંવતની સ્થાપના પછી લગભગ ૧૨૦૦–૧૩૦૦ વર્ષ પછી. આ ગ્રંથમાં એ વખતનો ઉજ્જૈનનો રાજા ગર્દભિલ્લ બતાવવામાં આવ્યો છે. એમાં કહેવામાં આવ્યું છે, કે ધારાનગરીના રાજકુમાર કાલકાચાર્ય અને રાજકુમારી સરસ્વતી જૈન ધર્મ પ્રચાર માટે ઉજ્જૈન ગયાં. તો ગર્દભિલ્લે સરસ્વતીને–જે બહુ ખૂબસૂરત હતી–તેને બલપૂર્વક પકડીને પોતાની રાણી બનાવી લીધી. કાલકાચાર્ય ક્રુદ્ધ થઈને શકોની શરણમાં સિન્ધુસૌવીર અને તેના દૂર દૂર ઉત્તરમાં પણ ગયા, અને શક હુમલાખોરોને તેડી લાવ્યા. ગર્દભિલ્લ ભાગી ગયો ને તેને જંગલમાં વાઘે ફાડી ખાધો."

આટલો મૂળ ગ્રંથના કથાનક–વસ્તુનો ઉલ્લેખ કરી લેખક શ્રીયુત વર્માજી, પોતે પોતાના ગ્રંથમાં ઉક્ત કથાનકમાંથી સ્વેચ્છાથી ને મનસ્વી રીતે કેટલું પરિવર્તન કર્યું, તે તેઓના જ શબ્દોમાં વાંચીએ: ( પરિચય પૃ૦ ૧૭ )

"मैंने 'हस–मयूर' नाटक की ऐतिहासिक पृष्ठ भूमिपर 'प्रभावक चरित्र' वर्णित कालकाचार्य

कथानक का उपयोग किया है। जान पडता है ईसा से लगभग ७५ वर्ष पूर्व मालवगणतन्त्र की अव्यवस्था ने पहले राजन्य और फिर राजा को उत्पन्न किया। गर्दभिल्ल इसी प्रकार का राजन्य या राजा था। सरस्वती (नाटक की सुनन्दा) के साथ गर्दभिल्ल का बलात् विवाह **मुझको मान्य नहीं** है, परन्तु गर्दभिल्ल के प्रणय ने जो रूप या मार्ग लिया होगा उसके सम्बन्ध में कालकाचार्यको भ्रम होना स्वाभाविक और उसके स्वभाव के संगत जान पडता है। नाटक में इसी भ्रम का समर्थन है।"

'हंस-मयूर' નાટકની ઐતિહાસિક પૃષ્ઠભૂમિકા માટે મેં '**प्रभावक चरित**'માં વર્ણવેલ "કાલકાચાર્ય" કથાનકનો ઉપયોગ કર્યો છે. માલુમ પડે છે કે ઈસ્વીસનના ૭૫ વર્ષ પહેલાં માલવતંત્રની અવ્યવસ્થાએ પહેલાં રાજન્ય યા રાજાને પેદા કર્યા. ગર્દભિલ્લ આ પ્રકારનો રાજન્ય યા રાજા હતો. સરસ્વતી (પ્રસ્તુત નાટકની સુનંદા)ની સાથે ગર્દભિલ્લનો બલાત્કારથી વિવાહ **એ મને માન્ય નથી** પરંતુ ગર્દભિલ્લના પ્રણયે જે રૂપ યા માર્ગ લીધો હશે, તેના સંબંધમાં કાલકાચાર્યને તેવો ભ્રમ થવો સ્વાભાવિક અને તેના સ્વભાવને સંગત લાગે છે. નાટકમાં આ ભ્રમનું સમર્થન છે......"

## મૂળ કથાનકમાં સ્વેચ્છાથી પરિવર્તન

લેખક મહાશયે સ્વીકારેલ આધારભૂત કથાનકગ્રંથ ને તેમાં કરેલ '**એમને લાગતો**' ફેરફાર–બંને વસ્તુ અત્રે રજૂ કરી, અમે તટસ્થ વાચકવર્ગને એનું તારણ કાઢી લેવા કહીએ છીએ. ઈતિહાસના કોઈ પણ ગ્રંથમાં જે ઘટનાની સત્યતાને જરા પણ ટેકો ન મળતો હોય–ત્યાં લેખક પોતાની ઈચ્છા મુજબ એ ઐતિહાસિક ઘટનાને "**માત્ર એમને પોતાને માન્ય નથી.**" એટલી દલીલથી સાવ ઊંધી ફેરવી નાખે, એ શું હડહડતો બુદ્ધિનો ને લેખિનીનો વ્યભિચાર નથી? અલબત્ત, એડ્વોકેટ સાહેબ રાજા ગર્દભિલ્લના વકીલ હોય ને તેઓ બચાવપક્ષના ધારાશાસ્ત્રી તરીકે કહે કે "મારા અસીલે અત્યાચાર કર્યો એ મને માન્ય નથી!" તો કદાચ એ એમની વકીલાતને યોગ્ય લાગે, પણ ઈતિહાસના સત્યની કોર્ટમાં તો લેખક મહાશય પોતે જ ગુનેગાર બની બેસે છે. ઈતિહાસ જ્યારે છાતી ઠોકી ઠોકીને એ વાત કહેતો હોય કે રાજા ગર્દભિલ્લે જોર જુલમથી સાધ્વી સરસ્વતીને પકડીને અંતઃપુરમાં બેસાડી ને તેની શિક્ષા, સરસ્વતીના ભાઈ ને જૈનધર્મના સાધુસંઘના એક આચાર્ય આર્ય કાલકે—સ્વદેશમાંથી કોઈની મદદ ન મળી ત્યારે—પરદેશથી લાવીને કરી" તો એડ્વોકેટ મહાશય એમાં કઈ રીતે ફેરફાર કરી શકે છે, અને તેમ કરવાનાં સામ્પ્રદાયિક કટ્ટરતા કે પરધર્મવિદ્વેષ સિવાય બીજાં કયાં મજબૂત કારણો મળ્યાં તે સમજાતું નથી.

## ઇતિહાસમાં સ્વેચ્છાથી પરિવર્તનનું પરિણામ

અને એ રીતે 'પોતાની મનમાની રીતે' ઉપન્યાસ ને નાટક આદિનો લેખક પોતાની સ્વરચિત કૃતિમાં સ્વચ્છંદે ફેરફાર કરી શકતો હોય તો–તેમાં કેટલો અનર્થ પેદા થવાનો સંભવ છે—તેનું દૃષ્ટાંત–બાળક પણ સમજી શકે તેવું–નીચે આપવામાં આવે છે.

નાટકના ગ્રંથ માટે મૂળ કથાનક તુલસીકૃત રામાયણ પસંદ કરીએ. આમાં મૂળ કથાનક એવું છે, કે લંકાનો ગર્વિષ્ઠ રાજા રાવણ–વનમાં રહેલી નિરાધાર સુંદર સીતાને બળાત્કારથી ઉઠાવીને પોતાના અંતઃપુરમાં લઈ જાય છે. અયોધ્યાના રાજકુમાર ત્યારે

તરફ ફરી, વાનર, ઋક્ષ આદિ યોદ્ધાઓની મદદ લઈ એના પર ચઢાઈ કરે છે, હરાવે છે ને મારે છે. સીતાને પાછી મેળવી શત્રુના ભાઈ વિભીષણને રાજ્ય સોંપે છે. જે વિભીષણ પોતાના પાપી ભાઈના અધર્મથી ત્રાસીને રામના શરણે આવેલો છે ને પોતાના અધર્મી ભાઈને મરાવવામાં નિમિત્ત બને છે.

હવે 'हंस-मयूर' ના લેખક એડવોકેટ વર્માજી જેવો નાટયકાર-પોતાના ગ્રંથ માટે તુલસીકૃત રામાયણનો આધાર લઈને નાટકની રચના કરતાં એવું મનસ્વી વિધાન કરે કે–

'સીતાની સાથે રાવણનો બળાત્કારથી પ્રણય-પરિણયનો પ્રયત્ન એ મને માન્ય નથી. પરંતુ રાવણ તરફના છૂપા પ્રણયે જે રૂપ યા માર્ગ લીધો હશે, તેના સંબંધે શ્રીરામને તેવો ભ્રમ થવો સ્વાભાવિક અને તેમના સ્વભાવને સંગત લાગે છે. પ્રસ્તુત સીતા નાટકમાં એ ભ્રમનું સમર્થન છે.'

## પવિત્ર સ્ત્રીના શીલ સાથે લેખકની રમત

પ્રિય વાચકો, શું આ પ્રકારના ઇતિહાસના ખૂનથી ભરેલા ગ્રંથને કોઈ તટસ્થ ઇતિહાસનો વિદ્વાન તો ઠીક, પણ સામાન્ય બુદ્ધિવાળો વાચકવર્ગ પણ સહન કરી શકશે? અમને શ્રીયુત વર્માજીની સાહિત્યસેવા માટે માન હોવા છતાં નમ્ર રીતે ને નિખાલસ ભાવે, દુઃખી દિલે કહેવું પડે છે, કે તેમણે 'हंस-मयूर' નામનું નાટક રચીને, પોતાની મનસ્વિતાનું એક બીજું નાટક ભજવી બતાવ્યું છે અને જૈનો તથા બૌદ્ધો માટે, તેમના ધર્મ તથા સંસ્કૃતિના પરત્વે પોતાના હૃદયમાં ભરેલું હળાહળ વિષ આ ગ્રંથના પાને પાને ઠાલવ્યું છે. ધર્મ અને સંપ્રદાયની દૃષ્ટિ અલગ કરીએ તો પણ વર્માજીએ સહુથી મહત્ત્વનો અપરાધ એક સતી સ્ત્રીના શીલને માટે કર્યો છે. અમને એ સમજાતું નથી કે ઇતિહાસસંમત ને લોકસંમત સાધ્વી સ્ત્રીઓના શીલ સાથે કોઈ લેખક કઈ રીતે રમત કરી શકે? લેખક મહાશયે સરસ્વતી–જેનું નામ બદલીને સુનંદા રાખ્યું છે, તેને જૈન સાધ્વીના બદલે શ્રાવિકા સુનંદા બતાવી, તેને સ્વયં રાજા ગર્દભિલ્લ પર આશક થઈ જતી, એની પાછળ ઝૂરતી, એને નાથ ને સ્વામી શબ્દથી સંબોધતી બતાવી છે. આ કેટલો લેખિનીનો ભયંકર અનાચાર ખેલાયો છે! એના માટે અમે મૂળ ગ્રંથ 'પ્રભાવક ચરિત'માંથી જ શ્રી. કાલિકાચાર્ય અને તેમનાં બહેન સાધ્વી સરસ્વતી વિષે થોડી લીટીઓ વાચકની જાણ માટે અહીં ઉતારીએ છીએઃ

## 'પ્રભાવક ચરિત'ની મૂળ વાર્તા

'ધારા નામે નગરી હતી. વીરસિંહ નામે રાજા હતો. સુરસુંદરી નામે રાણી હતી. તેઓને કાલક નામે પુત્ર હતો. ને સરસ્વતી નામે પુત્રી હતી. ક્ષત્રિયની કળાઓમાં પ્રવીણ રાજકુમારે ગુણાકરસૂરિ પાસે બહેન સાથે દીક્ષા લીધી. ટૂંક સમયમાં સર્વ શાસ્ત્રપારંગત થવાથી તેમને આચાર્ય પદે સ્થાપ્યા. એકદા વિચરતા તેઓ ઉજ્જૈનીમાં આવ્યા.

'તે નગરી (ઉજ્જયિની)માં મહાબલિષ્ઠ એવો ગર્દભિલ્લ રાજા હતો. તે કોઇ વાર નગરની બહાર રયવાડીએ ચઢયો. એવામાં કર્મસંયોગે કાગડાને દહીંનું પાત્ર મળે એમ ત્યાં કાલકસૂરિની બહેનને જતી તેણે જોઈ. એટલે મોહિત થઈને તેણે પ્રચંડ પુરુષોના (ગુંડા) હાથે તેનું અપહરણ કર્યું. આ વખતે તે સાધ્વી કરુણ સ્વરે 'હા ભ્રાત, મારું

રક્ષણ કરો.' એમ આક્રંદ કરવા લાગી. એ હકીકત સાધ્વીઓ પાસેથી જાણવામાં આવતા કાલકાચાર્ય પોતે રાજસભામાં જઈ રાજાને કહેવા લાગ્યા'

'ફળ આદિ સંપત્તિની રક્ષા માટે ખેતરને વાડ કરવામાં આવે છે. એ વાડ પોતે જ જો ધાન્યનું ભક્ષણ કરે તો કોની પાસે ફરિયાદ કરવી ? હે રાજન, સર્વ વર્ણો અને દર્શનોનો તું જ રક્ષક છે. તો સાધ્વીના વ્રતનું ખંડન કરવું તને યુક્ત નથી.'

"આ પ્રમાણે આચાર્યે સમજાવ્યા છતાં......તે મ્લેચ્છ જેવા નૃપાધમે સૂરિનું વચન ન માન્યું. શ્રી. સંઘ, મંત્રીઓ અને નાગરિકોએ તેને ઘણો સમજાવ્યો......પણ નરાધિપે બધાની અવગણના કરી. એટલે પૂર્વના ક્ષાત્રતેજને પ્રકટાવતા કાલકાચાર્યે કાયર જનોને કંપાવનારી પ્રતિજ્ઞા કરી, કે 'અન્યાય રૂપ કાદવમાં રમતા ભૂંડ જેવા દુષ્ટ રાજાનો–પુત્ર, પશુ ને બાંધવ સહિત હું ઉચ્છેદ ન કરું તો, બ્રહ્મહત્યા, બાલહત્યા, ધર્મહત્યા ને દેવખંડનનું પાપ મને હજો !'

"કાલકાચાર્ય આ પ્રકારનાં સામાન્ય જનને દુષ્કર અને અસંભાવ્ય વચન બોલતા બહાર નીકળ્યા ને દંભથી પાગલનો વેષ ધારણ કરી લીધો. ચોરા, ચૌટા ને ત્રિભેટામાં ભમવા લાગ્યા, ભમતા ભમતા તેઓ બોલવા લાગ્યા: 'ગર્દભિલ્લ રાજા છે તો તેથી શું થયું ? ને દેશ (અર્થાત્ માલવદેશ–એ વખતે દેશ શબ્દ પ્રાંતવાચક પણ હતો) કદાચ સમૃદ્ધ છે તેથી પણ શું થયું !

"લોકો દયા બતાવીને કહેવા લાગ્યાઃ 'ભગિનીવિરહમાં આ આચાર્ય પાગલ થઈ ગયા છે.'

"કેટલાક દિવસ પછી તે એકલા ત્યાંથી ચાલી નીકળ્યા. અને પશ્ચિમ દિશા તરફ ચાલતા અનુક્રમે તે સમુદ્ર કાંઠે ગયા. અહીં 'શક' એવા નામથી ઓળખાતા છન્નુ રાજાઓ હતા.

[ટૂંકામાં શકોની મદદથી, પોતાની વિદ્યા ને મંત્રશક્તિથી રાજા ગર્દભિલ્લને હરાવ્યો, અહીં લડાઈનું વર્ણન છે, રાજા અત્યાચારી હોવાથી પ્રજાએ કંઈ બળ ન કર્યું. માત્ર દોઢસો સુભટોથી ઉજ્જૈનીના અજેય કિલ્લાને કાલકસૂરિએ નેતાગીરી લઈ કોટ તોડ્યો પછી...]

"...... ગુરુએ કિલ્લામાં પ્રવેશ કર્યો. પછી યોદ્ધાઓએ ગર્દભિલ્લને જમીન પર પાડી બાંધી લઈ, ગુરુની આગળ રજુ કર્યો, ત્યારે ગુરુએ એ રાજાને કહ્યું:

"પરબળને ભેદનાર ધનુષ્ય–બાણુની શક્તિથી ગર્વિષ્ઠ બનેલ તેં સાધ્વીનું અપહરણ કર્યું. તારા તે કર્મવૃક્ષને હજી તો આ પુષ્પ જ બેઠાં છે. પણ તેનું ફળ તો તને પરભવે નરકની યાતના જ છે. માટે હજી પણ સમજ. શાન્ત થા કલ્યાણકારી પ્રાયશ્ચિત્ત લે. પરલોકની આરાધના કર જેથી તને મનોવાંછિત સુખ મળે.'

"આમ સૂરિએ સમજાવતાં ગર્દભિલ્લ મનમાં ભારે દુભાયો. તેને બંધનમુક્ત કરવામાં આવતાં તે અરણ્યમાં ચાલ્યો ગયો. ત્યાં વાઘે તેને ફાડી ખાધો. પછી આચાર્ય મહારાજના આદેશથી મિત્રરાજા સ્વામી થયો અને બીજા રાજાઓ પણ દેશ વહેંચીને રહ્યા. ગુરુમહારાજે સરસ્વતી સાધ્વીને વ્રતમાં સ્થાપી એટલે તે આલોચના અને પ્રતિક્રમણ કરવાથી

મૂળ ગુણને પામી. બલાત્કારથી સ્ત્રીના વ્રતને ભાંગનાર પુરુષો પર વિદ્યા દેવીઓ કોપાયમાન થાય છે. આવો રાજા રાવણ પણ સીતા પર બલાત્કાર ન કરી શકયો.

"કેટલાક કાળ પછી શક રાજાઓને ઉચ્છેદીને (આ સમય ચાર વર્ષનો લેખવામાં આવે છે.) શ્રી વિક્રમાદિત્ય રાજા સાર્વભૌમ થયો.

"રાજાઓમાંથી પૂજા–સત્કાર પામેલા શ્રી. કાલકસૂરિ તે દેશમાં વિચરવા લાગ્યા.

"હવે લાટ દેશના લલાટના તિલક સમાન એવું ભૃગુકચ્છ નામે નગર છે. ત્યાં બલમિત્ર નામે રાજા છે. તેણે પોતાના નગરમાં ગુરુની પધરામણી કરી-મહોત્સવ કર્યો.

"તે પછી પ્રતિષ્ઠાન પુર ગયા. ત્યાંના રાજા સાતવાહને તેમનું સ્વાગત કર્યું.

"શ્રી. જિનશાસનરૂપ પૃથ્વીનો ઉદ્ધાર કરવામાં કચ્છપરૂપ અને શમાદિક ગુણના નિધાન એવા શ્રી. કાલકસૂરિ પ્રાંતે સમાધિપૂર્વક કાળ કરીને સ્વર્ગે ગયા.

"કોઇ મહાન ગુણને લીધે શ્રી. સીમંધરસ્વામીના મુખથી વિદિત–વિખ્યાત થયેલા એવા શ્રી. કાલકસૂરિ તમારું રક્ષણ કરો."

## વર્માજીની અકાંડકુષ્માંડ રચના

'પ્રભાવક–ચરિત્ર' માં આ પ્રમાણે જેમનું જીવન પૂર્વ ગ્રંથો પરથી આલેખવામાં આવ્યું છે, તે જ ગ્રંથની પૃષ્ઠભૂમિકા પર શ્રી. વર્માજી કેવી અકાંડકુષ્માંડ જેવી રચના કરે છે, તે એમની આ હંસ–મયૂર' નાટકનાં પ્રકરણોના સાર પરથી નિહાળીએ :—

પ્રારંભમાં નાટકનાં પાત્રોનાં નામોમાં કાલકાચાર્યનું પાત્ર નામ–પરિવર્તન પામ્યું નથી, પણ જે શીલવંતી સરસ્વતી સાધ્વી પર વર્માજીનો કોપ ઊતર્યો છે, તેને પરિવર્તિત કરીને શ્રાવિકા સુનંદા બનાવી છે, ને પછી અંતમાં એને મારી મચડી સરસ્વતી સાધ્વી બનાવી છે. જ્યારે ઈતિહાસની દૃષ્ટિએ, ઉજ્જૈનમાં આર્ય કાલક આવ્યા ત્યારે તે સાધુ હતા ને તેમની બહેન સરસ્વતી જૈન આર્યા અર્થાત્ સાધ્વી હતાં.

આ પાત્રોમાં 'બકુલ' નામનું એક પાત્ર નાટયકારે ઊમેર્યું છે, જેની પિછાન આપતાં 'એક યવન સાધુ–કાલકાચાર્યનો શિષ્યઃ' એમ ઓળખાણ આપે છે. આ પાત્ર તેમણે કલ્પિત મૂકયું છે, જેનો સ્વીકાર પ્રસ્તાવનામાં તેમણે પોતે કર્યો છે. પણ સાથે ઊમેર્યું છે કે 'बकुल कल्पित है, परन्तु उस समयके भारतीय यवनोंका प्रतिबिम्ब है। [ परिचय पृ. १५ ] જૈન સાધુ ને ભારતીય યવન–આ વળી કોઈ નવીન કલ્પના વર્માજીએ શોધી કાઢી. પણ આવી તો અનેક ચિત્ર–વિચિત્ર કલ્પનાઓ આ નાટકના પાને પાને ભરી પડી છે, જે સહૃદય વાચકના દિલમાં એકી સાથે તેઓની લેખિની પ્રત્યે ક્રોધ અને દયા બન્ને જન્માવે છે.

નાટકના પહેલા અંકનું પહેલું દૃશ્ય–કાલકાચાર્ય, શ્રાવિકા સુનંદા ને શ્રમણ બકુલથી શરૂ થાય છે. આર્ય કાલક ને બકુલનું મસ્તક મૂંડાવેલું છે, ને તેમણે નારંગી રંગનું કૌપીન પહેર્યું છેઃ સુનંદાએ પણ એવું કૌપીન પહેર્યું છે, (વર્માજી શ્રાવિકા ને સાધ્વી વચ્ચેનો ભેદ જ ભૂલ્યા લાગે છે. ને જૈન સાધુઓ એ વખતે શ્વેત વસ્ત્ર પહેરતા–તેનો પણ તેમને ખ્યાલ નથી. શ્વેતાંબર જૈન સાધુઓએ પીળું વસ્ત્ર તો ઘણા વર્ષો પછી અમુક

કારણસર રાખવું શરૂ કર્યું.) ત્રણેના હાથમાં કમંડળ બતાવ્યાં છે. (જૈન સાધુ લાકડાનું પાત્ર રાખે છે.) પણ પોતાની જાણકારીનું પ્રદર્શન આટલેથી જ ન અટકાવતાં વર્માજીએ આગળ વધીને આર્ય કાલકને વારંવાર 'બહુજન હિતાય, બહુજન સુખાય' વાળું બૌદ્ધધર્મનું સૂત્ર બોલતા બતાવ્યા છે. નાટક શરૂ થાય છે:-

આર્ય કાલક સ્વજનોથી વિદાય લેતા, ઉજ્જૈનના શૈવ રાજા ગર્દભિલ્લના ઉદ્ધાર માટે રવાના થાય છે. માર્ગમાં દસ્યૂ સરદાર મળે છે, ને લૂંટ કરે છે. બકુલ પાસેથી ચાંદી અને તાંબાના સિક્કા (જૈન સાધુઓને દ્રવ્ય પાસે રાખવાનો કડક પ્રતિબંધ છે) સંતાડેલા મળી આવે છે. અહીંથી તેઓ ઉજ્જૈનમાં પ્રવેશ કરે છે. તેઓને કાપાલિકો સાથે ભેટો થાય છે. લેખક કાપાલિકો પાસે કહેવરાવે છે, કે 'તમે 'ઘૂટી ખોપડી' મૂંડીઆ જૈન કે બૌદ્ધ છો?' જવાબમાં આર્ય કાલક કહે છે: 'બંને છું, અથવા કોઈ, અથવા કંઈ નહિ.' લેખકની સામાન્ય સમજ માટે પણ દુ:ખ થાય છે. એક પારંગત જૈન સાધુ શું આવું ક્રોધભર્યું ને અવિવેકી બોલતા હશે? આ ગરમાગરમ ચર્ચામાં ત્રીસ વર્ષની ઉંમરવાળો વિનયની મૂર્તિ જેવો સુંદર રાજા ગર્દભિલ્લ આવે છે, ને જનતાને પગે લાગતો બોલતો બતાવે છે, કે આ જૈન સાધુ અથવા બૌદ્ધ સાધુ છે! જાણે આવડો મોટો રાજા જૈન ને બૌદ્ધો વચ્ચેનો ભેદ સમજતો નથી! આ પછી 'એમની શ્રાવિકા સુનંદા'ને ગર્દભિલ્લ તરફ મોહવશ રૂપગર્વિતાની જેમ જોતી બતાવી લેખક પ્રેમ પ્રકરણના શ્રીગણેશ કરે છે.

આગળ વધતાં-ક્ષિપ્રા નદીના તટ પર કાપાલિકોને નરયજ્ઞ કરતા બતાવે છે, ત્યાં આર્ય કાલક ને સુનંદા આવે છે. કાપાલિકો પેલા બકુલને જ બલિ તરીકે લાવ્યા છે. લેખકે અહીં બાળોનો ને જેમ તેમ સવાલ-જવાબનો ભારે રંગ જમાવ્યો છે. જાણે કાલકાચાર્ય તો હિન્દી કહેવત મુજબ 'અકલની પાછળ લાઠી લઈને' નીકળ્યા છે! આ વખતે પુરંદર નામનો પુરોહિત આવે છે, ને કહે છે કે કાર્તિકસ્વામીનો મયૂર આ ક્ષુદ્ર કીડાઓને ખાઈ જશે અને રાજાને સૂચવે છે 'આ રોગને બહાર જવા ન દેશો.'

જેમ તેમ બોલતા કાલકાચાર્યને કાપાલિકોના કોપમાંથી બચાવવા ઉદારચિત્ત ગર્દભિલ્લ રાજા પોતાના ભવનમાં આર્ય કાલક, સુનંદા અને બકુલને ત્રણ જુદા જુદા ઓરડામાં કેદ કરે છે: અને લેખક મહાશયને પ્રેમ-ચર્ચાનું મેદાન મળી જાય છે. એમનું કલ્પનાસંતાન શ્રાવિકા સુનંદા રાજા પર લટ્ટુ બને છે ને પ્રેમની મારામાર ચાલે છે. (અજ્ઞાન પ્રેક્ષકો ફિદા થઈ તાલીઓ પર તાલીઓ બજાવે તેવું દશ્ય છે: ફક્ત ઇતિહાસ પોતાનું ખૂન નિહાળી નિશ્ચેષ્ટ પડ્યો છે.) આ પછી આર્ય કાલક ને બકુલ નાસે છે, ને સુનંદા ઉજ્જૈનમાં રહી રાજા સાથે પ્રેમના ગલહાર ગૂંથે છે. લયલા-મજનૂની નવી આવૃત્તિ વર્માજીએ ખડી કરી છે.

અમને લાગે છે કે વર્માજીની અડધી વાર્તા પાઠક પાસે રજૂ કરી, આગળની પોતાની મેળે સમજી લેવા કહેવું એ જ ઉચિત છે, કારણ કે આવી મોં-માથા વગરની, કપોલ કલ્પિત અને નર્યો સ્વચ્છંદવિહાર કરતી દ્વેષપૂર્ણ ઘટનાઓને રજૂ કરતાં પણ સહૃદય અભ્યાસીને દુ:ખ થાય છે. ધર્મોનો સામાન્ય અભ્યાસી પણ રજૂ ન કરી શકે તેવી, અગડમ બગડમ

વાર્તા તેમણે રજૂ કરી છે. જ્યાં ત્યાં બૌદ્ધ અને જૈન ધર્મ પર તો તેઓ ઊખડી જ પડ્યા છે. એની અહિંસાને જેટલી ભંડાય તેટલી ભાંડી છે. જે ઐતિહાસિક યુગ માટે અને રાજા વિક્રમ માટે ભારે મતભેદ છે, જે વખતની સ્થિતિ માટે મોટો વિવાદ છે, એ બધું વર્માજીએ પોતાની મનપસંદ રીતે નક્કી કરી નાખ્યું છે, જેની સામાન્ય ચર્ચા અમે આગળ કરવાના છીએ. જો કે અમારા આ લેખનો એ ઉદ્દેશ તો નથી જ. અમને અફસોસ તો એ થાય છે, કે ઝાંસી રાણી લક્ષ્મીબાઈ* જેવી આર્ય રમણીઓના વિશુદ્ધ ચરિત્રોને પોતાની ઓજસ્વી કલમનું તેજ આપી વધુ તેજસ્વી ચિત્રણ કરનાર શ્રી. વર્માજી અહીં કેમ ઠોકર ખાઈ ગયા ! વિચાર કરતાં સંપ્રદાયદ્વેષનો જ પ્રતાપ જણાઈ આવે છે. જો તેમણે પોતાની પ્રિય વ્યક્તિઓના, ધર્મના કે પ્રદેશના વખાણ કરી સંતોષ માન્યો હોત તો અમારે તે વિષે કંઈ કહેવાનું નહોતુ. પણ જ્યારે અન્ય ધર્મ, સંપ્રદાય ને વીર વ્યક્તિઓની હીનમાં હીન પ્રકારે નિંદા કરી ત્યારે અમારે આ લેખિની ચલાવવી પડી છે.

## કેટલીક સંદિગ્ધ ઘટનાઓ

આર્ય કાલક વિષે જ જ્યારે ચર્ચા ચાલી છે, ત્યારે એક સંદિગ્ધ બાબતનો ખુલાસો અહીં કરી દેવો યોગ્ય થશે. આર્ય કાલક વિષે એવો આક્ષેપ કરવામાં આવે છે, કે શકોને તેઓ સર્વપ્રથમ ભારતમાં લાવ્યા. પણ ઈતિહાસને જરા ધ્યાનથી અવલોકનારને તરત જણાઈ આવશે કે એ વાત આખી ભ્રાન્તિપૂર્ણ છે. એ કાળે આર્યજાતિમાં અનેક જાતિઓનું મિશ્રણ થઈ રહ્યું હતું, ને રાજા ચંદ્રગુપ્ત મૌર્ય તથા તેના પ્રધાન મહર્ષિ ચાણક્ય જેવાએ પણ ગમે તે જાતની સ્ત્રીને પેટ આર્યપુરુષથી પેદા થયેલ સંતાનને આર્ય લેખવાની ને 'આર્ય હોય તે દાસ ન બને' તેવી આજ્ઞાઓ કાઢી હતી.

મૌર્ય સામ્રાજ્યનો અસ્ત અને સાતવાહન રાજાઓના ઉદયકાળ વચ્ચેનો એ કાળ ભારે ઉથલપાથલનો હતો. ગણતંત્રો શિથિલ બન્યાં હતાં. રાજાઓ ઊભા થતા ને અસ્ત થતા. રાજહત્યાઓ ચાલ્યા કરતી. અન્તિમ મૌર્ય સમ્રાટની હત્યા એના જ સેનાપતિ પુષ્યમિત્ર શુંગે કરી અને એ જ શુંગ વંશને એના કાણ્વ નામના બ્રાહ્મણ અમાત્યે ખતમ કર્યો. ધર્મની કલ્પના બધા પાસે હતી. રાષ્ટ્રની વ્યાખ્યા અતિ સંકુચિત હતી, જેથી એક પ્રાંતવાળો બીજા પ્રાંત પર આફત આવે ત્યારે નિરાંતે લહેર કરતો યા તો એના શત્રુને મદદ કરતો. આ માટે કેટલીક ઈતિહાસપ્રસિદ્ધ હકીકતો અમારા કથનને વિશેષ સ્પષ્ટ બનાવવા માટે નીચે આપવામાં આવે છે.

## અનાર્યોના દેવતા શિવ

(૧) આર્યલોકોએ પ્રારંભથી અનાર્યોને પોતાનામાં ભેળવવા પ્રયત્ન કર્યો હતો. રામાયણ કાળથી આર્ય અનાર્યના એકીકરણનો પ્રયત્ન ચાલુ હતો. વર્માજી કેમ ભૂલે છે, કે શિવ પહેલાં અનાર્યોના દેવતા હતા ને પાછળથી આર્ય–અનાર્ય એકીકરણ વખતે રુદ્ર તરીકે તેમને વૈદિકધર્મમાં સ્થાન મળ્યું. આ પછી પણ એક સમન્વય પ્રસંગે વૈદિક અવતારોમાં જૈનોના ભ. ઋષભદેવ ને બૌદ્ધોના ભ. બુદ્ધને ૨૪ અવતારોમાં સ્થાન મળ્યું. વૈદિક ધર્મ,

* એકાદ દસકા પહેલાં એક ગોરા અંગ્રેજે ઝાંસી રાણી લક્ષ્મીબાઈ વિષે ગ્રંથ લખતાં શ્રી. વર્માજીની જેમ જ ગોથું ખાધું હતું. એ ધોળા દેવે આ કાળા લોકની રાણીનો એક અંગ્રેજ જનરલ તરફ છૂપો પ્રણય બતાવવાનો પ્રયત્ન કર્યો હતો, જેને વિષે ભારે વાદ જાગ્યો હતો. આ વાતની વર્માજીને અમે યાદ આપીએ છીએ.

બૌદ્ધ ધર્મ ને જૈન ધર્મનો પ્રચાર પરદેશમાં ખૂબ હતો, એમ પુરાણુ સંશોધકો માને છે. જે કાળની આ કથા છે એ કાળે યૂનાની રાજાઓ બૌદ્ધધર્મી હતા. શકો જૈન ને બૌદ્ધધર્મી હતા. વેર, યુદ્ધ ને કાપાકાપીથી થાકેલા પ્રખર પ્રતાપી અશોકના વખતમાં જેમ બૌદ્ધ ધર્મ રાજધર્મ બન્યો, તેમ પ્રતાપી સમ્રાટ અશોક–પૌત્ર સંપ્રતિના વખતમાં જૈનધર્મ ખૂબ પ્રસર્યો. યુદ્ધોથી ને વેરભાવથી ત્રસ્ત ક્ષત્રિયોમાં જૈનોની ને બૌદ્ધોની અવેર ને અહિંસાની ફિલસૂફીએ ભારે આદર મેળવ્યો હતો. સિકંદરની જેમ યુનાની રાજા ડિમેત્રિસ (DEMETRIES) ને હરાવનાર રાજા ખારવેલ પણ જૈન હતો. ને એણે શૌર્યભરી રીતે જૈનધર્મનો પ્રચાર કર્યો.(જુઓ શ્રી. કાશીપ્રસાદ જયસ્વાલ કૃત; ભુવનેશ્વરની હાથીગુફાનો રાજા ખારવેલનો લેખ). આ રીતે શુંગ દરબારમાં આવેલો યુનાની દૂત હેલીઉદોર વિષ્ણુપૂજક હતો. એટલે સિકંદરના આગમને જેમ ભારતનો માર્ગ ખુલ્લો કર્યો, તેમ એ વેળાના સમાજ પર પણ તેણે ભારે અસર કરી. સિકંદરની ચઢાઈ પછી તરત જ યુનાની, ઈરાની ને ભારતીય જાતિઓ એકત્ર થવા લાગી, ને એકમેકના સંબંધથી બંધાતી ચાલી.

## આર્ય કાલકની પહેલાં પણ શક હિંદમાં હતા

(૨) શક લોકો કે જેઓને લાવ્યાનું તહોમત આર્ય કાલકના મસ્તક પર મઢવામાં આવે છે; તેઓ ઈ સ. પૂર્વે છસો વર્ષથી હિંદમાં આવી રહ્યા હતા, ને વાર્તાકાળના સમયે તો તેઓ આર્ય બની ચૂકયા હતા, તેમજ જૈન તથા બૌદ્ધ તથા વૈદિક તત્ત્વજ્ઞાનથી રંગાઈ ગયા હતા. (જુઓ, 'इतिहास प्रवेश' ले. जयचन्द्र विद्यालंकार, संपादकः काशीप्रसाद जायस्वाल પૃ. ૧૧૧) તેઓને પડખે ઋષિક ને તુખાર જાતિઓ પણ રહેતી હતી. સહુ પ્રથમ હિંદ પર આવનાર હુણુ, શક, ઋષિક વગેરે આરંભમાં જંગલી જાતિઓ હતી. દૂરના દેશોમાં લૂંટફાટ કર્યા કરતી, પણ તેમના પર દબાણુ થતાં તેઓ હિંદ તરફ વળ્યા. જ્યારે આર્યકાલક શક લોકો પાસે ગયા ત્યારે તેઓ હિંદના આજના સિંધ (પ્રાચીન નામ શકદ્વીપ) પ્રાન્તમાં આવીને કયારના વસી ગયા હતા. ને ધર્મથી આર્ય, બૌદ્ધ અને જૈન બન્યા હતા. અલબત્ત, સંગ્રામમાં તેઓ ભારે ઝનૂની હતા. શક રાજા નહપાન ને ઉષવદાત જ્યારે ઉજ્જૈનમાં આવી રાજા બન્યા ત્યારે તેઓએ જૈન ધર્મના કાર્યો કરવા ઉપરાંત નાસિક જુન્નેરમાં બુદ્ધ ગુફાઓ સ્થાપી ને બ્રાહ્મણોને યજ્ઞો માટે પુષ્કળ દાન દીધું (જુઓ; ઉક્ત **इतिहास प्रवेश**: (પૃ. ૧૧૩.) ઈતિહાસને પાને સમ્રાટ્ સમુદ્રગુપ્ત તથા વાસિષ્ઠીપુત્ર શાતકર્ણીના અંતપુરમાં સર્વોપરિસ્થાને કદમ્મવંશની શકરાણીઓ હોવાના ઉલ્લેખો નોંધાયા નજરે પડે છે. ( જુઓઃ ભારતીય ઇતિહાસ કી રૂપરેખા પૃ૦ ૮૫૮ )

## રાષ્ટ્ર વિષેની એ કાળની કલ્પના

(૩) રાષ્ટ્ર વિષેની આપણી આજે જે એક ને અખંડ કલ્પના છે, તે એ વખતે નહોતી, એમ લાગે છે. જે રાજા જેટલી ભૂમિ પર અધિકાર રાખે તે તેનું રાષ્ટ્ર. અને જો આમ ન હોય તો સિકંદરની સામે લડનાર શશિગુપ્ત રાજા હારીને પાછો એના જ સૈન્યમાં જોડાઈ હિંદને જીતવામાં મદદ ન કરત. તક્ષશિલાનો રાજા આંભિ પણ તેનાથી ડરીને મદદ ન કરત. ને આંભિને દેશદ્રોહી કહેનાર રાજા પોરસ પણ આખરે સિકંદરની સેનામાં ઉચ્ચાધિકારીની પદવી ન સ્વીકારત. જુઓ (**इतिहास प्रवेश**: પૃ. ૮૪) અરે ખુદ પોતાના રાજા પ્રત્યે પ્રજાને એ વેળા ઉદાસીનતા હશે; નહિ તો જે સિકંદર ચાર વર્ષમાં

આખા ઇરાનને જીતી શકયો, એ જ ઇરાનના ૯૬ સામંતો ઉજ્જૈની, મથુરા ને પંજાબ જેવા દેશોને જોતજોતામાં વીંખીપીંખી ન નાખત !

### એ વખતના લોકો ધર્મપ્રાણ હતા

(૪) એ વખતના લોકો ધર્મપ્રાણ હતા; દેશપ્રાણ નહિ. પરમ વૈષ્ણવભક્ત તરીકે પ્રખ્યાત બિભીષણ આર્યપ્રજામાં રામાયણ કાળથી પૂજાય છે. તેણે બંધુદ્રોહ, કુળદ્રોહ ને દેશદ્રોહ ત્રણે કર્યો હતો, છતાં 'મહાત્મા' કહેવાય છે, કારણ કે એ બધું અધર્મના ઉચ્છેદ માટે જ હતું. ધર્મરક્ષણ એ જ આર્યોનું કર્તવ્ય હતું. એટલે રાજાઓ કોઈ ધર્મનું અપમાન ન કરતા, એ વખતે દેશરક્ષા કરતાં ધર્મરક્ષા મહત્ત્વની મનાતી. પણ રાજા ગર્દભિલ્લની જેમ કોઈ ધર્મનું અપમાન કરવાની હિંમત કરતું, તો રાજનૈતિક જીવનમાં ભારે વાવંટોળ જાગતો. રાજાઓ ને રાજકુમારો રાજપાટ આસાનીથી છોડી શકતા, પણ ધર્મ માટે તેઓ ભારે આગ્રહ ધરાવતા.

(૫) આર્ય કાલકનો સમય ગણતંત્ર (પ્રજાસત્તાક) વિરુદ્ધ રાજાશાહીનો હતો. આર્ય કાલક ગણતંત્રના રાજકુમાર હતા, ગર્દભિલ્લ નિદ્વંદ્વ રાજાશાહીનો નમૂનો હતો.

(૬) સુપ્રસિદ્ધ માલવગણ (જેનો વાર્તા સમયનો રાજા ગર્દભિલ્લ હતો) પ્રજાસત્તાક જાતિ હતી. એણે જ એક વખત સિકંદરને ભાગવું ભારે કર્યું હતું. આ માલવગણ કોઈ કાળે નબળું પડ્યું ને પંજાબથી ખસીને ચંબલ તરફ આવ્યું. આ કમજોરીના સમય દરમિયાન ગર્દભિલ્લે કબજો કર્યો. માલવગણને રાજા પસંદ નહોતો. એ રાજાનો નાશ કરવાના આર્ય કાલક નિમિત્ત બન્યા. એમણે શકોની મદદથી એનો નાશ કર્યો, ને એ શકોને ટૂંક સમયમાં ખત્મ કરીને માલવ યોદ્ધાઓએ પોતાની મુક્તિની યાદગીરીમાં વિક્રમ સંવત ચલાવ્યો. (કેટલીક જૈન કથાઓ કહે છે, કે શકોને લાવનાર આર્ય કાલકે જ ટૂંક સમયમાં ઉજ્જૈનની ગાદી પરથી શકોને હઠાવી ત્યાં પોતાના સંસારી ભાણેજને લાવ્યા.) પણ એ 'વિવાદગ્રસ્ત વિક્રમાદિત્ય'ની ચર્ચામાં પડવાનું આ સ્થાન નથી અને તેમ કરવાની અમારી ઇચ્છા પણ નથી. આર્ય કાલક આ રાજક્રાન્તિ પછી લાંબો વખત જીવ્યા, ને આર્ય રાજાઓના આદરને પાત્ર રહ્યા.

### એક વધુ કપોલકલ્પના

(૭) "शकों की विजय के परिणाम को अपनी आंखों देखकर कालकाचार्य से फिर उज्जैन में न रहा गया और वह दक्षिण–पश्चिम में धर्म–प्रचार के लिये चला गया।"

શ્રી. કાલકાચાર્ય શક–વિજય પછી પણ ત્યાં રહ્યા છે, ને શક પરાજયના અને પુનઃ માલવગણતંત્રના સાક્ષી બન્યા છે, એમ ઇતિહાસ કહે છે. 'પ્રભાવકચરિત'ના કર્તા કહે છે, કે તેઓ રાજાઓથી આદર સન્માન મેળવતા રહ્યા, એ ઉલ્લેખ પર શ્રી. વર્માજી લક્ષ દે. અલબત્ત, નિવૃત્તિમાર્ગી જૈન સાધુ તરીકે આ રાજકીય પરિવર્તન પછી–પોતાના સાધુ આચારોની ક્ષતિ માટે તેઓએ આલોચન કર્યું હોય તે સ્વાભાવિક વાત છે.

### વર્માજીનું વારંવાર બદલાતું વિધાન

(૮) એ વખતનું આખું ચિત્ર શ્રીયુત વર્માજીના શબ્દોમાં જ આપીએ છીએ. તેમાં તેઓએ શક હૂણોને બોલાવનાર તરીકે બૌદ્ધોને પકડી આણ્યા છે. જૈનો વળી ત્યાં તેમની કૃપાને પાત્ર બન્યા છે. આ વાત તેમના જ શબ્દોમાં પરિચય પૃ. ૬માંથી વાંચીએઃ–

"सिकन्दर के चले जाने के उपरान्त मौर्यों के शासनकाल में भारत को, बहुत समय तक, शान्ति-सुख मिलता रहा। मौर्यों की सत्ता के क्षीण हो जाने के कालमें शकों, हूणों इत्यादि ने उत्तर-पश्चिम से टिड्डी दल की भांति आक्रमण किये और उन्होंने भारतीय संस्कृति को झकझोर डाला। मौर्योंके उत्तराधिकारी शुङ्गों ने, मध्यदेशके यवनों और उत्तर में आये हुये शक-हूणों का दमन करने के उपाय किये, परन्तु इन आक्रमणकारियों का प्रवाह थोडा ही अवरुद्ध हो पाया। धार्मिक विवादों से उत्पन्न कलहों ने समाज को बहुत अस्त व्यस्त और निर्बल कर दिया था। अनेक भारतीय बौद्ध, शक-हूणों को आक्रमण के लिये निमन्त्रण देते रहते थे। कुछ कारण भी था। एक शुङ्ग राजा ने सांची के कुछ बौद्ध स्तूपों को तुडवा दिया था! विदेशी बौद्धों ने शैव और वैष्णव मन्दिरों को भग्न किया था!! शकों और हूणों के धर्म का यह हाल था कि जहां जाते वहीं के धर्म के बाहरी रंगरूप में रंग जाते, परन्तु बर्बरता उनकी अक्षुण्ण रहती थी। उनके सिक्कों पर यूनानी, ईरानी, बौद्ध, शैव और वैष्णव मतों की खिचडी अंकित है! एक ओर कोई यूनानी देवता दूसरी ओर कोई भारतीय!"×

'સિકંદરના ગયા પછી મૌર્યોના શાસન કાલમાં ભારતને ઘણા વખત સુધી, સુખ-શાન્તિ મળતી રહી મૌર્યોની સત્તા ક્ષીણ થઈ તે દરમ્યાનના સમયમાં શક-હૂણ વગેરેએ ઉત્તર-પશ્ચિમમાંથી તીડોનાં ટોળાંની જેમ ધસારો કર્યો ને ભારતીય સંસ્કૃતિને ડોલાયમાન કરી નાખી. મૌર્યોના ઉત્તરાધિકારી શુંગોએ[1] મધ્ય દેશના યવનો અને ઉત્તરમાં આવેલા શક-હૂણોના દમન માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ આ આક્રમણકારીઓનો પ્રવાહ સામાન્ય જ રોકી શકાયો.

'ધાર્મિક વિવાદોથી પેદા થયેલ કલહે સમાજને બહુ અસ્ત-વ્યસ્ત ને નિર્બળ કરી નાખ્યો હતો. અનેક ભારતીય બૌદ્ધો, શક-હૂણોને આક્રમણ માટે આમંત્રણ દેતા હતા.[2] તેનાં કંઈ કારણ પણ હતાં. એક શુંગ રાજાએ સાંચીના કેટલાક બૌદ્ધ સ્તૂપોને તોડી નંખાવ્યા હતા. વિદેશી બૌદ્ધોએ શૈવ અને વૈષ્ણવ મંદિરોને તોડયાં હતાં. શક અને હૂણોના ધર્મની એ હાલત હતી કે તેઓ જ્યાં જતા ત્યાંના ધર્મના બાહ્ય રૂપરંગમાં રંગાઈ જતા, છતાં એમની બર્બરતા અક્ષુણ્ણ રહેતી. તેમના સિક્કા પર યૂનાની, ઈરાની, બૌદ્ધ, શૈવ, અને વૈષ્ણવ મતોની ખીચડી અંકિત રહેતી. એક તરફ કોઈ યુનાની દેવતા તો બીજી તરફ કોઈ ભારતીય.'

શ્રીયુત વર્માજીની ઉપર આપેલી પંક્તિઓમાંથી પણ વાચક, ઈતિહાસ તારવી શકે છે. અલબત્ત, જો શક કે હૂણ માત્ર શૈવ ધર્મી જ હોત તો તેઓ વર્માજીના કોપના આટલા ભોગ ન થાત પણ તેઓ તો શૈવ ધર્મ ઉપરાંત ભારતના અન્ય ધર્મોને પણ માનતા, ઉદારતાથી એમનાં પવિત્ર દેવ દેવીઓને પોતાના સિક્કાઓમાં સ્થાન આપતા: આ વાતો વર્માજીને ગમતી નથી. તેઓ તેને 'ખીચડી' કહી તિરસ્કારથી જુએ છે. અંગ્રેજ સરકાર પોતાના સિક્કા ઉપર એક તરફ મહાત્મા ગાંધીજી, સુભાષબાબુની કે અશોકચક્રની છબી અંકિત કરત, ને બીજી તરફ પોતાના રાજાની તો તે માન પ્રશંસાને યોગ્ય થાત કે અયોગ્ય! પણ શ્રી વર્માજીની દૃષ્ટિ પહેલેથી વિકૃત છે, એટલે વિકૃત દૃષ્ટિને યોગ્ય સૃષ્ટિ તેમણે સરજી છે.

આ રીતે જે કલ્પનાપૂર્ણ દ્વેષભરી તલવારથી જૈન અને બૌદ્ધ ધર્મની, જૈન સંસ્કૃતિની,

---

૧ આ શુંગો સ્વામીહત્યાદ્વારા ઉત્તરાધિકારી બન્યા હતા એ યાદ રાખવા જેવું છે.

૨ આના મૂળમાં કદાચ બૌદ્ધધર્મી મૌર્ય રાજાની હત્યા વૈષ્ણવ રાજાએ કરેલી કેમ કારણભૂત ન હોય! એ વિચારવા જેવું છે.

ને જૈન સંમાન્ય વીરોની ગૌરવગરિમાની હત્યા કરવાનો તેમણે પ્રયાસ કર્યો છે, એ જ તલવાર તેમના પોતાના ઈષ્ટજન ને ઇષ્ટદેવ માટે પણ વપરાય તેમ છે. પણ એથી 'ધોબીએ ધોબી-વાળો ન્યાય થાય' તેમ હોવાથી અમે એ જતું કરીએ છીએ. અમે તો માનીએ છીએ કે શૈવ કે વૈષ્ણવ સંસ્કૃતિ જ માત્ર આર્ય કે ભારતીય સંસ્કૃતિ નથી, પણ બ્રાહ્મણ, જૈન ને બૌદ્ધ સંસ્કૃતિની પવિત્ર ત્રિવેણીમાં જ ભારતીય સંસ્કૃતિનું મધુ છુપાયેલું છે.

### બેતુકી વાતોથી ભરેલું આખું પુસ્તક

આ આખું પુસ્તક આવી બેતુકી વાતોથી ભરેલું છે, ને લેખકે તેમાં પોતાના હૃદયનું ઝેર પાને પાને ઠાલવેલું છે. એમણે ઈતિહાસની તો એવી મટ્ટી પલિત કરી છે, કે આપણા આવા સાહિત્યકારો માટે શરમથી માથું નીચું ઢળી જાય છે. આજના બિનસાંપ્રદાયિક જમાનામાં જૂની વિભાજન નીતિના પ્રચારથી કે પૂર્વગ્રહ ને આભડછેટનાં રોદણાં રડવાથી લેખક શું હાસલ કરવા માગે છે? તેઓ પોતાની પ્રસ્તાવનામાં કહે છે, કે "ધાર્મિક વિવાદોથી પેદા થયેલ કલહે સમાજને બહુ અસ્ત-વ્યસ્ત ને નિર્બળ કરી નાખ્યો હતો." (જુઓ પૃ. ૬) વર્માજી આ નવો વિવાદ પેદા કરી નવું શું સાધવા માગે છે? તેઓ પોતે કઈ શતાબ્દીમાં જીવવા જનતાને લઈ જવા માગે છે?

### ભૂમિકાલેખક ડૉ. અમરનાથ ઝાનું આ વિકૃત કૃતિને સમર્થન

આ પુસ્તક વિષે આટલું લખ્યા પછી, આ પુસ્તકને પોતાની ભૂમિકાથી વિભૂષિત કરનાર કાશી વિશ્વવિદ્યાલયના વાઈસ ચાન્સલેર માનનીય ડૉ. શ્રી. અમરનાથ ઝા વિષે બે શબ્દ કહેવાના પ્રાપ્ત થાય છે. એ સુવિદિત વાત છે, કે આજકાલ કેટલીકવાર આપણા વિદ્વાનો પુસ્તકનું મુખ જોવા કરતાં માત્ર લેખકનું મુખ જોઈને જ સારી-ખોટી પ્રસ્તાવના લખી આપે છે. જો એમ ન હોત તો ડૉ. શ્રી અમરનાથ ઝા જેવા વિખ્યાત વિદ્વાને આવી અગડમ્ બગડમ્ રીતે લખાયેલી, કેવળ સાંપ્રદાયિક દ્વેષને વધારનારી કે વ્યકત કરનારી અને ઈતિહાસના ખૂન ઉપર જ રચાયેલી આ કૃતિને તેમણે પોતાની સંમતિની મહોર ન મારી હોત, અને લેખકને પ્રેમચંદ્રજી કે પ્રસાદજી કરતાં પણ વધુ શ્રેષ્ઠ બતાવ્યા ન હોત. વર્માજીની સાહિત્યસેવા પરત્વે જનતામાં માનની લાગણી હોય ને વિદ્વાનોને તે માટે આદર હોય તેની ના નથી. અમે પણ સાહિત્યકારના આવા આદરના સહભાગી બનીએ છીએ. છતાં એ માન એવું ન હોવું જોઈએ કે ખુદ લેખકનું જ અપમાન કરે. ભારતીય ઈતિહાસની ઝલક એટલે પરદેશની રીતે સતી સાધ્વી સ્ત્રીઓને પ્રણયલીલી રમતી બતાવવી તે? માનનીય ઝા સાહેબ જરૂર ખુલાસો કરે, કારણ કે આ જમાનો બિનસાંપ્રદાયિક છે, ને એમાં કોઈ ધર્મને ગલીચ રીતે ઉતારી પાડવાનો કોઈ ધર્મવાળાને હક નથી.

આધુનિક યુગ માટે તદ્દન નિરર્થક કલેશકર આ કૃતિના ભાષા-ભાવ વિષે ભારોભાર વખાણ કરતાં ડૉ. ઝા. કહે છે, કે 'જો આ નાટક કુશલ પાત્રો દ્વારા ભજવાશે તો પ્રેક્ષકોને ભારતના ભૂતકાળની એક અપૂર્વ ઝાંકી જોવા મળશે.'

અમને લાગે છે, કે ભારતના ભૂતકાળની ઝલક એટલે શૈવધર્મની મહત્તા ને જૈન તથા બૌદ્ધ ધર્મની નિંદા એમજ બનારસ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ માનતા હશે.
ભારતીય ઈતિહાસની ઝલક એટલે પરદેશની રીતે સતી સાધ્વી સ્ત્રીઓને પ્રણયલીલા રમતી બતાવવી તે? માનનીય ઝા સાહેબ જરૂર ખુલાસો કરે, કારણ કે આ જમાનો બિનસાંપ્ર-

દાયિકતાનો છે, ને એમાં કોઈ ધર્મને મલીચ રીતે ઉતારી પાડવાનો કોઈ ધર્મવાળાને હક નથી.

## વિદ્વાન ભૂમિકાલેખકે ગ્રંથ પૂરો વાંચ્યો નથી?

અમે તો એમ માનવા પ્રેરાઈએ છીએ, કે–ડૉ. અમરનાથ ઝાએ આ ગ્રંથ વાંચ્યો જ નથી. તેઓ એક જગ્યાએ લખે છે, કે इतिहासकी बातोंको बदलनेका लेखकको अधिकार नहीं।' તો ઈતિહાસપ્રસિદ્ધ એક સતી સ્ત્રીને મોહી ને નિર્બળ સ્ત્રી બતાવવી એમાં વિદ્વાન મહાશય ઈતિહાસની ક્ષતિ નથી માનતા? આવા ઈતિહાસની વિકૃતિથી ભરેલા ગ્રંથને અંજલિ આપતાં વળી તેઓશ્રી લખે છે.

"केवल ऐतिहासिक दृष्टिसे देखा जाय तो भी नाटक आदरका पात्र है।"

માનનીય વિદ્વાનની કેવી રીતે ટીકા કરવી તે પણ સમજાતું નથી. છેવટે અમે વિદ્વાન ભૂમિકાલેખક મહાશયનાં ઉપસંહારનાં વાક્યો વાચકોની સમક્ષ રજૂ કરીએ છીએ.

"मेरी सम्मति में ऐसी उत्तम पुस्तक यदि विद्यार्थियों को पढने को मिले, तो मनोरञ्जन के साथ साथ उनको भारतीय संस्कृति से भी परिचय होगा और उनको अच्छा उपदेश मिलेगा।"

"મારી સંમતિમાં આવી ઉત્તમ પુસ્તક જો વિદ્યાર્થીઓને વાંચવા મળે તો મનોરંજનની સાથે સાથે તેમનો ભારતીય સંસ્કૃતિઓ સાથે પરિચય થશે અને તેઓનો સારો ઉપદેશ મળશે." (ભૂમિકા, પૃ. ૨)

અમને તો એમ કહેતાં પણ સંકોચ નથી થતો કે શ્રી અમરનાથ ઝા ઈતિહાસની સાક્ષીએ આ નાટકનું અવલોકન કરે તો આજે પણ તેમને એ માટે ખેદ થયા વગર નહીં રહે. જરૂર છે માત્ર તટસ્થરીતે પુસ્તકનું અવલોકન કરવાની ને ફુરસદ મેળવવાની. ભારતીય સંસ્કૃતિ એટલે શું શૈવ સંસ્કૃતિ માત્ર? અને એનો ઉપદેશ એટલે શું? આઝાદહિંદના વિદ્યાર્થીઓને શું ડૉ. અમરનાથ ઝા જૂના ધાર્મિક ક્લેશકર વિવાદોના કાદવમાં હજીય રચ્યાપચ્યા રાખવા માગે છે? અમે તેનો જવાબ માગીએ છીએ.

## પ્રાંતના માનનીય કેળવણી–પ્રધાન પણ લક્ષ આપે

અમે મધ્ય પ્રાંતની સરકાર અને માનનીય શિક્ષામંત્રીનું પણ ધ્યાન આ તરફ ખેંચવા માગીએ છીએ, અને કહેવા માગીએ છીએ કે આઝાદ હિંદમાં હવે આવાં અનિષ્ટકારી પુસ્તકોનો નાશ ન થયો તો ન જાણે ભારત ફરીથી સાંપ્રદાયિક દ્વેષમાં ક્યાં જઈને ઊભું રહેશે ને એના ઈતિહાસમાં ન જાણે કેવી વિકૃતિ આવી જશે.

પ્રાન્તે અમે માનીએ છીએ કે વર્માજીએ ભલે ગમે તેટલી સાહિત્યસેવા કરી હોય પણ આ કૃતિના નિર્માણથી તેમણે દૂધથી ભરેલા ઘડામાં વિષનું સિંચન કર્યું છે; તેમણે સત્યરૂપી ઈશ્વરનો, આર્યસંસ્કૃતિનો અને જૈનસમાજનો દ્રોહ કર્યો છે. શું આ દ્રોહને યોગ્ય પ્રાયશ્ચિત્ત કરી વર્માજી પોતાની સુજનતાની સાબિતી આપશે?

આઝાદ ભારતના નવસાહિત્ય–નિર્માતાઓ કઈ દિશા તરફ જઈ રહ્યા છે, એ કંઈ સમજાતું નથી. હમણાં જ સમાચાર મળે છે, કે પ્રયાગના 'છાત્રહિતકારી પુસ્તકમાલા, દારાગંજ'' તરફથી 'બૌદ્ધ કહાનિયાં' નામનું પુસ્તક પ્રગટ થયું છે, તેના લેખક 'વ્યથિતહૃદય' નામક ઉપનામધારી છે. તેમણે ભ. મહાવીર ને જૈન સાધુઓનું વિકૃત ચિત્ર આપી, ઠેર ઠેર ગાલીપ્રદાન કર્યું છે. આ જાતનાં નવાં ક્લેશકારક પુસ્તકો પ્રગટ કરી દેશનું શું ભલું કરવાનું છે, તે તો તેના લેખકો જાણે. પણ આપણા કેળવણી ખાતાના અધિકારીઓને નમ્રસૂચના છે, કે કૃપા કરીને આવા સાહિત્યનો ભારતની આવતી કાલની આશા સમાન વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં ભૂલથી પણ સમાવેશ ન કરશો.

# પ્રતીકાર ને પ્રત્યુત્તર

## "કેટલીક મિથ્યા કલ્પનાઓ."

**લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી)**

આજકાલ કેટલાક નવયુવાન ઉત્સાહી લેખકો લખવાની શરૂઆત કરતાં આપણા પ્રાચીન પૂજ્ય પુરુષોના જીવનપ્રસંગો આલેખે છે અને એમાં કલ્પનાના રંગો ચિતરી જીવનપ્રસંગોને વિચિત્ર કરી મૂકે છે. સોલંકી યુગની કીર્તિકથાના હેઠળ રજુ કરાયેલી કથા કેવી વિકૃત છે તે હું 'જૈન' પત્રના પહેલાંના અંકમાં રજુ કરી ગયો છું. ત્યાં એવી જ બીજી વિકૃત કથાનો પ્રસંગ આપું છું. સુજ્ઞ વાંચકો આ વાંચીને લેખકનું કેટલું અજ્ઞાન છે તે સહેજે સમજી શકશે.

પટણાથી પ્રકાશિત થતા 'પ્રદીપ' ના રોપ્ય-વિશેષાંકમાં શ્રીયુત 'રમણ' નામના લેખકે 'મહાવીરકે અન્તિમ શબ્દ" નામક એકાંકી નાટિકા રજુ કરી છે. લેખકે શરૂઆતમાં લખ્યું છે કેઃ—

"वैशालीके लिच्छवीवंशीय राजाके पुत्र वर्द्धमान बचपनसे विरक्त होते हुए भी विवाहके बाद एक पुत्रीका जन्म दे तीस वर्षकी अवस्थामें गृह त्यागकर श्री पार्श्वनाथजीके शिष्य हो गये और बारह वर्षोंकी तपस्याके बाद महावीर जिन कहलाए। ८० वर्षकी उमरमें पटनाके पास 'पावा' नामक स्थानमें उनकी मृत्यु हुई। मृत्युके समय उन्होंने जैनधर्मके प्रधान उपदेशोंकी पुनरावृत्ति भी की।"

વાંચકો સમજી શકશે કે 'પાર્શ્વનાથજીકે શિષ્ય હો ગયે" આ વાત જ તદ્દન અસત્ય છે. એક સામાન્ય જૈન પણ જાણે છે કે તીર્થંકરોને તીર્થંકરના ભવમાં કોઈનું શિષ્યત્વ હોતું જ નથી. મહાવ્રત ઉચ્ચારતી વખતે 'કરેમિ ભંતે' માંનું ભંતે બોલતા નથી.

"૮૦ વર્ષકી ઉમરમેં" પણ તદ્દન ખોટું વિધાન છે. તેઓશ્રીનું આયુષ્ય ૭૨ વર્ષનું જ છે. લેખક મહાશયે 'મહાવીરચરિત્ર' વાંચ્યું હોત તો આવી ભૂલ ન થાત.

આગળ ઉપર કાલ્પનિક સંવાદો રજુ કર્યા છે. પિતા, મંત્રી વગેરેના સંવાદો તદ્દન કલ્પિત જ છે. પછી ચિત્રા દાસીઓ અને યુવરાજ્ઞી સાથેના સંવાદો પણ કલ્પિત જ છે. પણ અન્તિમ દશ્યમાં લેખકે કલ્પનાના ગોળા જ ગબડાવ્યે રાખ્યા છે.

"आसपास अनेक जैनभिक्षु मौजुद है जो उपचारमें लगे हुए हैं। कइ दिनोंसे अवस्था अत्यन्त चिन्ताजनक है। अत्यन्त क्षीण रुग्ण अवाजमें थकावट लिये हुए है।"

લેખકની આ કલ્પના તદ્દન અવાસ્તવિક અને સત્યથી વેગળી છે. ભગવાન શ્રીમહાવીરદેવ તો અન્તિમ અવસ્થામાં સોલ પહોરની અખંડ દેશના—ધર્મદેશના દેતા દેતા જ નિર્વાણ પામ્યા છે. નથી શરીરમાં વ્યાધિ, નથી અવાજમાં ખામી કે નથી થકાવટ. તેમાં તેમને ઉપચારની જરૂર કે સેવાની જરૂર પડી નથી. અન્તિમ સમયે નથી રાખી શય્યા કે બીજું કાંઈ સાધન. એમને તો અન્તિમ સમયે ચૌવિહારો છઠ છે—બે—ઉપવાસ કર્યા છે અને સોલ પહોર અખંડ દેશના દેતા જ નિર્વાણ પામ્યા છે. હજી લેખક કલ્પનાના તરંગે ચડતાં લખે છે.

महावीर–पानी, पानी ! मित्रो !

शिष्य–अभी लाया देवता ! ।

महावीर–हां, शीघ्र लाना, मुक्त होनेमें अधिक देर नहीं है ।

શું લેખક કલ્પનાનાં મોજાં ઉછાળી રહ્યો છે ! ભગવાન મહાવીરસ્વામી તો આસો વદિ ( હિન્દી કાર્તિક વદિ ) ૧૪ના ચોવિહારો છઠ—બે ઉપવાસ કરીને અમાસની પાછલી રાત્રે નિર્વાણ પામ્યા છે. પછી પાણીની જરૂર ક્યાંથી હોય ! શ્રદ્ધાળુ જૈનો પણ રાત્રિના ભોજન અને પાણીનો ત્યાગ કરે છે. સાધુઓને તો અવશ્ય ચૌવિહાર જ હોય છે. પછી તીર્થંકર ભગવંતના મોંમાંથી ઉપરના શબ્દો કઢાવવા તે તદ્દન અનુચિત જ લાગે છે. લેખક હજી આગળ ભગવાનની દીનદશા બતાવે છે અને પાણી પાણી કરે છે. શિષ્ય પાણી તો લાવ્યા છે પણ જૂઓ તે પાણી કેવું છે તે—

पहेला शिष्य–पानी लाया, महाप्रभु ! ।

महावीर–ऍं पानी ! पानी ले आए ! कहांसे लाये भद्र ! छान तो लिया है न ?

पहेला शिष्य–नहीं देवता ! छाननेका कोई विशेष प्रयोजन नहीं है ।

महावीर–हैं ! प्रयोजन नहीं ? असंख्य कीडे-मकोडे पानीमें भी रहते हैं । अहिंसाकी मांग है कि पानी छानकर पिया जाय । जैनभिक्षु इसे माना करे ।

शिष्य–यही होगा ! आप जल ग्रहण करें । ”

ખરેખર, લેખકે કલ્પનાનો દોર છૂટો મુકવામાં અહીં તો હદ જ વાળી નાખી છે.

વળી ભગવાન મહાવીરસ્વામી પૂછે છે; પાણી ગળીને લાવ્યા છો ત્યારે શિષ્ય કહે છે કે પાણી ગળવાની જરૂર છે ? આજના વિજ્ઞાનયુગમાં તો પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે કે પાણીમાં પણ જીવો છે. આજના સામાન્ય જૈનો પણ પાણી ગળીને જ પીએ છે જ્યારે લેખક ગળ્યા વગરના પાણી માટે પ્રશ્ન પુછાવે છે કે પાણી ગળવાની શી જરૂર છે ? લેખકને એટલું જ્ઞાન હોત કે જૈન સાધુઓ ઉકાળેલું ગરમ પાણી જ વાપરે છે તો આવી મિથ્યા કલ્પનાને અવકાશ જ ન મળત.

ભગવાન મહાવીરદેવ ઉપદેશ આપવાની શરૂઆત કરે છે અને શિષ્યો કહે છે.

शिष्यो–“ आराम कीजिए, देवता ! । आपने जितना कह रखा है वही बहुत है । ”

ભગવાનને ઉપદેશ દેતાં કોઈએ ના પાડી જ નથી. લેખકે મથાળા ઉપર આપેલા શબ્દો “ મહાવીરકા અન્તિમ ઉપદેશ ” માં ફક્ત દશ પંક્તિ ઉપદેશની માંડ આપી હશે. એમાં પણ “ સદાચાર ઔર સત્કર્મ હી પૃથ્વી પર ઈશ્વર ઔર વેદ હૈ. ” આ ઉપદેશ ન અપાવ્યો હોત તો ચાલત. અન્તમાં લેખક વૈશાલીને સંદેશો કહેવરાવે છે, તે પણ અસત્ય અને કલ્પનામાત્ર જ છે.

ભગવાનના કેવળજ્ઞાન પછી તો ભગવાનની પુત્રીએ દીક્ષા લીધી છે અને ત્યારપછી તેમના પત્ની પણ મૃત્યુ પામ્યાં છે પછી સંદેશો કહેવરાવવા જેવું રહેતું જ નથી.

ખરેખર ! આવા કલ્પનાપ્રધાન લેખકો આવું માત્ર કલ્પિત જ લખે છે તેના કરતાં જૈન સાહિત્ય વાંચે, ભણે, અને પછી લખે તો સારું કહેવાય.

# વ્રતપાલન

[આજની ચાલુ પરિસ્થિતિ માટે આ વાર્તા કેટલી ઉપયુક્ત છે એનો ખ્યાલ સહજમાં આવી જાય છે. આજે સંઘરાખોરી કરનાર અને વ્રત લઈને પણ અપવાદ માર્ગો શોધનારા માનવીને આ વાર્તા વાસ્તવિક બોધપાઠ આપે છે. એક વ્રતને બીજા વ્રત સાથે કેટલો સંબંધ છે તેનો વાસ્તવિક મર્મ સમજનાર એક જ વ્રતના પાલનથી પોતાનું આત્મકલ્યાણ કરી શકે એ આપણા સેંકડો ઉપદેશ ગ્રંથોનો સાર છે અને એનું રહસ્ય આ વાર્તામાં ગૂંથાયેલું છે. સં.]

એક વાર એક જૈન સાધુ ભિક્ષા લેવા જઈ રહ્યા હતા. રસ્તામાં એક મનુષ્યે તેમને વિનંતિ કરી:

"મહારાજ! મારે ઘેર ભિક્ષા લેવા પધારો."

"ના, હું તારે ત્યાં નહિ આવું." મુનિએ જવાબ વાળ્યો.

"મહારાજ! એમ કેમ?"

"કેમકે તેં કોઈ વ્રત અંગીકાર કર્યું નથી."

"ઠીક, તો હું વ્રત લઉં છું. આપ મને વ્રત આપો. પછી તો આપ આવશોને?"

"કયું વ્રત લઈશ? શું મદ્યપાન ન કરવાનું વ્રત લઈશ?"

"ના, મહારાજ! એ કેવી રીતે નભી શકે? બીજું કોઈ વ્રત આપો."

"તો પછી આજથી જુગાર ન રમવાનું વ્રત લે."

"મહારાજ! જુગાર રમ્યા વિના કામ કેમ ચાલી શકે?"

"તો વ્યભિચાર ન કરવાનું વ્રત લે."

"આપ શું કહી રહ્યા છો, મહારાજ! શું એવું વ્રત કદી લઈ શકાય?"

"ઠીક, તો ચોરી ન કરવાનું વ્રત લે."

"તમે તો વિચિત્ર વાત કરી રહ્યા છો, મહારાજ! જો હું ચોરી ન કરું તો પછી ખાઉં શું?"

"તો પછી સત્ય બોલવાનું વ્રત લઈ શકીશ?"

ત્યારે એ મનુષ્યે વિચાર કર્યો કે આ વ્રત જ એક એવું વ્રત છે જેમાં કંઈ પણ છોડવું પડતું નથી. તેણે તરત જ જવાબ વાળ્યો: "સારું, આજથી હું એ વ્રત લઉં છું."

વ્રત લીધા પછી બીજે જ દિવસે તેને મદિરા પીવાની ઈચ્છા પ્રબળ થઈ, પરંતુ વ્રતની યાદ આવી જતાં તે વિચારવા લાગ્યો કે મદિરા પીધા પછી તેના નશામાં જો જૂઠું બોલાઈ જાય તો મેં જે સત્ય વ્રત લીધું છે તેનો ભંગ થશે. પછી તેને જુગાર રમવાની અને વ્યભિચારની ઈચ્છાઓ થઈ આવી, પરંતુ તેનો વિચાર કરતાં તેના મનમાં એવો અનુભવ થવા લાગ્યો કે આ બધી વાતોમાં સત્ય વ્રતને સર્વાંગ રૂપે નભાવવું કઠણ છે. તેમ છતાં ચોરી કર્યા વિના મારું કામ ચાલી શકે એમ નથી. કેમકે ચોરી કર્યા વિના મારો જીવનનિર્વાહ કેવી રીતે ચાલશે?"

થોડીવાર સુધી તેણે ખૂબ વિચાર કરીને નિશ્ચય કર્યો કે ચોરી કરવી તો એવી કરવી

કે જેનાથી જીવન પર્યંત ગુજારો કરી શકું. એક વાર ચોરી કરી આવ્યા પછી ઘરમાં બેઠો બેઠો હું ખાઈ શકું, અને એથી જ્યારે મારે ઘરથી બહાર નીકળવાનો પ્રસંગ જ નહિ આવે તો પછી જૂઠું બોલાશે જ ક્યાંથી? અને ચોરી પણ એવા ઘરમાં કરવી જોઈએ જેથી તેને પણ દુઃખ ન થાય અને વધુમાં વધુ મૂલ્યવાન વસ્તુ લાવી શકું.

ઠીક, તો જાઉં ને આજે રાજાના મહેલમાં જ ખાતર પાડું. કેમકે તેની પાસે વધારેમાં વધારે સંપત્તિ છે. આ રીતે વિચાર કરીને તે ચોરી કરવા નીકળી પડ્યો.

માર્ગમાં તેને સિપાહીઓ મળ્યા. તેમણે તેને પૂછ્યું. "ઊભો રહે, તું કોણ છે?"

"હું ચોર છું." તેણે કહ્યું.

"ક્યાં જાય છે?" સિપાહીઓએ ફરી પૂછ્યું.

"રાજમહેલમાં ચોરી કરવા જાઉં છું." તેણે જવાબ આપ્યો.

આ કોઈ ગાંડો માણસ લાગે છે એમ સમજીને તેને જવા દીધો. આગળ જતાં રાજમહેલના દરવાનોએ તેને એવા જ પ્રશ્નો કર્યા અને બધાને તે એક જ રીતના જવાબો આપી આગળ વધ્યો. રાજમહેલ પાસે આવીને તેણે જોયું તો તેની એક બારી ખુલ્લી હતી. એ બારી વાટે તેણે પ્રવેશ કર્યો.

મહેલમાં અનેક પ્રકારની વસ્તુઓ હતી એ સુંદર વસ્તુઓ જોઈને તેણે વિચાર કર્યો કે આ ચીજ મારે શું કામ આવશે? આને લઈ ને હું શું કરું? અને આ ચીજોને છુપાવી લઈ જવીયે કઠણ છે, કદાચ છુપાવીને લઈ પણ જાઉં છતાં જૂઠું બોલ્યા વિના જરાયે ચાલી નહિ શકે. આ પ્રકારે વિચાર કરતાં કરતાં તેની નજર ત્યાં પડેલી એક ડબ્બી ઉપર પડી. તેણે તે લઈ લીધી. તેને ઉઘાડી જોયું તો તેમાં સાત રત્નો હતાં.

ચોરે વિચાર કર્યો કે આટલાં બધાં રત્નોની મારે શી જરૂર છે? મારા પોતાને માટે તો ચાર રત્નો જ બસ છે. તેણે તેમાંથી ચાર રત્નો લઈ પોતાના કપડાના છેડે બાંધી લીધાં ને બાકીનાં ત્રણ રત્નો એ ડબ્બીમાં રહેવા દીધાં. ડબ્બીને જેમ હતી તેમ બંધ કરી એ જ સ્થળે મૂકી દીધી અને પોતે બારીના જ માર્ગે નીકળી પોતાના ઘર તરફ ચાલી નીકળ્યો.

રસ્તે ચાલતાં તેને એક માણસે રોક્યો. તે પોતે રાજા હતો. વેષ બદલીને તે નગરચર્યા જોવા માટે નીકળ્યો હતો. તેણે ચોરને ઊભો રાખી પૂછ્યું: "તું કોણ છે?"

"હું ચોર છું."

"ક્યાંથી આવે છે?"

"ચોરી કરીને આવી રહ્યો છું."

"કોને ત્યાંથી?"

"રાજાના રાજમહેલથી."

"શું ચોરીને લાવ્યો છે?"

ચોરે રત્નો બહાર કાઢીને બતાવ્યાં. એ જોઈ રાજાએ કહ્યું: "વાત તો સાચી છે. તું ક્યાં રહે છે?"

ચોરે પોતાનું ઠેકાણું બતાવ્યું અને બંને જણા પોતપોતાના રસ્તે પડ્યા. રાજા મહેલમાં જઈને સૂઈ ગયો.

સવારે બધાને માલમ પડ્યું કે મહેલમાં ચોરી થઈ છે. મંત્રી તરત દોડી આવ્યો અને બધા સામાનની તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં બધો સામાન તેને જેમનો તેમ જોવાયો. છેવટે તેની નજર પેલી ડબ્બી ઉપર પડી. ડબ્બી ખોલીને જોયું તો તેમાં માત્ર ત્રણ રત્નો જ હતાં. મંત્રીને વિચાર આવ્યો કે ચોર કોઈ મૂર્ખ માણસ લાગે છે, જે ત્રણ રત્નો બાકી છોડી ગયો. તેણે એ ત્રણ રત્નો ઓહિયાં કરી લેવાનો સુંદર અવસર જોઈ ખીસામાં મૂકી દીધાં અને ડબ્બીને ઠેકાણે મૂકી દીધી.

રાજાની પાસે જઈને મંત્રીએ નિવેદન કર્યું કે, "મહારાજ! બીજી બધી વસ્તુઓ તો સલામત છે પરંતુ પેલી ડબ્બીનાં સાતે રત્નો ચોર લઈ ગયો છે."

રાજાએ બીજું કંઈ ન કહેતાં જણાવ્યું: "ચોરને પકડી તરત હાજર કરો."

કર્મચારીઓએ ચોરને પકડવાની ખૂબ કોશીશ કરી પરંતુ ચોર કોઈ પ્રકારે પકડી શકાયો નહિ. આ તરફ આ ચોરે એ ચાર રત્નોમાંથી એક રત્ન કોઈ વેપારીને આપીને તેની સાથે નક્કી કર્યું કે જ્યાં સુધી આ રત્નની કીમત પૂરી ન થઈ જાય ત્યાં સુધી મારે ત્યાં હંમેશાં ભોજન-સામગ્રી મોકલતા રહેવું. જ્યારે હિસાબ પતી જાય ત્યારે મને કહેવડાવવું. આ રીતે તેને ત્યાં હંમેશાં ભોજનનો સામાન પહોંચ્યા કરતો હતો અને તે નિશ્ચિંત બની ખાઈ-પીને પોતાના ઘરમાં એક ખાટલા પર પડ્યો રહેતો હતો. બહાર નીકળીને જૂઠું બોલવાનો પ્રસંગ આવે એવું કામ એણે રાખ્યું જ નહોતું.

જ્યારે ચોર કોઈ પણ રીતે પકડી ન શકાયો ત્યારે એક દિવસે રાજાએ દરબાર ભર્યો. રાજાએ કર્મચારીઓ અને મંત્રીને પૂછ્યું કે, "તમે ચોરને પકડી શકો તેમ છો કે નહિ?" તેમણે આટલા દિવસના પરિશ્રમ પછી નિરાશ બનીને ના પાડી દીધી. ત્યારે રાજાએ એક માણસને ચોરનું ઠેકાણું આપી તે માણસને બોલાવી લાવવા ફરમાવ્યું.

એ માણસ જ્યારે તેના ઘેર ગયો ત્યારે એ પોતાના ઘરની બારી અર્ધી ખુલ્લી રાખીને આરામથી સૂઈ રહ્યો હતો. કોઈ અજ્ઞાત માનવીને પોતાના ઘેર આવેલો જાણીને તેના હૃદયમાં એવો આભાસ થયો કે હું પકડાઈ ગયો છું, એમ હોવા છતાં એના અંતરમાં ભય નહોતો."

ચોરને પકડી રાજા પાસે લાવવામાં આવ્યો! ત્યારે રાજાએ તેને પહેલો જ પ્રશ્ન પૂછ્યો કે, "તું કયો ધંધો કરે છે?"

"અન્નદાતા! હું ચોરીનો ધંધો કરતો હતો."

"કરતો હતો? હવે નથી કરતો?"

"ના મહારાજ! પહેલાં કરતો હતો, હવે કરતો નથી."

"ક્યારથી નથી કરતો?"

"જ્યારથી રાજમહેલમાં ચોરી કરી ત્યારથી."

"રાજમહેલમાંથી ચોરી કરી શું લઈ ગયો?"

"રત્નો."

"કેટલાં ?"

"ચાર"

"ક્યાં છે એ રત્નો ?"

"ત્રણ મારી પાસે છે."

"અને ચોથું ?"

"ચોથું રત્ન જે આ પાઘડીવાળા શેઠ સામે બેઠા છે તેમને આપ્યું છે."

શેઠ ગભરાઈ કહેવા લાગ્યો: "મહારાજ! મને ખબર નહોતી કે રત્નો આપનાં છે."

રાજાએ કહ્યું: "એ તો ઠીક છે." પછી ચોરને પૂછ્યું: "ડબ્બીમાં તો સાત રત્નો હતાં. એ સાતમાંથી ચાર ચોર્યાં હતાં કે વધારે?"

"મહારાજ! ચાર જ લીધાં હતાં."

"ફક્ત ચાર જ કેમ ?"

"મારા ભરણપોષણ માટે એટલાં પૂરતાં હતાં, એમ સમજીને."

"તો પછી બાકીનાં રત્નો ક્યાં ગયાં ?"

"મહારાજ! અમે ચોર લોકો તો આવી વાત જલદીથી સમજી લઈએ છીએ. રત્નો ક્યાં ગયાં એ હું બતાવી દઉં ?"

"હા બતાવી દે,"

"આ જે આપના મંત્રી છે તેમણે એ લીધાં છે."

મંત્રી આ વાત સાંભળીને ભયથી સ્તબ્ધ થઈ ગયો. રાજાએ પૂછ્યું: "મંત્રી, સાચું કહી દો. બાકીનાં ત્રણ રત્નો તમારી પાસે છે ?"

છેવટે રાજાની ક્ષમા માગતા મંત્રીએ એકરાર કર્યો.

આ ઘટના જોઈને દરબારમાં બેઠેલા લોકો આશ્ચર્યાન્વિત બની ગયા. રાજાને જિજ્ઞાસા થઇ આવતા તેણે ચોરને પૂછ્યું: "આ બધી વાત શી છે ? આનું રહસ્ય શું છે ? તેં ચોરી કરી છે એ વાત સાચી છે અને તેનો તું સ્વીકાર કરી રહ્યો છે એનું રહસ્ય શું છે ? હજી સુધી એ સમજાતું નથી તો કહે."

ત્યારે ચોરે સાધુની પાસેથી વ્રત લીધાની આદ્યોપાંત ઘટના સંભળાવી. આખીયે સભા આ રહસ્ય સાંભળી ચકિત થઈ ગઈ. રાજા ખૂબ પ્રસન્ન થયો.

અંતે રાજાએ ફેંસલો આપતાં કહ્યું: "મંત્રી! આ મનુષ્યે તો પોતાના જીવનનિર્વાહ માટે માત્ર જરૂરિયાત પૂરતી જ ચોરી કરી હતી. તેમાં પણ ક્યાંઈ તેણે જૂઠું બોલ્યા વિના પોતાના વ્રતનું બરાબર રીતે પાલન કર્યું છે. પરંતુ તમારે તો ખાવા-પીવાની કાંઈ કમી નથી. છતાંયે વધુ સંગ્રહ કરવા માટે તમે ત્રણ રત્નો ચોરી લીધાં. આથી હવે જે સ્થળે આ ચોરને જવાનું હતું તે—જેલમાં તમે જાઓ અને તમારી જગાએ—મંત્રીપદ પર આ સત્યવ્રતીને કામ સોંપી દો."

"મિલાપ" માંથી ] [ અનુવાદક: અં.

## 2000 Year old Civilisation unearthed M. P.

Indian art treasures which lay buried & out of sight for a number of centuries as a result of upheaval nature have been brought to light at the village of Ghasoi in Suvasra in Madhya Pradesh, seven miles off the Suvasra art centre, by Director of Centre, Mr. Nagesh Yawalkar.

Mr. Yawalkar, well known artist & sculptor, recently visited the village where, he said, thousands of art pieces had been found in a dry lake with a circumference of about four miles.

Some of these pieces are pillars on which are done beautiful engravings of human figures while others are gold coins with figures of heads of donkeys.

Mr. Yawalkar said a number of beautiful imges & carvings had been found half-burried near the lake. Many more could be brought to light if a team of experienced archaeologists went to work in that village. Some of these images were 2000 years old, & gave a fairly satisfactory picture of the civilisation of that period, he added.

Remnants of a ruined Jain temple & of Samadhi may still be seen the.e as evidence of culture & great artistic excellence of people of those days.

He stated that he would report his discovery to the Archaeological Department in a few days.

" **Bharat** " 31-7-50



# ગ્રંથ–સ્વીકાર

૧. बुद्ध और महावीर तथा दो भाषण—( હિંદી ) લેખકઃ કિશોરલાલ ધ. મશરૂવાળા. અનુ૦ શ્રી જમનાલાલ જૈન, પ્રકાશકઃ ભારત જૈન મહામંડલ, વર્ધા. મૂલ્ય એક રૂપિયો.

૨. उज्ज्वल प्रवचन—( હિંદી ) પ્રવચનકારઃ મહાસતી ઉજ્જવલકુમારીજી. સંપા૦ શ્રી રત્નકુમાર જૈન, રત્નેશ પ્રકાશકઃ ભારત જૈન મહામંડલ, વર્ધા મૂલ્ય દશ આના.

૩. અખાત્રીજનો મહિમા—લેખકઃ મુનિરાજ શ્રીનિરંજનવિજયજી મ. પ્રકાશકઃ નેમિ- અમૃત-ખાંતિ-નિરંજન ગ્રંથમાળા વતી શ્રી કપૂરચંદ દોશી, મહુવા. પ્રાપ્તિસ્થાનઃ જશવંતલાલ શાહ ઠે. ૧૨૩૮, રૂપાસુરચંદની પોળ, કિંમત બાર આના.

## હરેકે વસાવવા યોગ્ય

# શ્રી જૈન સત્ય પ્રકાશના વિશેષાંકો

## (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

## (૨) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબ આપતા લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્ય સંના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા, બારમા, તેરમા તથા ચૌદમા વર્ષની પાકી ફાઈલો તૈયાર છે.
મૂલ્ય દરેકના અઢી રૂપિયા

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.




વર્ષ ૧૫ : અંક ૧૨ ]  તા. ૧૫-૯-૫૦ : અમદાવાદ  [ ક્રમાંક : ૧૮૦

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ

# विषय-दर्शन

## लवाजम

घणाखरा ग्राहक भाईओनुं लवाजम आ अंके पूरुं थाय छे एटले जेमनुं लवाजम आ अंके पूरुं थतुं होय तेमणे लवाजमना त्रण रूपिया मोकली आपवा अने जेमने लवाजम न मोकलवुं होय तेमणे पत्र लखीने तरत खबर आपवी । लवाजमनी रकम अथवा पत्र नहीं मळे तो आगामी अंक वी. पी.थी रवाना करवामां आवशे ते स्वीकारी लेवा विनंति छे.



# મંગલમય મહાપર્વ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

પર્વાધિરાજ પર્યુષણા મહાપર્વ એ માનવજીવનને અનેક રીતે પ્રબોધે છે. ભગવાન મહાવીરના મંગલમય વારસાને દીપાવતું આ પર્વ આપણને એક વસ્તુ આગ્રહપૂર્વક સંબોધે છે: આત્મશુદ્ધિ કરો. અનાદિ કાલના મિથ્યાત્વાંધકારને દૂર કરી સમ્યક્ત્વ–સૂર્યના પ્રકાશથી આત્મદર્શન કરો. આ આત્મશુદ્ધિ અને આત્મદર્શન ત્યારે જ જીવને સુલભ છે કે જ્યારે તેનું મિથ્યાત્વ ચાલ્યું જાય અને તેના કષાય ઘટી જાય.

આપણે દર વર્ષે પર્વાધિરાજની ઉજવણી કરીએ છીએ અને સંવત્સરી પ્રતિક્રમણ કરી આત્માની દીપોત્સવી ઊજવીએ છીએ કિન્તુ આટલું કર્યા છતાંયે આત્મશુદ્ધિની જ્યોતિ આપણા જીવનને અજવાળતી નથી. तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं આ ભાવના રુવાંડે રુવાંડે પ્રગટી જાય તો આપણામાં દર્શનશુદ્ધિનાં અંગો—શાસન-પ્રભાવનાનાં અંગો પ્રતિ કેટલો અને કેવો પ્રેમ જાગે! પર્યુષણા મહાપર્વનાં પાંચે કર્તવ્યો આપણે કઈ રીતે કરવાં જોઈએ, એનો વિચાર કરીએ.

[ અનુસંધાન માટે જુઓ ટાઈટલ પેજ ત્રીજું ]



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| વર્ષ : ૧૫ | વિક્રમ સં. ૨૦૦૬ : વીરનિ. સં. ૨૪૭૬ : ઈ. સ. ૧૯૫૦ | ક્રમાંક |
| અંક : ૧૨ | ભાદરવા સુદિ ૪ : શુક્રવાર : ૧૫ સપ્ટેમ્બર | ૧૮૦ |


# વિ જ્ઞ પ્તિ

**આ** અંક સાથે આ માસિક પંદર વર્ષ પૂરાં કરે છે. આ વર્ષો દરમિયાન તેણે જૈનધર્મના વિવિધ વિષયો તરફ જૈન સમાજનું ધ્યાન દોરવા કોશીશ કરી છે. પરિણામે અભ્યાસીઓએ એને અપનાવ્યું છે ને પૂજ્ય મુનિવરોએ એને પ્રોત્સાહન આપ્યું છે. છતાં અમારે કહેવું પડશે કે આર્થિક બાબતમાં એની સ્થિતિ કથળતી રહ્યા કરી છે. માત્ર બે રૂપિયાના લવાજમમાં આજની મોંઘવારીને એ પહોંચી ન જ શકે એ દેખીતું છે. આથી જૈન સંઘે અમારી વિનંતિ તરફ ધ્યાન આપી આજ સુધી એના નિભાવ માટે ઓછીવત્તી રકમો ભેટ કરી એને ટકાવી રાખ્યું છે એ જ આપણા માટે સંતોષનો વિષય છે.

નવા વર્ષની શરૂઆતથી માસિકની આર્થિક સ્થિતિ સુધારવા અમારી સમિતિએ નિર્ણય કર્યો છે એ મુજબ આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩–૦–૦ રાખવામાં આવ્યું છે. વળી સંરક્ષક તરીકેના રૂા. ૫૦૦), દાતા તરીકેના રૂા. ૨૦૦), અને મેંબર તરીકેના રૂા. ૧૦૧)ની યોજનામાં પણ આ રીતે સુધારો સૂચવ્યો છે. આથી જેમણે આ કરતાં ઓછી રકમો ભરી હોય તેમને બાકીની રકમો પૂરી કરી આપવા પોતાનો યોગ આપે ને આ માસિકના ગ્રાહકો રૂા. ૩–૦–૦ મોકલે એમ વિનવીએ છીએ.

અમે પૂજ્ય સૂરિવરો ને મુનિરાજોને પણ આ પર્યુષણા જેવા પ્રસંગમાં જૈન સંઘને અમારી આ યોજના અપનાવી લેવા અને એમાં બધી રીતે સહાયતા કરવા પોતાના ઉપદેશથી પ્રેરણા કરે એવી વિનંતિ કરીએ છીએ.

તંત્રી.

# ઇતિહાસના અજવાળે

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[૯]

The existence and succession of Samprati, another grandson of Asoka, although not verified by epigraphic recard, are vouched for by a considerable body of tradition. The Buddhist prose romance, named Asokvadana (being part of the Divyavadana), tells a long story of Asoka's senile devotion to the church and consequents waste of the resources of the empire which went so far that the ministers were compelled to remove him from power, and place Samprati, son of the blinded Kunala, on the throne.

વીન્સેન્ટ સ્મિથ કૃત 'અર્લી હિસ્ટરી ઓફ ઈંડિયા'ના પાના ૧૮૧ ઉપરનો ફકરો જે મૂળ ઈંગ્લીશમાં ઉપર આલેખ્યો છે એ બૌદ્ધધર્મના નામીચા દિવ્યઅવદાન નામા પુસ્તકમાંના એક ભાગ નામે 'અશોકાવદાન'નો છે. એનો ભાવાર્થ એવો છે કે અશોક રાજ્યની આવકમાંથી મોટો ભાગ મંદિરો પાછળ ખર્ચી નાખતો હોવાથી પ્રધાનોને આખરે તેને ગાદી છોડાવવાની ફરજ પડી અને સંપ્રતિ કે જે તેના અંધપુત્ર કુણાલનો પુત્ર હતો તેને ગાદીએ બેસાડ્યો. સ્મિથ મહાશય પાના ૧૮૦ પર તિષ્યરક્ષિતા કે જે કુણાલની ઓરમાન માતા હતી અને જેણે જેના અંધાપામાં 'અધીયતામ્' ને બદલે 'અંધીયતામ્' કરી મુખ્ય ભાગ ભજવ્યો હતો એ વાત જનવાયકા જેવી ગણી એ પર વજન મૂકવા નથી માગતા પણ જો એની સાથે પા. ૧૮૧ પરનો ઉપરનો ઉતારો સરખાવે તો એ જનશ્રુતિ સાવ ઉપેક્ષા કરવા જેવી નથી જ. ભારતવર્ષનો ઇતિહાસ સાધવો હોય તો એકલા શિલાલેખીય પુરાવા પર કેવળ વજન મૂકી આગળ વધી શકાય નહીં. શ્રમણો અને બ્રાહ્મણોએ ધર્મગ્રંથોમાં જે જે વાતો કહી હોય અને આમ જનસમૂહમાં જે વાતો પ્રચલિત હોય એ પર ધ્યાન આપવાની અને એમાંથી આસપાસના સંયોગો જોઈ સત્ય તારવવાની પણ અગત્ય ગણાય. ગમે તે કારણથી આ સંબંધમાં પુરાણકારો મૌન હોય અથવા તો સંપ્રતિ સંબંધી એકાદો સામાન્ય ઉલ્લેખ કરી મૌર્યવંશની વંશાવલી આપી સંતોષ પકડતા હોય અને પુષ્યમિત્ર સંબંધી એણે કરેલા યજ્ઞ સંબંધી લંબાણથી વર્ણન કરતા હોય એનો અર્થ એવો તો ન જ કરાય કે જૈન અને બૌદ્ધ ગ્રંથોમાં નોંધાયેલી વાતો કેવળ કલ્પિત છે. એ કાળે ધાર્મિક અસહિષ્ણુતા હતી અને તેથી કેટલીક વાતો ઇરાદાપૂર્વક પડતી મૂકવામાં આવતી. પણ જે ધર્મની આખરી દૃષ્ટિ આધ્યાત્મિક જીવન જીવવામાં પરિણમતી હોય અને સંસારના પ્રલોભનો સાથે જે ધર્મના શ્રમણોને ખાસ કંઈ સંબંધ કે સ્વાર્થ ન હોય તેઓ સાવ ખોટું લખે કિંવા વાતો જોડી કહાડે એ માનવુ અસંગત છે. એટલું જરૂર કહી શકાય કે એ યુગમાં વર્ણન કરતી વેળા કેટલીક અતિશયોક્તિ જરૂર કરવામાં આવતી અને એમાંથી જૈન લખાણો પણ બાકાત નહોતાં રહેતાં. આમ છતાં એમાંથી નર્યું સત્ય શોધવાનું સાવ મુશ્કેલ તો નથી જ.

The Jain literary tradition of western :India, which also recognizes Samparti as the immediate successor of Asoka, eulogizes him as on eminent patron of Jainism who founded Jain monasteries even in non-Aryan countries Almost all ancient Jain temples or monuments of unknown origin are ascribed by the popular voice to Samprati, who is, in fact, regarded as being the sovereign of all India, holding court at Patliputra, but other traditions place the seat of his government at Ujjain. (P. 181)

ઉપરનો ફકરો લખી સ્મિથ સાહેબ સંપ્રતિ સંબંધમાં કઈ વાત ખરી માનવી એ સંબંધમાં મૂંઝવણમાં પડે છે. ખાસ નિર્ણય પર આવી શકતા નથી પુરાણો પ્રત્યે ઢળતી વલણ હોવાથી સંપ્રતિના હોવા સંબંધમાં શકા કરવા પણ પ્રેરાય છે પણ સામે બૌદ્ધ અને જૈન ગ્રંથોના જીવતાં પ્રમાણો પડ્યા હોવાથી જે અનુમાન દોરે છે તે આ પ્રમાણે છે—

Perhapes the empire was divided immediately after Asok's death, between his grandsons, Dasaratha taking the eastern, and Samprati the western provinces,......ભાવાર્થ એ જ કે અશોકના મૃત્યુ બાદ તરત જ તેમના પૌત્રોએ રાજ્યની વહેંચણી કરી હશે અને દશરથના ભાગમાં પૂર્વ પ્રદેશ યાને પાટલીપુત્રની આસપાસનો વિસ્તાર, જ્યારે સંપ્રતિના ભાગમાં પશ્ચિમ યાને ઉજ્જૈનીની આસપાસનો વિસ્તાર આવ્યો હશે.

પુરાણમાં પણ સંપ્રતિ ને બદલે 'સંપદી' શબ્દ અત્યારની શોધથી મળી આવ્યો છે અને ડૉ. ત્રિભોવનદાસ લહેરચંદ પોતાના 'ભારતના પ્રાચીન ઈતિહાસ'માં—કે જેની ગુજરાતી અને અંગ્રેજી એમ બન્ને ભાષામાં પ્રસિદ્ધિ પણ થઈ ચૂકી છે—કહે છે કે જે શિલાલેખો સમ્રાટ અશોકના નામે ચઢ્યા છે તે વર્ષગણત્રીની ભૂલને આભારી છે. ખરી રીતે એ સર્વ કાર્ય સમ્રાટ સંપ્રતિના છે અને 'પ્રિયદર્શી' એ વિશેષણ નથી પણ સંપ્રતિ મહારાજનું નામ છે. જો કે ડાક્ટર સાહેબના આ મંતવ્યને હજુ મોટા પ્રમાણમાં ટેકો પ્રાપ્ત નથી થયો. વળી એ દિશામાં તેઓશ્રીનો પ્રયાસ ચાલુ છે અને એ આખો પ્રશ્ન પુરાતત્ત્વ શોધકોના હવાલે સોંપવા જેવો હોઈ, એ સંબંધી વધુ લંબાણ ન કરતાં આપણે તો પા. ૧૮૧ વાળો જૈનધર્મ ગ્રંથોમાં આવતો પ્રસંગ વિચારીએ. સંપ્રતિ મહારાજના સંબંધમાં—તેમના પૂર્વ જન્મ તેમજ ગાદી પ્રાપ્ત થયા પછી આચાર્ય મહારાજ શ્રીઆર્ય-સુહસ્તિજીના પ્રસંગ બાદ, સમ્રાટે કરાવેલા જીર્ણોદ્ધાર, ભરાવેલા જિનબિંબો, અને ભારતની બહારના દેશોમાં ધર્મપ્રચાર અંગે મોકલેલા માણસો તેમજ સ્થાપેલાં સદાવ્રતો સંબંધમાં સંખ્યાબંધ ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે. અંગ્રેજી લખાણમાં એ અંગેની ટૂંક નોંધ લેતા ઈતિહાસકાર એમને (સંપ્રતિને) 'જૈન અશોક'ની ઉપમા આપે છે. એકરીતે કહીએ તો અશોક માટે શરૂનો ઈતિહાસ કાળો છે જ્યારે સંપ્રતિ માટે એવું કંઈજ નથી એટલે એ ઉપમા કરતાં તેઓ આગળ જાય છે. ઈતિહાસકારને ગૂંચવણમાં પડવાની જરૂર નથી. હાથીગુફાના લેખથી દીવા જેવું સ્પષ્ટ થયું છે કે સમ્રાટ ખારવેલ—કલિંગાધિપતિ—ચુસ્ત

જૈનધર્મી હતો છતાં એ વાત કાં તો શ્રમણોના એ પ્રદેશમાં આછા વિહારને લઈ કાને ન ચડી હોય એટલે જૈન સાહિત્યમાં ખાસ ઉલ્લેખ નજરે પડતો નથી. અથવા તો એ સાહિત્ય લુપ્ત થયું હોય એમ પણ બનવાજોગ છે. અહીં તો કહેવાનું એટલું જ છે કે જૈનધર્મી શ્રમણો રચનામાં વર્ણન કરતી વેળા વિષયને ઓપ ચઢાવવા જરૂરી અતિશયોક્તિ કરતા હશે પણ સાવ કલ્પિત પ્રબંધો કે મોંમાથા વગરની વાતો કદી પણ જોડતા નહોતા.

બૌદ્ધ અને જૈન ગ્રંથોની લખાણુ ભિન્નતાનો સમન્વય સાધવામાં ઝાઝી મુશ્કેલી નથી. સંપ્રતિના ગાદીએ આવવા સંબંધમાં ઉભય એકમત છે. બૌદ્ધો એમાં અશોકનો અતિ દ્રવ્યવ્યય કારણભૂત લેખે છે જ્યારે જૈનગ્રંથો આલેખે છે કે કુણાલ પ્રત્યેના સ્નેહથી અને સંપ્રતિની વય લઘુ હોવાથી અશોકે એના મોટા થતાં સુધી રાજ્યગાદી સાચવી પણ નામ તો સંપ્રતિ મહારાજનું પ્રવર્તાવ્યું. સમ્રાટ અશોક બૌદ્ધધર્મી હતો અને તેથી તો કલિંગના જૈનધર્મી રાજવી સાથે ખૂનખાર જંગ ખેલ્યો હતો. એમાં હિંસા ડાકિનીનું ખપ્પર ભરવામાં કચાશ નહોતી રાખી. બૌદ્ધ ભિક્ષુકની દોરવણીએ ચાલતી તિષ્યરક્ષિતાના સૌન્દર્યમાં એ એટલો મુગ્ધ હતો કે જેથી કુણાલ જેવા પુત્રને અંધત્વ પ્રાપ્ત થયું. એ વેળા રાણી અને ભિક્ષુક મગધનું રાજ્ય અશોક પછી કુણાલના હાથમાં ન જાય એ સારુ જાતજાતની ખટપટો કરી રહ્યા હતા. કુણાલને કાને એ વાત પહોંચી હતી, પણ એ જાણતો હતો કે પોતે 'અંધ' થયો છે એટલે રાજ્ય કરવા યોગ્ય નથી રહ્યો. વળી એ સમયે તેને પુત્ર પણ નહોતો જન્મ્યો. આમ કેટલાંક વર્ષો નીકળી ગયાં. રાણી ને બૌદ્ધ સાધુ સમજ્યા કે કાંટો દૂર થયો!

પણ કાળનું એંધાણ કોણ પારખી શકે છે? કુણાલની એક વણિક રાણીના પેટે સંપ્રતિનો જન્મ થયો. કાકાએ કુણાલને પાટલીપુત્ર જઈ, પિતા પાસે 'કાકિણી' યાને રાજ્યભાગ માંગવાની સલાહ આપી. ઉઘાડછોગે જવાથી કાર્યસિદ્ધિ થવામાં વિઘ્નપરંપરાઓ ઓછી નહોતી એટલે એ સંગીતકાર રૂપે પાટલીપુત્ર પહોંચ્યો. પ્રથમ સંગીતકળાથી જનતાનું મન જીતી લીધું અને આખરે નૃપતિ પાસે સંગીતકળા દાખવી. અશોકનું મન રંજન કરી, રાજ્ય માગ્યુ. વર્ષો જૂની વાત પરનો પડદો ઉચકાયો. અશોકનો પુત્રપ્રેમ ઉભરાઈ ગયો. કુણાલની પિતૃભક્તિ, ધર્મવૃત્તિ તેમજ ઓરમાન માના તરફ રંચમાત્ર તિરસ્કાર વિહૂણી વૃત્તિ જોતાં જ અશોકના મનમાં જબરો ક્ષોભ પેદા થયો. પુત્ર અને પિતા તરીકે પોતાના જીવનનો ભૂતકાળ નિરખ્યો. ત્યારથી જ જીવનપલટો આવ્યો. માત્ર કુણાલના કહેવા મુજબ એના નાના પુત્રને રાજ્ય આપ્યુ એટલું જ નહીં પણ પોતે એ ઉંમરલાયક થાય ત્યાં સુધી સાચવવાની જવાબદારી પણ લીધી. સંપ્રતિ સામે કુણાલ જેવું કોઈ કાવત્રું ઊભું ન થાય એ સારુ સંપ્રતિના નામની દુહાઈ સર્વત્ર ફેરવી અને રક્ષણનો પાકો બંદોબસ્ત કર્યો. એ દિવસથી બૌદ્ધધર્મી રાણી પરથી એનું દિલ ઊઠી ગયું. કલિંગના યુદ્ધ માટે પસ્તાવો થયો અને એણે ધર્મમાર્ગે જીવન ગાળવાનો પાકો નિર્ધાર કર્યો.

સંપ્રતિ મહારાજના રાજ્ય પછી ધીમે ધીમે મૌર્યવંશની પડતી શરૂ થઈ. એ પરંપરા ચાર રાજાઓ સુધી ચાલી અને તે પૈકી છેલ્લાનું નામ બૃહદ્રથ હતું. સમ્રાટ ખારવેલ સંબંધી હવે પછી.

[ચાલુ]



# ગુલાબ અને કાંટા

જૈનોને જાણવાજોગ કેટલીયે હકીકતો તરફ આપણી ભારે ઉપેક્ષાવૃત્તિ જોવાય છે. એવી હકીકતો તરફ અહીં સહુનું ધ્યાન દોરવામાં આવે છે

## ત્રણ કરોડના ખર્ચે બંધાતું સ્વર્ગમંદિર

આંતરરાષ્ટ્રીય આધ્યાત્મિક મંદિરોમાં જેની ગણતરી થાય, ને આગ્રાના તાજમહેલ જેવાં શિલ્પસ્થાપત્યને ભુલાવે તેવા એક મંદિરની રચના હાલમાં મધ્યભારતમાં થઈ રહેલ છે. આ પ્રાંતમાં આવેલ ઈંદોર શહેરની પાસે મહુ નામનું લશ્કરી છાવણીનું ગામ છે: ત્યાં મિ. ચંદ્રભાણ મહેશ નામના એક શ્રીમંત ઈજનેર 'સ્વર્ગમંદિર'ની રચના કરી રહ્યા છે, જેમાં તાજમહેલ કરતાંય અતિ મજબૂત ને અતિ સુંદર મંદિરમાં દુનિયાના ધર્મોના મહાપુરુષો અથવા અવતારોની મોટી વિરાટકાય મૂર્તિઓ મૂકવાનો નિર્ણય કર્યો છે: તેમાં મહાત્મા બુદ્ધ, શ્રીરામ, શ્રીકૃષ્ણ, શ્રીગણેશ વગેરે મૂર્તિઓ સાથે ભ. પાર્શ્વનાથની દિગંબરીય પ્રતિમા મૂકવાનો પણ નિર્ણય કર્યો છે.

આમાંથી નીચે પ્રમાણેની મૂર્તિઓ સફેદ અથવા ગુલાબી આરસપહાણમાંથી તૈયાર થઈ ગયેલ છે. ૧. શ્રીગણેશની મૂર્તિ સાત ફીટ ઊંચી છે અને તેનું વજન ૧૦ ટન છે. અને તે એકજ આરસપહાણના પથ્થરમાંથી બનાવેલ છે, જે હિંદની સહુથી મોટી મૂર્તિ ગણાશે. ૨. મહાત્મા બુદ્ધની ધ્યાનસ્થ મૂર્તિ આછા ગુલાબી આરસપહાણના એક જ પથ્થરમાંથી બનાવેલ છે અને તે નવ ફીટ ઊંચી છે અને ૧૦ ટન વજનમાં છે. આને બનાવવા માટે ૭ કારીગરોને બાર મહિનાનો સમય લાગેલ છે. બીજું આવું જ એક બુદ્ધ ભગવાનનું બાવલું આછા ગુલાબી આરસપહાણમાંથી બનાવેલ છે, જેની ઊંચાઈ આઠ ફીટ છે અને વજન પંદર ટન છે. આ બન્ને બુદ્ધ ભગવાનનાં બાવલાં આરસપહાણમાંથી આજ સુધીમાં હિંદુસ્તાનમાં જે બનેલ છે તેના કરતાં મોટા હોવાનો તેમનો દાવો છે. ૩. જૈનતીર્થંકર દિગંબર પાર્શ્વનાથની બે વિરાટકાય પ્રતિમાઓ પણ બનાવવામાં આવેલ છે, જેની ઉંચાઈ ૭ ફીટ અને વજન આઠ ટન છે. આ ઉપરાંત શ્રીરામ, શ્રીકૃષ્ણ, ભગવાન બુદ્ધ તથા શિવ વગેરે દરેકની સાતસાત ફીટ ઊંચી પ્રતિમાઓ પણ બનાવવામાં આવેલ છે.

હાલમાં જ બે મોટા સફેદ આરસપહાણના ટુકડા લાવવામાં આવ્યા છે, જેમાંથી શ્રીકૃષ્ણની બે પ્રતિમાઓ બનાવવામાં આવશે, એક ૧૦ ફીટ ઉંચી અને બીજી ૨૫ ફીટ ઊંચી થશે.

આ સ્વર્ગમંદિરના નિર્માતા સી. બી. મહેશ છે, જેઓ ૧૯૨૦મા અમેરિકામાં એન્જિનિયરીંગના વધુ અભ્યાસ માટે ગયા હતા તેઓ ત્યાં પંદર વર્ષ સુધી રહ્યા અને મોટા મોટા રસ્તાઓ તથા મકાનો તથા પૂલો વગેરેનું નિર્માણ કરી અઢળક દ્રવ્ય મેળવ્યું અને પોતાના આ ધનમાંથી તેમણે હિંદુસ્તાનમાં પાંચ હજાર વર્ષ સુધી ટકી શકે તેવું

સ્વર્ગમંદિર બનાવવાનું વિચાર્યું. આજથી દશ વર્ષ પહેલાં આ સ્વર્ગમંદિરનો પાયો નંખાયો. આ સ્વર્ગમંદિરમાં બાર મોટા ઓરડાઓ ૧૦૦'×૫૦'×૪૦' ઊંચા બનાવવામાં આવશે.–જેમાંના આગળના ત્રણ ઓરડાઓ તૈયાર થઈ ગયેલ છે. આ ઓરડાએ બનાવવાનું ખર્ચ રૂ. ૨૦૦૦૦૦ થયેલ છે. આ ઓરડાઓ પથ્થર, સીમેંટ કોંક્રીટ તથા આરસપહાણમાંથી બનાવેલ છે. આ ઓરડાનો બહારનો ભાગ આછા ગુલાબી આરસપહાણથી આચ્છાદિત કરવામાં આવેલ છે. આજ જાતના મકરાણાની ખાણમાંના આરસપહાણમાંથી તાજમહેલ પણ બનાવવામાં આવેલ છે. ઓરડાની અંદરની દિવાલ ખાસ પ્રકારનાં પોસીંલીન ટાઈલ્સથી બનાવેલ છે, કે જે ફાયરપ્રુફ અને એસીડપ્રુફ વસ્તુઓમાંથી બનાવેલ છે. આથી આ ટાઈલ્સ ઉપરનાં ચિત્રો લાંબા સમય સુધી ટકી રહેશે. આવા એક ઓરડાની છત અને દિવાલ ઉપર ટાઈલ્સ લગાડવા માટે બાર કારીગરોને અઢાર મહિના લાગેલ છે.

આજસુધીમાં આ સ્વર્ગમંદિર પાછળ ત્રીસ લાખ રૂપિયા ખર્ચાઈ ચૂક્યા છે અને આવતા દશ વર્ષમાં પૂરું થવા સંભવ છે. આ સ્વર્ગમંદિર બનાવવાનો કુલ ખર્ચ આશરે ૩ ત્રણ કરોડ આંકવામાં આવેલ છે.

આ 'સ્વર્ગમંદિર' માટે રજીસ્ટર્ડ ટ્રસ્ટ ઊભું કરવામાં આવ્યું છે. આ ટ્રસ્ટના પ્રમુખ તરીકે મી સી. બી. મહેશ તેમની જિંદગી દરમ્યાન કામ કરશે. તેમના ત્રણ અમેરીકન અનુયાયીઓ તથા બાબા કાલી કમલીવાલા મેમ્બર તરીકે રહેશે. અહીંથી વિશ્વબંધુત્વ અને આધ્યાત્મિક યોગનો પ્રચાર કરવાની તેમની ઝંખના છે. આ વિષે વધુ માહિતી ૨૭મી ઓગસ્ટના હિંદુસ્તાન ટાઈમ્સના વીકલીમાં જોઈ લેવા ભલામણ છે, જેમાં ભ. પાર્શ્વનાથની ધ્યાનસ્થ પલાંઠીવાળીને બેઠેલી દિગંબરીય મૂર્તિનો ફોટો પણ આપવામાં આવ્યો છે.

—જયભિખ્ખુ

*

'हंस–मयूर' નામનું હિંદી નાટક જેમાં મહાન પ્રભાવિક શ્રી કાલકાચાર્ય મહારાજ તથા પવિત્ર સાધ્વી સરસ્વતી વિષે ખૂબ જ સ્વચ્છંદી લખાણ લખવામાં આવ્યું છે ને જૈનોના અહિંસા વગેરે તત્ત્વજ્ઞાનની બેઈજ્જતી કરવામાં આવી છે—તેનો સચોટ ઉત્તર શ્રી. જયભિખ્ખુ તરફથી આ પત્ર દ્વારા આપવામાં આવ્યા પછી, આ વિષે સહુ કોઈનું ખૂબ ધ્યાન આકર્ષિત થયું છે.

અમદાવાદનું સુપ્રસિદ્ધ સાપ્તાહિક 'પ્રજાબંધુ' 'હંસ–મયૂર'ની આલોચના પર પોતાનો અભિપ્રાય ટાંકતા પોતાના તા. ૨૭–૮–૫૦ ના અંકમાં લખે છે કે "શ્રી. વૃંદાવનલાલ નામના એક હિંદી લેખકે 'હંસ–મયૂર' નામનું નાટક 'પ્રભાવક ચરિત'ને આધારે લખ્યું છે. પ્રભાવક ચરિતમાંની કથા એવી છે કે ધારાના રાજકુમાર કાલક અને તેની બહેન સરસ્વતી ઉજ્જૈનમાં જૈન ધર્મના પ્રચાર માટે જાય છે ઉજ્જૈનનો ગર્દભિલ્લ સરસ્વતીને પોતાના મહેલમાં પૂરી રાણી બનાવે છે. કાલક ક્રુદ્ધ થઈને શક લોકોને તેડી લાવી ગર્દભિલ્લ ઉપર હુમલો કરાવી તેને નસાડી મૂકે છે.

"આ કથાને શ્રી. વર્માએ વિકૃત સ્વરૂપ આપી નાટક રચ્યું છે. લેખક એ વિકૃતિને તર્કશુદ્ધ બનાવવા કહે છેઃ "સરસ્વતીની સામે ગર્દભિલ્લનો બળાત્કારથી વિવાહ થાય એ મને માન્ય નથી, પરન્તુ ગર્દભિલ્લના પ્રણયે જે રૂપ મા માર્ગ લીધો હશે, તેના સંબંધમાં

કાલકાચાર્યને તેવો ભ્રમ થવો સ્વાભાવિક અને તેના સ્વભાવને સંગત લાગે છે. નાટકમાં આ ભ્રમનું સમર્થન છે."

"આ નર્યો કુતર્ક છે. ઐતિહાસિક પાત્રોની સાથે કલાને નામે રમત કરી વિકૃતિ નિપજાવવામાં કેટલાક લેખકોને રસનિર્માણ ભાસે છે, કેટલાકને તેમાં 'સાઈકોલોજી'નું દર્શન થાય છે; પરન્તુ એ રીતે તેઓ ભયંકર અનર્થ જ કરતા હોય છે. કાલકાચાર્ય એક જૈન ભિક્ષુ હતા, સરસ્વતી ભિક્ષુણી હતી: એ ઐતિહાસિક પાત્રો અંગેના સ્પષ્ટ કથાનકને વિકૃત કરી, કપોલકલ્પિત પ્રણયને વચ્ચે લાવી, જૈનોના પ્રભાવક પુરુષના ચરિત્રને કલંકિત કરવાનો કે તે સંબંધે રૂઢીભૂત થયેલી ધાર્મિક માન્યતાઓ ઉપર પ્રહાર કરી રસનિર્માણને નામે રસભંગ કરવાનો કોઈ કલાકારને અધિકાર ન હોઈ શકે. ઇતિહાસદષ્ટિએ તે અપરસ છે.

"શ્રી. વર્માની એ કૃતિ ઉપર આ સમાલોચનામાં શ્રી જયભિખ્ખુએ કરેલા પ્રહારો વિકૃતિમાં કલા જોનારા લેખકોની આંખ ઉઘાડનારા બને એવું ઇચ્છીએ. આ સમાલોચનામાં કેટલાક ઐતિહાસિક સત્યો ઉપર પણ તેમણે પ્રકાશ પાડયો છે."

*

આ અંગે આગર (માલવા)થી પૂ. જૈનાચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિજી શ્રી. જયભિખ્ખુ પરના પત્રમાં લખતાં જણાવે છે, કે:

"તમારો પત્ર તથા લેખ મળ્યો. લેખને મેં ધ્યાનપૂર્વક વાંચ્યો. લખવાની શૈલિ બહુ જ યુક્તિસંગત અને ભાષાસૌષ્ઠવ ઉત્તમ છે. આ રીતે સચોટ લખવાની જ જરૂર હતી. આ માટે તમને અનેકશઃ ધન્યવાદ.

"શ્રી. ઉદયશંકર ભટ્ટ નામક લેખકે પણ શ્રી. કાલકાચાર્ય વિષે ભ્રમપૂર્ણ લખ્યું છે. શ્રી. શ્યામવિહારી મિશ્રે પણ એ પ્રભાવક પુરુષ વિષે ખૂબ અનુચિત બાબતો લખી છે. શ્રી. અલ્તેકરે પણ નાગરી પ્રચારિણી પત્રિકાના વિશેષાંકમાં તેમને 'દેશદ્રોહી' ગણાવ્યા છે. કોનું કોનું લખવું? કોઈને ઊંડા અભ્યાસ કરવો નથી, ને ખ્યાતિ પ્રાપ્ત કરવી છે. ગર્દભિલ્લને તો વિષ્ણુપુરાણમાં 'પ્રદેશી' રાજા કહ્યો છે. ગર્દભિલ્લ કોઈ રાજા વિશેષનું નામ નહોતું પણ વંશનું નામ હતું. જ્યાં સુધી જૈનોમાં સમર્થ વિદ્વાનો પેદા નહિ થાય ત્યાં સુધી આવાં આક્રમણો થયાં જ કરશે."

*

અમદાવાદ નાગજી ભુદરની પોળના હિન્દી સાહિત્ય પ્રકાશન મંડળ તરફથી 'હંસમયૂર'નો હિંદી અનુવાદ પ્રગટ થયો છે.

*

આપણામાં બીજાને સત્કારવા માટે નહિ,
પણ તિરસ્કારવા પૂરતી ધર્મનિષ્ઠા અવશ્ય છે.



# કલકત્તાના જૈન મંદિરોમાં

## ચિત્રકળાની સામગ્રી



લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી કાંતિસાગરજી.

કેટલાક અજૈન વિદ્વાનો પાસેથી સાંભળવા મળે છે કે અજૈન મંદિરોની અપેક્ષાએ જ્યારે જૈન મંદિરોનું અવલોકન કરીએ છીએ ત્યારે એક નૂતન ચેતના અને પવિત્ર જાગૃતિનો અનુભવ થઈ આવે છે. આત્માને અપૂર્વ શાંતિનો અનુભવ થવાની સાથોસાથ એ દેવમંદિરમાં રહેલી શાંત મુદ્રાસ્થ આદર્શ કળાપૂર્ણ પ્રતિમાઓ પર જે સૌમ્યભાવ નજરે ચડે છે તે બીજે જોવામાં આવતો નથી.

આધ્યાત્મિક સાધનાનું પ્રધાન સ્થળ મંદિર છે. જૈનોએ મંદિરોને હંમેશાં સાક્ષાત્ કળાના અવતારરૂપમાં સજાવી રાખ્યાં છે. પ્રાચીન કાળમાં તો જૈન મંદિરોમાં જાણે કળા જ પોતાની સૌંદર્યસંપત્તિનું વિકસિત રૂપ જ સફળતાપૂર્વક ઉપસ્થિત કરી રહી હોય એવું જણાઈ આવતું મંદિરોમાં સાંસ્કૃતિક તત્ત્વોના પ્રચારનું સમુચિત અંકન પ્રભાવોત્પાદક રીતે સુદૃઢ બનાવેલું જોવાય છે, આથી જૈનો પોતાના ભૂતકાળનો સુવર્ણાંકિત ઇતિહાસ વાંચી-સમજીને પોતાના કર્તવ્ય માર્ગ તરફ તત્પરતા રાખતો આગળ વધે ને આત્મવિશ્વાસની ભાવના મજબૂત કરે છે. વિશ્વલિપિમાં જે કળાકારોએ પોતાના સ્વચ્છ અને સાત્વિક વિચારો પ્રગટ કર્યા છે તે આપણી મૌલિક સંપત્તિ છે. પ્રાચીન જૈન મંદિરોનાં અવલોકન કરવાનું સૌભાગ્ય જેને પ્રાપ્ત થયું છે તે કહી શકે એમ છે કે તેમાં જે ચિત્રકળાની સામગ્રી મળી આવે છે તે જૈનોના કળાપ્રેમનું વ્યાપક પ્રતીક છે. જૈનોને કળાવિહીન જીવન પસંદ નહોતુ એનુ પ્રમાણ એ પૂરુ પાડે છે. અહીં હું નીચેની પંક્તિઓમાં કેવળ કલકત્તાના મંદિરોમાં પ્રાપ્ત ચિત્રકળાની સાધનસામગ્રીનો જ ઉલ્લેખ કરી રહ્યો છું.

૧૩૯ કોટન સ્ટ્રીટમાં પંચાયતી એક મોટું જૈનમંદિર છે. તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૮૪૫ માં ખરતરગચ્છીય આચાર્ય શ્રી જિનહર્ષસૂરિજીએ કરાવી હતી. એ સંબંધી બે પ્રસ્તરોત્કીર્ણ લેખ આજે પણ ભૈરુંજીના ઉપરના ભાગની દિવાલમાં લાગેલા છે. આ પથ્થરોનો નાશ કરવા માટે કેટલાક સાંપ્રદાયિક માનસવાળાએ ચેષ્ટા કરી હતી. પરંતુ કળાપ્રેમીઓના પ્રયત્નથી તેઓ કંઈજ ન કરી શક્યા.

પ્રસ્તુત મંદિરના ભૂમિપ્રાસાદમાં જે વિશાળ સભામંડપ છે તેના ઉપરના ભાગમાં ચોવીસ તીર્થંકરો, અષ્ટાપદ વગેરે જૈન તીર્થોની પ્રતિકૃતિઓ તેમજ જૈન સંસ્કૃતિ અથવા કથાઓના વિવિધ પ્રસંગો પર પ્રકાશ નાખનારાં અનેક ચિત્રો ફ્રેમમાં જડાવીને લગાડેલાં છે. આ ચિત્રોનું પ્રાચીનતાની દૃષ્ટિએ તો કંઈ મૂલ્ય નથી આજથી લગભગ ૧૦૦ વર્ષની અંદર બનેલાં છે ને તેનું માપ ૨ા-૩ ફૂટનું છે. એ બધાં એક જ કલમે આલેખાયેલાં માલૂમ પડે છે. એમ પણ જણાય છે કે ખાસ કરીને જૈન મંદિર માટે જ ચિત્રકાર પાસે એક જ આકારમાં બનાવ્યાં હશે. એ ચિત્રોમાં રાજપૂત કલમ સ્પષ્ટ પ્રતીત થાય છે. આ

ચિત્રો નવીનતમ હોવા છતાંયે તેમાં સજીવતા, ભવ્યતા અને સાર્વજનીન આકર્ષણની શક્તિઓ ભરી પડી છે. રેખાએ કંઈ અસુંદર નથી. રંગોની બહુલતા અને રેખાકૌશલ અદ્ભુત છે. મેં મારા એક બંગાળી કળાકાર મિત્રને એક દિવસે આના નિરીક્ષણ માટે આમંત્રણ આપેલું. તેઓ આ ચિત્રોને જોઈને ખૂબ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે પ્રાચીન ન હોવા છવાં આકર્ષણ અને ભાવોના સમુચિત વ્યક્તીકરણની દૃષ્ટિએ આ ચિત્રો અત્યંત મહત્ત્વપૂર્ણ છે. હુ આ ચિત્રોના વિષયમાં મારો વિચાર પ્રગટ કરીશ એવું વચન પણ આપી ગયા હતા.

મંદિરના ઉપરના માળે સમવસરણ, નેમિનાથ ભગવાનની વરયાત્રા, ઈંદ્રાદિ દેવો અને નવપદજી તેમજ વીસ સ્થાનકાદિનાં સુરમ્ય ચિત્રો છે. વસ્તુતઃ આવાં સુંદર ચિત્રો હોવા છતાં જૈનો કોઈ ખાસ કળાની દૃષ્ટિએ તેનો અભ્યાસ કરતા નથી અને તે તરફ ખાસ દૃષ્ટિએ અવલોકન પણ કરતા નથી, એ ખેદનો વિષય છે. અહીંના જૂના મુનિમજી શ્રીભંવરલાલજીથી જાણવા મળ્યું કે અહી જે પ્રાચીન હસ્તલિખિત પોથીઓનો સંગ્રહ છે તેમાં સુવર્ણાક્ષરોથી અંકિત 'ભગવતીસૂત્ર' સચિત્ર હતું. એ સૂત્ર આગમોદ્ધારક સાગરાનંદસૂરીશ્વરજીએ જોયું હતુ પરંતુ આજે એ ગ્રંથનો પત્તો નથી લાગતો.

રાય બદ્રીદાસજીના મંદિરમાં પણ જૈનધર્મના અનેક પ્રસંગો સાથે સંબંધ રાખનારાં ચિત્રો ઉપરના ભાગમાં વ્યવસ્થિતરૂપે લાગેલાં છે. કયા કયા વિશિષ્ટ પ્રસંગોને લક્ષીને એ બનાવવામાં આવ્યાં છે તે તો અત્યારે જણાવવું મારે માટે મુશ્કેલ છે કેમકે તેની યાદી મારી પાસે રહી નથી. પરંતુ ચિત્રો અત્યંત સુંદર છે એમાં શક નથી.

અહીં બાબુ સાહેબના નામનું એક અજાયબઘર પણ છે, જેમાં એક હજારથીયે અધિક-કાગળ અને તાડપત્રના હસ્તલિખિત ગ્રંથો છે, જેમાંના કેટલાંક તો સચિત્ર છે. આમાં જે ચિત્રો મળી આવે છે તેમાંથી મારી દૃષ્ટિએ એક ચિત્ર અત્યંત મહત્ત્વપૂર્ણ અને અન્યત્ર અનુપલબ્ધ છે. સંપૂર્ણ રામાયણના ભાવોને અત્યંત સુંદરરીતે એક જ વિસ્તૃત પટ્ટ પર ચિત્રાંકિત કરેલા છે. પ્રાચીન તો નથી પરંતુ વિષયની દૃષ્ટિએ આ રચના નવીન અને મનોહર છે. વિખ્યાત કળામર્મજ્ઞ શ્રદ્ધેય અર્ધેન્દુકુમાર ગાંગુલી તો આ ચિત્રો પર મુગ્ધ છે.

અહીં રોયલ એશિયાટિક સોસાયટી, બાબુ પૂરણચંદજી નાહર, શ્રીઅર્ધેન્દુકુમાર ગાંગુલી, બાબુ નરેન્દ્રસિંહજી સિંઘી આદિ મહાનુભાવોએ પોતાના સંગ્રહોમાં જૈન ચિત્રો અને લેખનકળાની સામગ્રી વિપુલ પ્રમાણમાં સુરક્ષિત રાખી છે. યુનિવરસિટીના આશુતોષ મ્યુઝિયમમાં મેં વિશાળ જૈન વિજ્ઞપ્તિપત્રો પણ છે. તેમાંથી એકમાં રેંટિયો કાંતતી સ્ત્રી બતાવવામાં આવી છે. પં. નેહરુજી આ મ્યુઝિયમ જોવા આવ્યા ત્યારે આ રેંટિયા ઉપર તેમની નજર ગઈને ઉલ્લાસભેર કૂદી પડતાં ને આશ્ચર્ય પ્રગટ કરતાં કહ્યું: "અરે! જૈનોએ પોતાની કળાઓની શાખાઓના સાધનમાં રેંટિયાને પણ સ્થાન આપેલું છે?"

આથી જ અમારે જૈન-જૈનેતર વિદ્વાનોને કહેવું પડે છે કે "તમે જૈનોની સંસ્કૃતિનો, ઇતિહાસનો, તત્ત્વજ્ઞાનનો ઊંડાણથી અભ્યાસ કરો તો જ જૈનોના અંતસ્તલનો પત્તો લાગશે ને તમે પણ એવા જ આફરીન બની જશો."



# પ્રતીકાર ને પ્રત્યુત્તર

## ભગવાન મહાવીર અને જૈન સાધુનું વિકૃત ચિત્રણ.

### [ શ્રીવ્યથિતહૃદય દ્વારા લિખિત્ બૌદ્ધકહાનિયાં નામક પુસ્તકની સમીક્ષા. ]

લેખક : પ્રો. મહેન્દ્રકુમાર ન્યાયાચાર્ય

[ સંકુચિત દૃષ્ટિના લેખકોના હૃદયમાં સાંપ્રદાયિક ઝેર કેવું ઠાંસીને ભરેલું છે તેનો એક નમૂનો આ માસિકના ગતાંકમાં 'હંસ–મયૂર'ની આલોચનામાં દર્શાવ્યો છે ત્યાં આ બીજા લેખક 'વ્યથિત-હૃદય' ઉપનામધારી પોતાની માનસિક વ્યથાઓનું પ્રદર્શન "બૌદ્ધ કહાનિયાં" દ્વારા કરાવી રહ્યા છે અને તે પણ અહિંસા, મમતા અને સહાનુભૂતિના આદર્શ ઉદ્બોધનની આડમાં!! લેખક "વદતો વ્યાઘાત"ની સામાન્ય સમજને પણ જતી કરીને શું સિદ્ધ કરવા ઇચ્છે છે તે તો તેઓ જ જાણે. પરંતુ અમને થાય છે કે આવાં હલકી કોટિનાં લખાણો સાહિત્યની સાચી કસોટીમાં મૂકી શકાય ખરાં? અને જો મુકાય તો ખરે જ આપણો ધર્મ, આપણો સમાજ અને આપણું રાષ્ટ્ર કઈ દિશા તરફ ઘસડાઈ રહ્યાં છે એનો ચિતાર આંખ સામે ખડો થઇ જાય છે. અંધાધુંધીનો લાભ લેવા જે કેટલાક વ્યાપારીઓ યુક્તિઓ રચે છે એવી લેખનવ્યવસાયની આ કોઇ તરકીબ તો નહિ હોય એવો પ્રશ્ન સહેજે ઉદ્ભવે છે. જે હો તે હો પરંતુ લેખક પોતે સાહિત્યનો સાચો રાહ ચૂક્યા છે એ વિશે પ્રો. મહેન્દ્રકુમારજીએ હિંદીમાં એક તટસ્થ દૃષ્ટિએ જે આલોચના કરી છે એ જ ગુજરાતીમાં વાચકો સમક્ષ રજૂ કરી હાલ તરત સંતોષ માનીએ છીએ. સંપા.]

લગભગ ૨૫૦૦ વર્ષ પહેલાં વિહાર પ્રાંત બે પુણ્યપુરુષોનું ધર્મક્ષેત્ર હતું. બંનેય અહિંસાના પૂજારીઓ હતા. અને શ્રમણસંસ્કૃતિના ધોરી હતા. ભગવાન મહાવીર અને બુદ્ધે લગભગ ૪૦ વર્ષ સુધી એકીસાથે એક જ પ્રાંતમાં અહિંસાની સાધના અને પ્રચાર કર્યો. ભ. મહાવીરનો ઉલ્લેખ પાલી ત્રિપિટકોમાં णिगंठ नातपुत्तના નામે આવે છે. णिगंठ-નિર્ગ્રંથ-પરિગ્રહની ગાંઠ રહિત, नातपुत्त—જ્ઞાતૃવંશના રાજકુમાર. ભ. મહાવીરની જીવનચર્યા કઠોર હતી. તેમણે કદી પણ પરિસ્થિતિ અથવા વ્યક્તિવિશેષની સગવડ માટે કોઈ સુકુમાર માર્ગ ગ્રહણ કર્યો નથી.

બુદ્ધે ૭ વર્ષ સુધી ઉગ્ર તપ કર્યું પરંતુ તેમને બોધિ પ્રાપ્ત ન થયું. તેમનું શરીર અત્યંત ક્ષીણ થઈ ગયું. સુજાતાની ક્ષીરનું ભોજન લીધા પછી બુદ્ધે ઉગ્ર તપસ્યા અને શરીર પોષણ વચ્ચેનો 'મધ્યમ માર્ગ' કાઢ્યો. આ મધ્યમ માર્ગમાં નિર્વાહને યોગ્ય બધી સગવડોની વ્યવસ્થા કરવામાં આવતી હતી. એક વસ્ત્રને બદલે ત્રણ વસ્ત્ર, જોડા પહેરવા, પથારી, સ્નાનઘર, દવા વગેરે વગેરે બધી જીવનસામગ્રી બૌદ્ધવિહારોમાં સંચિત કરવામાં આવતી.

આનું માનસિક પરિણામ એ હતું કે મહાવીરની દીર્ઘ અને ઉગ્ર તપસ્યામાં દોષ

બતાવી તેને અવ્યવહાર્ય બતાવવામાં આવે. થયું પણ એ જ કે ભ. મહાવીરના તપને કાયક્લેશકર, દેહદંડ, કાયદંડ વગેરે નામો આપવામાં આવ્યાં. "આથી નિગંઠ નાતપુત્તના સંઘમાં ખૂનથી રંગાયેલા હાથવાળા ક્રૂરકર્મા નીચ પુરુષો અધિક દીક્ષિત થતા હતા." એમ કહીને તપની કર્મનાશક શક્તિનો પરિહાસ કરવામાં આવતો હતો. એનું તાત્પર્ય એ કે— પાપી અને નીચ લોકોએ અધિક કર્મોનો સંચય કરેલો છે તેથી તે કર્મોના સમૂહને નષ્ટ કરવા માટે ક્રૂરકર્મા નીચ પુરુષો ભ. મહાવીરના શરણમાં જાય છે. આ રીતે પતિતોદ્ધારક નિર્ગ્રંથ શાસનની આ સુકુમાર ચર્યાશીલ ભિક્ષુઓએ હાંસી ઉડાવવી શરૂ કરી. × ×

વ્યક્તિને પોતાનો સ્વાર્થ તલમાત્ર પણ ન હોય ત્યારે તે નિસ્પૃહ બનીને આત્મ-સાધના અને લોકસેવા કરી શકે છે, તે તેમના (ભ. મહાવીરના) જીવનક્રમમાં હતું. ત્રિપિટકોમાં નિગંઠ નાતપુત્તના સંબંધમાં જે અહીં-તહીં લખેલું મળી આવે છે તેમાં તેમના આ દીર્ઘતપ, કઠોર અનુશાસન અને સિદ્ધાંતમાં સમજૂતી ન કરવાની ઉત્કટ ભાવનાને અવ્યવહાર્ય બનાવવાનો પૂરેપૂરો સાંપ્રદાયિક પ્રયત્ન થયેલો છે અને એ પણ બતાવવાનો પ્રયાસ કરાયો છે કે ભ. મહાવીર બુદ્ધની ઈર્ષ્યા કરતા હતા. પરંતુ તથ્ય હકીકત એ છે કે ભ. મહાવીર પોતાના માર્ગે જીવન સંશોધન કરનારા આત્મયોગી હતા. સ્થિર અને વિશુદ્ધ આધાર પર લોકસેવા તેમનું બીજા નંબરનું કાર્ય હતું. તેમને સંઘની સંખ્યાવૃદ્ધિની અભિલાષા એટલી નહોતી જેટલી કે તેમના શુદ્ધિકરણ અને તપઃપૂત તેજોમય થવાની. શ્રી. વ્યથિતહૃદયજીએ બૌદ્ધ કહાનિયાં પુસ્તક—જે છાત્રહિતકારિણી પુસ્તકમાલા દારાગંજ—પ્રયાગથી પ્રકાશિત થઈ છે—તેમાં નિગંઠ નાતપુત્ત મહાવીરને એક હલકટ, ઈર્ષ્યાલુ, ચાલાક કૂટનીતિજ્ઞ વ્યક્તિ સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે; અને તે પણ છાત્રહિતકારી પુસ્તકમાલાને માટે. તેઓ પોતાના દો 'શબ્દ'માં સાહિત્યની વિશેષતા બતાવતાં લખે છે:

"જે સાહિત્યમાં જીવન નથી, જ્યાં જીવનને ઊંચે લઈ જનારી દયા, સમતા, સહાનુભૂતિ અને અહિંસાનો ભાવ નથી, તેનાથી ન તો માનવસમાજનો કોઈ ઉપકાર થઈ શકે છે અને ન કદી તે સાહિત્યની ખરી કસોટી પર કસી શકાય છે. દયા, સમતા, સહાનુભૂતિ અને અહિંસાના ભાવોથી હીન સાહિત્ય કચરાપટ્ટીમાં ફેંકી દેવા જેવી વસ્તુ છે. સંસારની જે જાતિ નિકૃષ્ટ સાહિત્યના નિર્માણમાં જ પોતાનું ગૌરવ સમજે છે, તેમની નસોમાંથી કદી પણ મુડદાલપણું દૂર થઈ શકતું નથી."

બહુ જ સુંદર વ્યાખ્યા છે. પરંતુ પોતે આ પુસ્તકની 'ગૃહપતિ ઉપાલિ' અને 'રાજકુમાર અભય' શીર્ષક વાર્તાઓમાં તમે આનો કેટલો નિર્વાહ કરી શક્યા છો? હું એ જાણું છું કે તમે એ કહી દેશો કે, 'મને જેવી વાર્તા મળી અથવા જેવી મેં સાંભળી કે વાંચી તેવી લખી દીધી.' પરંતુ વ્યથિતહૃદયજી, જગતના મહાપુરુષના સંબંધમાં પૂરે-પૂરી જાણકારી મેળવ્યા સિવાય કોઈ સંપ્રદાયવિશેષના સાહિત્યના આધારે માપ-તોલ વિના લખી દેવું એ શું સમતા, અહિંસા અને સહાનુભૂતિનો માર્ગ છે? ત્રિપિટક, આગમ, પુરાણ વગેરે સાહિત્યમાં સંપ્રદાયદ્વેષનાં અવશેષો મોજૂદ છે. તેની સમબુદ્ધિએ તપાસ કરીને તેના સાંપ્રદાયિક ડંખને કાઢી નાખવો એ જીવનોપયોગી કળાકારનું કર્તવ્ય છે.

'ગૃહપતિ ઉપાલિ' વાર્તાનો પ્રારંભ (પૃ. ૬૦):

"તે એક બૂઢો જૈન સાધુ હતો ઘણો અભિમાની, ઘણો ક્રૂર!! બીજાઓની કીર્તિને તો કાને કદી સાંભળતો નહોતો, બીજાઓના વૈભવને તો કદી ફૂટી આંખે પણ જોતો નહોતો......તેનું કપટી મન, કાળું હૃદય......"

આ નિર્ગ્રંથ અપરિગ્રહી ક્ષમામૂર્તિ જૈન સાધુનું ચિત્રણ! મેં આ વાર્તાનો મૂળ પાલી ભાગ જોયો છે. આ 'મજ્ઝિમનિકાય' (સૂત્ર : ૫૬)ના ઉપાલિસુત્તથી લેવામાં આવેલો છે. તેમાં—'अथ खो दीघतपस्सी निगण्ठो नालन्दाय पिण्डाय चरित्वा' શબ્દો છે. અર્થાત્ એક દીર્ઘ તપસ્વી નિગ્રંથ સાધુ નાલંદાથી ભિક્ષા લઈને. જેની મૂળ કથામાં સાધુને 'દીર્ઘ તપસ્વી' વિશેષણ આપવામાં આવ્યું છે તેને વ્યથિતહૃદયજી અભિમાની, ક્રૂર, કપટી મન, કાળું હૃદય વગેરે અહિંસક (?) શબ્દોથી ચિત્રિત કરીને સાંભળનારાને વ્યથિતહૃદય બનાવવાની સામગ્રી ઉપસ્થિત કરી રહ્યા છે. આગળ (પૃ. ૬૫) જે ચર્ચા બુદ્ધ અને જૈન સાધુની વચ્ચે ચાલી છે તે પણ તેમણે અધૂરી જ આપી છે. પાલીના મૂળ ભાગમાં તેનું આ રૂપ છે:

"તપસ્વી, નિગંઠ નાતપુત્તે પાપ માટે કયાં કર્મ બતાવ્યાં છે?"

"નિગંઠ નાતપુત્ત કર્મશબ્દનો પ્રયોગ નથી કરતા. 'દંડ' શબ્દનો પ્રયોગ કરે છે અર્થાત્ મનોદંડ-મનથી થનારી હિંસા, વચનથી થનારી દંડ-હિંસા અને કાયાથી થનારી દંડ-હિંસા પાપ માટે-પાપની પ્રવૃત્તિને માટે કારણ બને છે. આમાં કાયદંડ મુખ્ય છે."

"ગૌતમ! તમે કયા દંડને મુખ્ય કહો છો?"

"તપસ્વી, હું કર્મનો પ્રયોગ કરું છું અને મન કર્મને મુખ્ય પાપનું કારણ માનું છું."

આ છે ચર્ચાનો સાર.

ભ. મહાવીરે 'ઉત્તરાધ્યયન સૂત્ર' (અ૦ ૮, ગા૦ ૧૦)ની આ ગાથામાં—

"जगनिस्सिएहिं भूएहिं, तसनामेहिं थावरेहि च।
नो तेसिमारभे दंडं, मणसा वयसा कायसा चेव॥"

અર્થાત્—સંસારમાં રહેલા ત્રસ અને સ્થાવર જીવોની મન, વચન અને કાયાથી દંડ-હિંસા ન કરવી.—એ જ બતાવ્યું છે કે મન, વચન અને કાયાથી હિંસા ન કરવી જોઈએ. એમ ક્યાંઈ નથી બતાવ્યું કે આમાં કાયદંડ જ મુખ્ય છે. પ્રત્યુત હિંસા અને પાપથી બચવા માટે જે ઉપાય બતાવ્યા છે તેમાં 'આત્મદમન'ને મુખ્યતા દેવામાં આવી છે. જેમકે,

"अप्पा चेव दमेयव्वो, अप्पा हु खलु दुद्दमो।
अप्पा दंतो सुही होइ, अस्सिं लोए परत्थ च॥"
"वरं मे अप्पा दंतो, संजमेण तवेण य।"
"अप्पाणमेव जुज्झाहि, किं ते जुज्झेण बज्झओ।
अप्पाणमेव अप्पाणं, जइत्ता सुहमेहए॥"
"पंचिंदियाणि कोहं, माणं मायं तहेव लोहं च।
दुज्जयं चेव अप्पाणं, सव्वमप्पे जिए जियं॥"

—उत्तराध्ययन, अ० ९

અર્થાત્—"આત્મા એટલે મનનું દમન કરવું જોઈએ. આત્મા દુર્લભ છે, આત્મ-દમન કરનારો બંને લોકમાં સુખી થાય છે"

"સંયમ અને તપથી મનોદમન કરવું શ્રેષ્ઠ છે."

"આત્મા સાથે જ યુદ્ધ કર બાહ્ય યુદ્ધથી શું પ્રયોજન છે? આત્મા દ્વારા આત્મજયી વ્યક્તિ સુખી થાય છે"

"પાંચ ઇંદ્રિયો, ક્રોધ, માન, માયા, લોભ તથા દુર્જય મનને જીતો. આત્મા-મનને જીતતાં બધું યે જીતી લેવાય છે."

પાઠક! વિચાર કરો કે, ભ. મહાવીર આત્મજયી-મનોજયી બનવાની વાત કરે છે કે દેહ-દંડ કરવાની? એ જરૂર છે કે દેહ અને વાણીનો સંયમ કરવાથી આત્મસંયમનો માર્ગ સહેજે ખુલે છે. પૃ. ૬૯માં જે ચિત્ર નિગંઠ નાતપુત્તનું આપવામાં આવ્યું છે તે પરંપરાથી વિરુદ્ધ છે. જ્યારે બૌદ્ધ સાહિત્ય તેમનો નગ્ન રહેવાનો સ્વીકાર કરે છે ત્યારે કફની પહેરાવીને તેમનું ચિત્ર આપવું સત્યની ઉપાસના કહી ન શકાય.

પૃ. ૭૦ પર—"નિગંઠ નાતપુત્ત કાંપી ઊઠ્યો, તેની નસેનસમાં ક્રોધની ભરતી જેવું આવી ગયું. તેણે ઉત્તેજક સ્વરે કહ્યું: ગૃહપતિ! ગૃહપતિ!! શું તું પાગલ બની ગયો છે? શું સાચેસાચ ગૌતમે પોતાના જાદુથી તારી બુદ્ધિ ભ્રમમાં નાખી દીધી છે? નિગંઠ નાતપુત્તને પોતાની સામે જોઈને પણ તું તારા આસન પર બેઠો રહ્યો છે? ગૃહપતિ! હું આને શું સમજું! તારી અજ્ઞાનતા કે તારો ભ્રમ?"

આ વાક્યો છે. તેની જગાએ મૂળ પાલીમાં એટલું જ છે કે,

"एवं वुत्ते निगंठो नातपुत्तो उपालिं

गिहपति एतदवोच उम्मत्तोसि त्वं गिहपति, दत्तोसि त्वं गिहपति"।

અર્થાત્—આમ કહેતાં નિર્ગ્રંથ નાતપુત્તે કહ્યું: ગૃહપતિ! તુ ઉન્મત્ત થઈ ગયો છે, વેચાઈ ગયો છે?.

આમાં ન તો તેના કાંપવાનો અને ન ક્રોધથી તમતમવાનોયે ઉલ્લેખ છે. અને ન સામે આવતા જોઈને આસનથી ન ઊઠતાં ક્ષોભહીન અત્યુન ઉપાલિના બુદ્ધિભ્રમ પર મીઠું કટાક્ષેય છે.

હું સર્વથા એમ નથી કહેતો કે પાલી સાહિત્યમાં પણ વિકૃત ચિત્ર નથી, પરંતુ જ્યાં પાલી સાહિત્યમાં પણ વિકૃત ચિત્ર નથી ત્યાં પોતાની અનોખી સમતા બુદ્ધિથી કોઈ મહાપુરુષ પ્રતિ હીન અને ઘૃણિત શબ્દોનો પ્રયોગ કરવો કોઈ પણ સદાશય લેખકને ઉચિત નથી. છતાંયે વિદ્યાર્થીઓના મસ્તકમાં પ્રારંભથી જ આવાં સાંપ્રદાયિક ઘૃણાથી ઓતપ્રોત ભાવો ઠૂંસી દઈ નવી પેઢીને દૂષિત કરવી એ રાષ્ટ્રહત્યા તો છે જ ને આત્મહત્યા પણ.

આખા પુસ્તકમાં નિગંઠ નાતપુત્રને એકવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે. ભાષાનું સન્માન પણ તેમને મળી શક્યું નથી. રાજકુમાર અભય (પૃ. ૭૫)ની વાર્તામાં નિગંઠ નાતપુત્રના સંબંધમાં આ શબ્દો "ચાલાક કૂટનીતિજ્ઞ આચાર્ય! રાજકુમારની આકૃતિ

જોવામાં ક્યારે ચૂકવા લાગ્યો!" તે સમયે કહેવામાં આવ્યા છે કે જ્યારે અભયકુમારને નિગંઠ નાતપુત્ર ગૌતમ સાથે વિવાદ કરવા માટે કરી રહ્યા છે.

એક તો પરમ અહિંસક અનેકાંતવાદી મહાશ્રમણ મહાવીર કોઈની સાથે વાદ કરવા માટે અભય કુમાર જેવા અશાસ્ત્રજ્ઞને કહે એ સંભવ જ નથી. કેમકે આ વિવાદશૈલીનું ચિત્રણ પાલીમાં છે તે સાચેસાચ અનેકાંશવાદી અથવા અનેકાંતવાદીનો મત હતો. ત્યારે "ચાલક અને કૂટનીતિજ્ઞ" વિશેષણ વ્યથિતહૃદયજીના પોતાના છે, જેને તેમણે પોતાની અપૂર્વ સહાનુભૂતિ અને સમતાની ભાવનાથી સંભવતઃ પ્રયુક્ત કર્યા છે. ! ! !

પાલી ભાષામાં સંવાદનો આ મત છેઃ

"શું ભંતે ગૌતમ! તથાગત આવી વાણી બોલી શકે છે જે બીજાઓને અપ્રિય અને અમનોહર લાગે?" એવું પૂછતાં જો તેઓ 'હા' કહે તો કહેવું કે તો પછી તથાગત અને સાધારણ આદમીમાં અંતર શું? જો તેઓ કહે કે 'નહીં' તો કહેવું કે તો પછી આપે દેવદત્તને ભવિષ્યવાણી કેમ કહી કે—દેવદત્ત નરકે જશે, દેવદત્ત દુર્ગતિમાં જશે, દેવદત્ત કલ્પકાળ સુધી નરકમાં રહેશે. દેવદત્ત અચિકિત્સ્ય છે આપનાં આ વચનો દેવદત્તને અપ્રિય લાગ્યાં હશે. તે અસંતુષ્ટ થયો હશે. આ રીતે બેતરફી પ્રશ્નોત્તરને ગૌતમ ન ગળી શક્યા કે ન બહાર કાઢી શકયા."

એ પછી જ્યારે રાજકુમાર અભય ગૌતમ બુદ્ધ સાથે વાદ કરે છે ત્યારે ગૌતમ જે ઉત્તર આપે છે તે જોવાયોગ્ય છેઃ

"न खो त्थ राजकुमार एकंसेनाति।"

અર્થાત્—આ પ્રશ્નનો ઉત્તર એકાંશ—સર્વથા ન કહી શકાય. આને વ્યથિતહૃદયજીએ અધૂરારૂપમાં ઉદ્ધૃત કરીને સમાપ્ત કરાવી દીધો છે અને અભકુમારના મોંએ કહેવડાવ્યું છે કે—

"નાશ થાઓ તારો, નિગંઠ નાતપુત્ત! તેં તારી માયામાં ફસાવીને મને બેવકૂફ બનાવ્યો."

આગળ એથી યે વધીને લખે છેઃ "તેણે નિગંઠ નાતપુત્તનો દંભ ગૌતમ સામે ખુલ્લો કરી દીધો."

ખેદ થાય છે કે સમતા અને અહિંસાની દુહાઈ દેનારા લેખક પોતાની વાર્તાઓમાં કયા પ્રકારે સાંપ્રદાયિક સાહિત્યનો આશરો લઈને તેને પોતાની હલકી કલમથી વધુ ઘેરો બનાવે છે! જે ભ. મહાવીરે જિંદગીભર અનેકાંતવાદનો ઉપદેશ આપ્યો અને એ સમજાવ્યું કે પ્રત્યેક વાતને અનેક દૃષ્ટિકોણથી જોવી જોઈએ, સર્વથા એકાંશિક કોઈ વસ્તુ નથી. ત્યારે તેમના જ માથે આ દૂષણ લગાડવામાં આવે કે તેમણે એકાંશિક વાત કહી છે. આ પ્રશ્નોત્તરમાં બે વાત હતી. જો અપ્રિય વાત બોલત તો તથાગતની વિશેષતા શી? જો નથી બોલતા તો દેવદત્તના વિષયમાં અપ્રિય વાત શા માટે કહી? બુદ્ધે તેને તરકીબથી ટાળી દીધી. અને સમજાવી દીધું કે અપેક્ષા અને પરિસ્થિતિથી અપ્રિય કહે પણ છે : અને નથી પણ કહેતા. આ સીધી સાદી ઘટનાને કંઈક વિકૃત રૂપ પાલીમાં મળ્યું અને હિંદી

વાર્તામાં તો વ્યથિતહૃદયજીએ કમાલ જ કરી દીધી. તે પછી "નાશ થાઓ તારો નિગ્રંઠ..." જે દ્વેષ અને ઘૃણાના શબ્દોથી મહાવીરનું સ્મરણ કરાવ્યું છે તેમના સંબંધમાં એક લેખકના હિસાબે અમારે પણ લજ્જાવંત અને વ્યથિત થવું પડે છે. પાલીમાં તો આ વાદમાં "જ્યારે બુદ્ધે અનેકાંશિક પક્ષ લઈ લીધો ત્યારે નિગંઠનો વાદ નષ્ટ—સમાપ્ત થઈ ગયો." આવું કથન છે જ્યારે આ મહાશય ભ૦ મહાવીરને આવા તુચ્છ શબ્દોથી સ્મરણ કરાવી રહ્યા છે!!

ભ. મહાવીરની માનસઅહિંસાનો મૂલ આધાર એ છે કે તેઓ વસ્તુવિચારને અનેક દૃષ્ટિઓથી કરાવવા ઇચ્છે છે અને બીજાની વાતનો—પછી ભલે તે વિરોધી જ કેમ ન હોય—સહાનુભૂતિ અને સમતાથી વિચાર કરાવવા ચાહે છે. તેમના અનેકાંતમય અહિંસક માનસને સમજ્યા વિના લેખક આ પ્રકારે વાર્તાઓમા અપમાનજનક વાર્તા લખીને કલમને કલંકિત કરી તો રહ્યા જ છે, સાથોસાથ ન કેવળ એ મહાપુરુષ અને એ સંસ્કૃતિ પ્રતિ જ પરંતુ સમગ્ર ભારતીય સંસ્કૃતિ પ્રતિ અન્યાય કરી રહ્યા છે.

આશા છે કે—વ્યથિતહૃદયજી પોતાના "દો શબ્દ"માં લખેલા આ શબ્દોને ફરીથી વાંચવાની કૃપા કરશે કે—"આ વાર્તાઓએ મને ક્યાંનો ક્યાં પહોંચાડી દીધો છે! હું સમજી ગયો કે સાચે જ દયા, સમતા, સહાનુભૂતિ અને પ્રેમ જ સંસારમાં જીવન છે." અને આ સરૂજનો કૃપાદૃષ્ટિ આ મહાપુરુષને સમજવામાં લગાડે અને પુસ્તકના આગામી સંસ્કરણમાં આ વિષયને દૂર કરી આત્મસંશોધનનો પરિચય આપે.

જણવામાં આવ્યું છે કે આ પુસ્તક બોર્ડના પાઠ્યક્રમમાં નિયત કર્યું છે. જો આ વાત સાચી હોય તો આપણી અસાંપ્રદાયિક સરકારનું કર્તવ્ય છે કે આ પ્રકારના દૂષિત અને ઘૃણાજનક પુસ્તકનો પ્રચાર તત્કાળ રોકે. ["જ્ઞાનોદય" [૧૪]માંથી અનુવાદિત]



## સુભાષિત

ક્ષણિ ખંડક ક્ષણિ અદ્ધિ લઉ, ક્ષણિ પૂરઉ ક્ષણિ લીહ;
સવે સરીખા સસિહરહ, દૈવિ ન દીધા દીહ ૧૬.

દૈવિઈ દીધી દુન્નિ ગઈ, ધત્તૂરઈ કુસુમરસ;
કઈ તુટ્ટેવિણુ ધરિ પડઈ, કઇ સિરિ ચડઇ હરસ્સ ૧૭.

મહિઆં મહીઅલિ નવિ કરઈ, કજ્જ પરાયું કોઈ;
સૂકા સર ભણી હંસડઉ, જિમ નવિ સામ્હઉં જોઈ ૧૮.

જિમ જિમ સજ્જણુ સંભરઈ, તિમ તિમ બા(વા)ધઈ નેહ;
ગાઢઈ ગાજિમ પાપીઆ, છાનઉ વરિસિ નિમેહ ૧૯.

ગોરી નયણાં અપ્પણાં, ઊવટિ જાતાં વારિ;
કઈ કંટાલી વાડિ કરિ, કઈ ઘરિ બઇઠાં આરિ ૨૦.



# અનેક–સંધાન–કાવ્યો

લેખક પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

અર્થ—'સંધાન' એ સંસ્કૃત શબ્દ છે. કોશમાં એના બાર અર્થ દર્શાવાયા છેઃ (૧) જોડવું તે, (૨) મિશ્રણ, (૩) બાણ તાકવું તે, (૪) સંધિ (સુલેહ), (૫) સંપ, (૬) સાંધો, (૭) તૃષ્ણા જગાડવા માટે ખાવાની ચીજ, (૮) દારુ ગાળવો તે, (૯) એક જાતનું મદ્ય, (૧૦) સ્તંભક પ્રયોગો વડે ચામડીનો સંકોચ કરવો તે, (૧૧) એક જાતની કાંજી અને (૧૨) આશ્રય. આ પૈકી પહેલો, બીજો અને છેલ્લો અને એક રીતે છઠ્ઠો એટલા જ અર્થ પ્રસ્તુત છે. છેલ્લો અર્થ પહેલાં વિચારીશું.

દ્વ્યાશ્રય-કાવ્યો—બે હેતુની ગરજ સારે—બે વસ્તુને આશ્રય આપે એવા કાવ્યને 'દ્વ્યાશ્રય-કાવ્ય' કહે છે. પાણિનિએ અષ્ટાધ્યાયી વ્યાકરણ રચ્યું છે એ સમજાય તે માટે ગુજરાતના ભટ્ટિ કવિએ શ્રીધર રાજાની 'વલભી' નગરીમાં રહીને ભટ્ટિકાવ્ય રચ્યું છે.[1] એ પ્રકીર્ણ, પ્રસન્ન, અલંકાર અને તિઙન્ત એ ચાર ભાગોમાં વિભક્ત છે. વ્યાકરણમાં આવતાં ઉદાહરણો ક્રમસર અપાયાં નથી. વળી એમાં કોઈ તાત્કાલિક ઇતિહાસ આલેખાયો નથી. એ બંને બાબતો ઉપર 'કાલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ ધ્યાન આપ્યું છે. એથી એમની દ્વ્યાશ્રય કાવ્યની રચના ભટ્ટિ કરતાં પાછળની હોવા છતાં ચડે છે. હેમચન્દ્રસૂરિએ સિદ્ધહેમચન્દ્ર નામનું વ્યાકરણ આઠ અધ્યાયમાં રચ્યું છે. પહેલા સાતમાં સંસ્કૃત ભાષાનું વ્યાકરણ છે અને આઠમામાં પાઇય (પ્રાકૃત) ભાષાઓનું—મરહટ્ઠી (માહારાષ્ટ્રી), સોરસેણી (શૌરસેની), માગહી (માગધી), પેસાઈ (પૈશાચી), ચૂલિયા પેસાઈ (ચૂલિકા પૈશાચી) અને અવબ્ભંસ (અપભ્રંશ)નું વ્યાકરણ છે. પહેલા સાત અધ્યાયોને અનુલક્ષીને સંસ્કૃત-દ્વ્યાશ્રય-કાવ્ય છે. અને છેલ્લા અધ્યાયને અંગે પ્રાકૃત-દ્વ્યાશ્રય કાવ્ય છે. પહેલા કાવ્યમાં વીસ સર્ગ છે. એમાં 'ચૌલુક્ય' વંશના મૂળરાજથી માંડીને કુમારપાલ જૈન થયા ત્યાં સુધીની હકીકત છે. આ કાવ્યને ચૌલુક્યવંશોત્કીર્તન પણ કહે છે. બીજા કાવ્યમાં કુમારપાલના રાજ્ય અમલનું વર્ણન છે. એ કુમારવાલ-ચરિય તરીકે ઓળખાય છે. ચૌલુક્યવંશોત્કીર્તન ઉપર વિ. સં. ૧૩૧૨માં અભયતિલક ગણિએ ટીકા રચી છે. એવી રીતે કુમારવાલચરિય ઉપર પૂર્ણકલશ ગણિએ વિ. સં. ૧૩૦૭માં ટીકા રચી છે. આ બંને દ્વ્યાશ્રય-કાવ્યો ગુજરાતના ઇતિહાસના તેમજ સમાજ-શાસ્ત્રના અભ્યાસીને ઉપયોગી છે. પહેલામાંથી તો સામાજિક રીતરિવાજો વગેરેની માહિતી ગુજરાતીમાં અપાઈ છે.[2]

---

૧. ભીમ નામના એક કાશ્મીરી કવિએ પણ ભટ્ટિની પેઠે વ્યાકરણ રચ્યું છે.

૨. જુઓ રામલાલ ચુ. મોદીનું પુસ્તક નામે "સંસ્કૃત 'દ્વ્યાશ્રય' કાવ્યમાં તત્કાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ" આ પુસ્તક ગુ. વ. સો. તરફથી ઇ. સ. ૧૯૪૨માં પ્રસિદ્ધ કરાયું છે.

એક સમયે ગુજરાતમાં કાલાપક અને કાતંત્ર વ્યાકરણોનો વિશેષ પ્રચાર હતો. કાતંત્ર વ્યાકરણ ઉપર દુર્ગસિંહની વૃત્તિ છે. આ વૃત્તિ સમજવામાં સરળતા રહે એ ઉદ્દેશથી જિનેશ્વરસૂરિના શિષ્ય જિનપ્રભસૂરિએ વિ. સં. ૧૩૫૬માં દ્વયાશ્રય-મહાકાવ્ય સંસ્કૃતમાં રચ્યું છે. એને શ્રેણિક-દ્વયાશ્રય-કાવ્ય પણ કહે છે. આમાં મહાવીરસ્વામીના અનન્ય ભક્ત શ્રેણિક રાજાનું વૃત્તાંત છે. આ કાવ્ય "જૈનધર્મ વિદ્યાપ્રચારક વર્ગ" (પાલીતાણા) તરફથી ઈ. સ. ૧૯૦૫માં પ્રસિદ્ધ કરાયું છે. આ કાવ્ય ઉપર એક અવચૂરિ છે.

**દ્વિસંધાન-કાવ્યો**—કાવ્યના પ્રત્યેક પદ્યના બબ્બે અર્થો નીકળે એ જાતના કાવ્યને 'દ્વિસંધાન-કાવ્ય' કહે છે. વિ સં. ૧૦૯૦માં નેમિ-ચરિત્ર રચનારા સૂરાચાર્યે જૈનોના પહેલા અને બાવીસમાં તીર્થંકરના—ઋષભદેવ અને નેમિનાથના ચરિત્રરૂપે ચમત્કારી દ્વિસંધાન-કાવ્ય રચ્યું છે એ ઋષભ-નેમિ-કાવ્ય તરીકે ઓળખાય છે. પ્રભાવકચરિતમાં "સૂરાચાર્ય-પ્રબંધ" (શ્લો. ૨૫૪)માં 'દ્વિસંધાન' શબ્દ આ કાવ્યને અંગે વપરાયો છે.

'બૃહદ્' ગચ્છના અજિતદેવસૂરિના શિષ્ય હેમચન્દ્રે પણ ઉપર્યુક્ત બે તીર્થંકરોના જીવનવૃત્તાંતને રજૂ કરતું નાભેય-નેમિકાવ્ય સંસ્કૃતમાં રચ્યું છે આ પણ 'દ્વિસંધાન-કાવ્ય' છે. એનું સંશોધન કવિ શ્રીપાલે કર્યું હતું.

**રાઘવ-પાંડવીય-કાવ્ય**—જેમ શ્વેતાંબરોમાં ઉપર્યુક્ત દ્વિસંધાન-કાવ્યો છે તેમ દિગંબરોમાં પણ છે. દિ. ધનંજયે રાઘવ-પાંડવીય નામનું 'દ્વિસંધાન-કાવ્ય' સંસ્કૃતમાં રચ્યું છે. શ્વે. વર્ધમાનસૂરિએ ગણરત્નમહોદધિમાં એનો ઉલ્લેખ કર્યો છે. આ કાવ્ય ટીકા સહિત "કાવ્યમાલા" ઈ. સ. ૧૮૯૫માં છપાયું છે. એના ઉપર બીજી પણ ટીકાઓ છે જ. જૂઓ જિનરત્નકોશ (પૃ ૧૮૫).

**ચતુ:સંધાન કાવ્ય**—"દિગંબર જૈન ગ્રંથકર્તા ઔર ઉનકે ગ્રંથ"માં મનોહરે તેમજ શોભને આ નામનું એકેક કાવ્ય રચ્યાનો ઉલ્લેખ શ્રી. અગરચંદ નાહટાએ એમના લેખમાં કર્યો છે.[1] પણ એની નોંધ જિનરત્નકોશમાં નથી. વળી આ કાવ્યદ્વારા કયા ચાર ચાર અર્થો વિવક્ષિત છે તે પણ જાણવું બાકી રહે છે.

**સપ્તસંધાન-કાવ્યો**—જેમ જૈન શ્વેતાંબર કૃતિઓ તરીકે દ્વિસંધાન કાવ્યો રચાયાં છે તેમ દ્વિસંધાન, ચતુ: સંધાન, પંચ-સંધાન કે ષટ્સંધાન કાવ્ય રચાયું હોય એમ જણાતું નથી.

**સપ્તસંધાન-કાવ્ય**—કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિએ રચ્યું હતું એમ મેઘવિજય-ગણિના સપ્તસંધાન મહાકાવ્યના પ્રશસ્તિગત ઉલ્લેખ ઉપરથી જણાય છે. વિશેષમાં અહીં કહેવાયું છે તેમ આ ગણિના સમયમાં એ ઉપલબ્ધ ન હતું. આમ આપણે એક વિશિષ્ટ કૃતિ ગુમાવી છે.

મેઘવિજયગણિએ આ અપૂર્વ કૃતિ વિ. સં. ૧૭૬૦માં સંસ્કૃતમાં નવ સર્ગમાં રચી છે. એમાં સાત મહાપુરુષોનું—ઋષભદેવ, શાંતિનાથ, નેમિનાથ અને પાર્શ્વનાથ અને મહાવીરસ્વામી એ પાંચ વિશેષત: લોકપ્રિય તીર્થંકરોનું તેમજ સીતાપતિ રામચન્દ્રનું અને વાસુદેવ કૃષ્ણનું ચરિત્ર ગૂંથવામાં આવ્યુ છે. પ્રત્યેક પદ્યના સાત સાત અર્થો થાય છે,

---

૧ આ લેખ આગળ ઉપર નોંધાયો છે.

આ હકીકત નવમા સર્ગના ૩૧મા પદ્યમાં "सप्तार्थसन्धानजकाव्यमेतत्" એ પંક્તિ દ્વારા ગ્રંથકારે પોતે કહી છે. આ ચમત્કારી કાવ્ય ઉપર ગ્રંથકારે ટીકા રચ્યાનું કહેવાય છે. મૂળ કૃતિ "અભયદેવસૂરિ ગ્રંથમાલા'માં બિકાનેરથી તેમજ "જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા" (બનારસ)થી ઈ. સ. ૧૯૧૭માં છપાઈ છે. શ્રીવિજયામૃતસૂરિકૃત સરણી નામની ટીકા સહિત આ કાવ્ય "જૈન સાહિત્યવર્ધક સભા" (સુરત) તરફથી વિ. સં. ૨૦૦૦માં પ્રસિદ્ધ કરાયું છે. એમા ગુજરાતી પ્રાસ્તાવિકમાં આ કાવ્યની અનુપમતા દર્શાવાઇ છે અને એનો પરિચય પણ અપાયો છે.

"દિગંબર જૈન ગ્રંથકર્તા ઔર ઉનકે ગ્રંથ" માં દિ. જગન્નાથે સપ્તસંધાન કાવ્ય રચ્યાનું અને એના ઉપર પુષ્પસેનની ટીકા હોવાનું શ્રી. નાહટાએ કહ્યું છે, પરંતુ એ વાત સાચી છે કે કેમ તે તપાસવું બાકી રહે છે.

**ચતુર્વિંશતિસંધાન**—જૈનોના ચોવીસે તીર્થંકરોના સંબંધમાં ઘટી શકે એવું એક સંસ્કૃત પદ્ય દિ. જગન્નાથ પંડિતે વિ. સં. ૧૬૯૯માં રચ્યું છે. આ પદ્યને **ચતુર્વિંશતિસન્ધાન** એ નામે ઓળખાવાય છે. એના ઉપર સંસ્કૃતમાં ટીકા છે. આ એક જ પદ્ય રવજી સખારામ દોશી (સોલાપુર) તરફથી ઈ. સ. ૧૯૨૧માં પ્રસિદ્ધ થયું છે. સંસ્કૃત અને હિંદી ટીકા સહિત છપાયેલ પુસ્તકમાં એક જ પદ્ય—અલબત્ત જુદા જુદા પદચ્છેદપૂર્વક છે.[1]

**પંચવિંશતિસંધાન કાવ્ય**—સોમતિલકસૂરિએ **श्रीसिद्धार्थनरेन्द्र** થી શરૂ થતું ૧૨ પદ્યનું વીરજિનસ્તવન રચ્યું છે, એના પ્રત્યેક પદ્યના પચ્ચીસ પચ્ચીસ અર્થો થાય છે. ચોવીસ અર્થો ઋષભદેવ વગેરે ૨૪ તીર્થંકરોને અને પચ્ચીસમો અર્થ કર્તાના ગુરુની સ્તુતિરૂપ છે. આ સમગ્ર કાવ્ય મેં જોયું નથી એટલે પદ્યની સંખ્યા વગેરેની ચકાસણી કરવી બાકી રહે છે.

**શતાર્થી**—એક જ પદ્યના અનેક અર્થ થાય ત્યારે એની 'સંધાન-કાવ્ય' તરીકે ગણના કરવી વ્યાજબી ગણીએ તો જૈન શ્વેતામ્બર મુનિવરોએ એકેક પદ્યના સો સો અર્થ થાય એવી શતાર્થીઓ રચી છે તે પણ 'શતસન્ધાન-કાવ્ય' ગણાય. નીચે મુજબની શતાર્થી જાણવામાં છે:—

(૧) બપ્પભટ્ટિસૂરિએ 'ત-તી સીઅસી'થી શરૂ થતા પદ્યોના કરેલા ૧૦૮ અર્થો રૂપ શતાર્થી.

(૨) હેમચન્દ્રસૂરિના શિષ્ય વર્ધમાનગણિ કૃત શતાર્થી. એમાં એમણે પોતાની કૃતિ કુમારવિહારપ્રશસ્તિ (શ્લો. ૭)ના ૧૧૬ અર્થ કર્યા છે.[2]

(૩) સોમપ્રભસૂરિએ વસંતતિલકા છંદમાં રચેલા એક પદ્યની શતાર્થી. આના ઉપર સ્વોપજ્ઞ વૃત્તિ છે.[3]

---

૧ જિનરત્નકોશ (પૃ. ૧૧૬)મા પણ એક જ પદ્યનો ઉલ્લેખ છે, જ્યારે "જૈન સિદ્ધાંત ભાસ્કર" (ભા. ૮, ૧. પૃ. ૨૪)માં પ્રત્યેક શ્લોકના ચોવીસ ચોવીસ અર્થ થાય છે એ મતલબનું વિધાન શ્રી. અગરચંદ નાહટાએ "જૈન અનેકાર્થસાહિત્ય" નામના લેખમાં કર્યું છે, પણ એ વાત બરાબર નથી.

(૪) જિનમાણિક્યસૂરિએ વિ. સં. ૧૫૩૯માં રચેલી શતાર્થી.

(૫) ધર્મદાસ ગણિકૃત **ઉવએસમાલા** ની ૫૧ મી ગાથાને અંગે ઉદયધર્મે વિ. સં. ૧૬૦૫ માં રચેલી શતાર્થી.[૪]

(૬) માનસાગરે રચેલી શતાર્થી. આ યોગશાસ્ત્ર (પ્ર. ૨, શ્લો. ૧૦)ને અંગે છે.

(૭) અજ્ઞાતકર્તૃક શતાર્થી.

(૮) જયસુંદરસૂરિએ યોગશાસ્ત્ર (પ્ર. ૨, શ્લો. ૫)ને અંગે રચેલી શતાર્થી.

(૯) રત્નાકરાવતારિકા (શ્લો ૧) ને લગતી શતાર્થી.[૫]

**પંચ શતાર્થી**—જેમ શતાર્થીઓ રચાઈ છે તેમ એક પંચ શતાર્થી શ્વેતાંબર લાભવિજયે યોગશાસ્ત્ર આદ્ય પદ્યને અંગે રચી છે, પણ આની કોઈ પ્રત મળતી હોય એમ જણાતું નથી; નહિ તો **જિનરત્નકોશ**માં એનો ઉલ્લેખ હોત એમ સામાન્ય રીતે કહી શકાય. જેમ જૈનોએ અનેક સંધાન-કાવ્યો રચ્યાં છે તેમ વૈદિક હિંદુઓએ પણ રચ્યાં છે. તેમાં દ્વિ-સંધાન-કાવ્યો નીચે મુજબ છે :—

**ચૌર-પંચાશિકા**—આમાં શશિકલા અને દુર્ગાનું ચરિત્ર છે. એના કર્તા બિલ્હણ ઉર્ફે સુંદર છે. એમનો સમય ઈ. સ. ૧૦૯૦ ની આસપાસનો મનાય છે.

**દ્વિ-સંધાન-કાવ્ય**—ભોજકૃત શૃંગારપ્રકાશમાં દંડીએ આ કાવ્ય રચ્યાનો ઉલ્લેખ છે એમ શ્રી. નાહટાએ એમના લેખમાં કહ્યું છે. મૂળ પુસ્તક મારી સામે નથી.

**નલ-હરિશ્ચન્દ્રીય**—પૂર્વાનુપૂર્વી પ્રમાણે પદ્યો વાંચતાં-વિચારતાં આ કાવ્ય નલની કથા પૂરી પાડે છે. જ્યારે પશ્ચાનુપૂર્વી પ્રમાણે-ઊલટા ક્રમે પ્રત્યેક પદ્ય વિચારતાં હરિશ્ચન્દ્રની વાર્તા જાણવા મળે છે. આમ આ વિલક્ષણ કાવ્ય છે.[૬] એના કર્તાનું નામ જાણવામાં નથી. આના ઉપર એક ટીકા છે. આ કાવ્યનું છેલ્લું પદ્ય વિશેષતઃ ચમત્કારી છે, કેમકે એનાં ચારે ચરણો પૈકી પ્રત્યેય ચરણની રચના એવી છે કે એ સુલટી અને ઊલટી રીતે વાંચતાં એકની એક રહે છે. એવાં ચિત્રો પણ જોવાય છે કે જે બે ભિન્ન ભિન્ન બાજુએથી જોતાં બે ભિન્ન ભિન્ન વ્યક્તિનાં ચિત્ર રજૂ કરે છે.

**પાર્વતી-રુક્મિણીય**—આ કાવ્યમાં કર્તા વિદ્યામાધવે પાર્વતીનાં લગ્ન શંકર સાથે અને રુક્મિણીનાં કૃષ્ણ સાથે વર્ણવ્યાં છે ઇ સ. ૧૧૩૮ ની લગભગમાં આ કાવ્ય રચાયું છે. આના કર્તાએ વક્રોક્તિમાં પોતાને બાણ, સુબંધુ અને કવિરાજ પછી ચોથા લેખક તરીકે ઓળખાવેલ છે.

---

૨–૩ આ બંને **અનેકાર્થસાહિત્ય સંગ્રહ** (ભા. ૧)માં જ છપાયેલ છે. ૪ જુઓ **પાઈય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય** (પૃ. ૧૫૦) માં પુસ્તકમાં મેં 'પાઇય' અનેકાર્થી સાહિત્યની નોંધ લીધી છે.

૫ જુઓ **જૈન સ્તોત્ર સન્દોહ** (ભા. ૨)ની પ્રસ્તાવના (પૃ. ૨૧–૨૨).

૬ "लीलाकलोमध्यमलोकलाली, त्यागी सुखी मुग्ध मुखी सुगीत्या ।
सभाप्रयानङ्गनया प्रभाससहासया तत्र तया सहास ॥"

**યાદવ-રાઘવીય**—૧૭ મી સદીના વેંકટાધ્વરિએ **મહાભારત** અને **રામાયણ** એ બંને હકીકત આ કાવ્યમાં વણી લીધી છે.

૧૯ મી સદીના કૃષ્ણમૂર્તિએ કંકણ-બંધ-રામાયણ રચ્યું છે. આ એક જ પદ્ય પૂરતું છે, પરંતુ એ 'કંકણ'ના આકારે છે. એમાં ૩૨ અક્ષરો છે. એમાંના કોઈ પણ અક્ષરથી એ શરૂ કરી ડાબીથી જમણી બાજુ અને જમણીથી ડાબી બાજુ વાંચતાં ૬૨ (૬૪?) પદ્યોની માળા બને છે. એને એકની નીચે એક લખતાં એ કાવ્ય થાય છે.[1]

**રસિક-રંજન**—રામચન્દ્રે ઈ. સ. ૧૫૨૪માં આ કૃતિ રચી છે. એના શૃંગાર તેમજ વૈરાગ્ય એમ બે વિષયોને અનુસરતા અર્થ થાય છે. આને લઈને એ સોમપ્રભસૂરિ કૃત **શૃંગારવૈરાગ્યતરંગિણી** તેમજ દિવાકરે રચેલી શૃંગારવૈરાગ્યતરંગિણીનું સ્મરણ કરાવે છે. સોમપ્રભસૂરિની કૃતિ મારા ગુજરાતી અનુવાદ સહિત છપાઈ છે. દિવાકરની કૃતિ ઈ. સ ૧૯૧૬માં પ્રકાશિત થઈ છે.

**રાઘવ-પાંડવીય**—કીર્તિનારાયણના પુત્ર કવિરાજે **રામાયણ** અને **મહાભારત**ના પ્રસંગો આ કાવ્યમાં ગૂંથ્યા છે અને એમ કરીને રામ અને પાંડવોનાં ચરિત્ર રજૂ કર્યાં છે. આ કવિનો સમય ઇ. સ. ની ૧૨ મી સદી હોવાનું એમ. કૃષ્ણમાચારિઅરે એમની કૃતિ નામે[2] History of Classical sanskrit Literature (p. 83)માં સૂચવ્યું છે. કવિરાજે પોતાને વક્રોક્તિની બાબતમાં સુબન્ધુ અને બાણની સાથે સરખાવેલ છે. કવિરાજની આ કૃતિ 'કામદેવ' અંકથી લક્ષિત છે. (જુઓ પૃ. ૧૮૯)

**રાઘવ-નૈષધીય**—હરદત્તે ઈ. સ. ૧૮મી સદીના પ્રારંભમાં આ કાવ્ય દ્વારા રામ અને નલ એ બેનો પરિચય કરાવ્યો છે. એના ઉપર એમણે જાતે ટીકા રચી છે.

**રામચરિત અને આનંદકાવ્ય**—આ બંનેના કર્તા સંધ્યાકરનંદિન્ છે. રામચરિતમાં કર્તાએ રામનું તેમજ એમના આશ્રયદાતા રામપાલનું વૃત્તાંત આલેખ્યું છે.

**રાઘવ-યાદવીય**—કૃષ્ણસૂરિના પુત્ર સોમેશ્વરે આ ૧૫ સર્ગના કાવ્યમાં રામ અને કૃષ્ણનાં ચરિત્ર આલેખ્યાં છે. આ કાવ્ય છંદશાસ્ત્રની કૃતિની પણ ગરજ સારે છે. એના ઉપર કોઈકની ટીકા છે.

રઘુનાથ આચાર્ય, વાસુદેવ અને શ્રીનિવાસે પણ આ નામનું એકેક કાવ્ય રચ્યું છે.

**રામ-કૃષ્ણ-વિલોમકાવ્ય**—આ ૩૮ પદ્યનું કાવ્ય રામ અને કૃષ્ણ સંબંધી હકીકતો રજૂ કરે છે. દરેક પદ્યનો પૂર્વાર્ધ બીજામાં ઊલટા ક્રમે વાંચવાનો છે. આના કર્તાનું નામ સૂર્યકવિ યાને સૂર્યદાસ છે એઓ 'દૈવજ્ઞપંડિત' પણ કહેવાય છે. એઓ ખગોળ શાસ્ત્રી હતા. એમણે ઈ. સ. ૧૫૩૯ માં સૂર્યપ્રકાશ અને ઇ. સ. ૧૫૪૨ માં લીલાવતી ઉપર ટીકા રચેલ છે.

શ્રી. નાહટાએ 'કૃષ્ણ વિલોમકાવ્ય' એવું નામ રજૂ કર્યું છે તે બરાબર નથી.

---

૧ ચર્ચ ભાષ્યકાર શાસ્ત્રીએ પણ કંકણ-બંધ-રામાયણ રચ્યું છે. એમાંથી ઉદ્ભવતા ૬૪ પદ્યોના સમાસને બબ્બે રીતે પૃથક્ કરતાં ૧૨૮ પદ્યો બને છે.

૨. આ કૃતિ (પૃ. ૧૮૯, ૧૯૫ અને ૩૩૯)માં જૈન તેમજ અજૈન અનેક સંધાન કાવ્યો વિષે નોંધ છે અને આ લેખમાં મેં અજૈન કૃતિઓ નોંધી છે તે આ ગ્રંથને આભારી છે.

**હરિશ્ચન્દ્રોદય**—અનંતસૂરિએ આ કાવ્ય ૨૦ સર્ગમાં રચ્યું છે. એમાં એમણે 'સત્યવાદી' હરિશ્ચંદ્ર અને પોતાના આશ્રયદાતા નામે હરિશ્ચન્દ્ર એમ ઉભયનો વૃત્તાન્ત આલેખ્યો છે.

## ત્રિ-સન્ધાન-કાવ્યો

જેમ અજૈનોએ દ્વિ-સન્ધાન-કાવ્યો રચ્યાં છે તેમ તેમણે ત્રિ-સન્ધાન-કાવ્યો પણ રચ્યાં છે. એ હવે હું વિચારું છું:—

**આખ્યોધાકર**—ધનશ્યામે આ કાવ્યદ્વારા કૃષ્ણ, નલ અને હરિશ્ચન્દ્ર એમ ત્રણની કથા આલેખી છે. આના ઉપર ટીકા છે.

**યાદવ-રાઘવ-પાંડવીય**—મહીસુરના 'ઉદયેન્દ્રપુરમ્'ના અનંતાચાર્યે આ કાવ્ય રચ્યું છે. એમાં એમણે કૃષ્ણ, રામ અને પાંડવોની કથા આપી છે. એમની પુત્રી ત્રિવેણી કવયિત્રી હતી.

શ્રી નાહટાએ આ જ કાવ્યને **રાઘવયાદવીય** કહ્યું હોય એમ લાગે છે. જો એમ જ હોય તો એ પણ બરાબર નથી.

**રાઘવ-યાદવ-પાંડવીય**—અનંતનારાયણના પુત્ર ચિદંબરે આ કાવ્યદ્વારા **રામાયણ, ભાગવત** અને **મહાભારત** એ ત્રણમાંની કથાઓ રજૂ કરી છે આ કાવ્ય ઉપર કવિના પિતાએ ટીકા રચી છે. રાજા વેંકટ પહેલો (ઈ સ. ૧૫૮૬-૧૬૧૪) કવિનો આશ્રયદાતા હશે એમ H. C. S. E. C. P. 191 માં ઉલ્લેખ છે.

## પંચ-સાધન-કાવ્ય

**પંચકલ્યાણચંપૂ**—ઉપર્યુક્ત ચિદંબરે રામ, કૃષ્ણ, વિષ્ણુ, શિવ અને સુબ્રહ્મણ્ય એમ પાંચનાં ચરિત્ર આ ચંપૂમાં વર્ણવ્યાં છે. આના ઉપર ચિદંબરે જાતે ટીકા કરી છે. આ ઉપરાંતનું પંચ-સંધાન-કાવ્ય અન્ય કોઈ અજૈને રચ્યાનું જાણવામાં નથી.

**નિર્માણનું કારણ**—સંસ્કૃત ભાષામાં અને પાઈયમાં અનેકાર્થી સાહિત્ય જે જોવાય છે તે એકાક્ષરી કોશ અને પર્યાયોની સમૃદ્ધિને મુખ્યતયા આભારી છે. પાઈયમાં શતાર્થી ઉપરાંત અનેક પદ્યાત્મક કોઈ કાવ્ય વિવિધ અર્થોને આપીને યોજાયેલું મળતું નથી એ નવાઈ જેવું છે, કેમકે આ ભાષા તો શબ્દના અનેકાર્થત્વની બાબતમાં સંસ્કૃત કરતાં પણ ચડે તેવી છે.

**પ્રાચીનતા**—અનેક પદ્યાત્મક અનેક સંધાન કાવ્યમાં દ્વિસંધાન કાવ્યની રચના કરનાર તરીકે દંડી અગ્રસ્થાન ભોગવે છે પણ એમની કૃતિ મળતી નથી. એટલે ઉપલબ્ધ સાહિત્ય વિચારતાં શ્વેતાંબરોમાં સૂરાચાર્યની અને દિગંબરોમાં ધનંજયનું નામ ગણાવી શકાય અને એ રીતે જૈનોએ આ દિશામાં પહેલ કરી ગણાય

એક પદ્યના ઓછામાં ઓછા ચૌદ અર્થ કરનાર **વસુદેવહિંડી**ના કર્તા સંઘદાસગણિ છે એમની પૂર્વે કોઈએ એક પદ્યના આટલા પણ અર્થ કર્યા હોય એમ જણાતું નથી.

"**राजानो ददते सौख्यं**"ના ઓછામાં ઓછા આઠ લાખ અર્થ સમયસુંદરે કર્યા છે અને એ કૃતિ મેં સંપાદિત કરી છે

'**भंते**' જેવા એક શબ્દના વિવિધ અર્થો **વિસેસાવસ્સયભાસ**માં નજરે પડે છે.

આ પ્રમાણે જૈન અને અજૈન અનેક-સંધાન-કાવ્યોનો સ્થૂળ પરિચય પૂરો થાય છે. અજૈન શતાર્થી વગેરે હોય તો તેની નોંધ બાકી રહે છે. પણ એ આગળ ઉપર વિચારાશે.

# 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું

## पंदरमा वर्षनुं विषयदर्शन

### પ્રતીકાર



### સંપાદકીય



### સાહિત્ય

## તત્ત્વજ્ઞાન



## ઇતિહાસ—શિલ્પ—સ્થાપત્ય

૧—અમારીપટહ, (૨) સાધર્મિકવાત્સલ્ય (૩) ક્ષમાપના (૪) અટ્ઠમતપ, અને (૫) ચૈત્યપરિપાટી. આ પાંચે કર્ત્તવ્યો દ્વારા આ મંગલમય મહાપર્વ વિશ્વશાંતિનો સંદેશ પાઠવે છે.

અમારીપટહ—આપણામાં " वसुधैव कुटुम्बकम्, सव्वाओ पाणाइवायाओ वेरमणं "ની સાધક વૃત્તિ પ્રગટાવવાની જરૂર છે. જેના અંતરમાં અહિંસાના અમૃતનો પ્રવાહ વહે છે તે મહાનુભાવ જગતનાં સર્વ જીવોનું કલ્યાણ સાધી શકે છે. એના અંતરમાંથી દ્વેષ જાય છે; ઈર્ષ્યા ને અસૂયા જાય છે; સ્વાર્થવૃત્તિ ધોવાઈ જાય છે; અહં મમની બુદ્ધિ વિલીન થઈ જાય છે. આપણે તપાસવા જેવું છે કે આપણી અહિંસા કેટલી ને કેવી છે તે !

સાધર્મિકવાત્સલ્ય—આજના મંગલમય મહાપર્વના પવિત્ર દિવસે આપણા "સ્વામી-ભાઈઓનાં સુખદુઃખ નિહાળજો. આજે મધ્યમ વર્ગ રીબાઈ રહ્યો છે, પીસાઈ ને પીડાઈ રહ્યો છે. આજે તો એક વસ્તુપાલ-તેજપાલ, ભીમાશેઠ, જગડુશાહ, ખેમા દેદ્રાણી કે ભામા-શાહની જરૂર છે. આજે વાતો નહિ પણ કામ કરવાની જરૂર છે. જાહેરાતો, ફંડ અને ફાળા, કાયદા અને બંધારણોનાં બંધનોની ઉપેક્ષા કરી મૂક સમર્પણવૃત્તિની જરૂર છે.

ક્ષમાપના—કષાયનો જય કરી શમભાવ-ક્ષમાપના પ્રાપ્ત કરવાની જરૂર છે. આજે આપણે ખૂબ અસહિષ્ણુ અનુદાર અને ઉતાવળા બન્યા છીએ. નાની વાતોમાંયે જાગૃત રહેવા છતાં કષાય-ક્રોધ-દ્વેષ-ઈર્ષ્યા-અસૂયા અને કલહવૃત્તિ આપણે ઘટાડતા નથી. સારા ધર્મ-પ્રિય-બહુશ્રુત-અનુભવી અને સેવાપ્રેમીઓ સુદ્ધાં ક્ષણે ક્ષણે કષાયને વશીભૂત બની જતા જોવાય છે અને સાથે જ એ કષાયના કાળા ડાઘ-અંતરના મેલ-અંતરની ગાંઠ આપણે છોડતા નથી. જ્યારે ગ્રંથિભેદ થશે ત્યારે જ અપૂર્વકરણ કરી સમ્યક્ત્વપ્રાપ્તિ થશે. આપણે બધાયે અનંતાનુબંધીની ગાંઠ તોડી આગળ વધવાની જરૂર છે.

દીવાળી આવે છે અને કુશલ તેમજ કુનેહબાજ વ્યાપારી ચોપડા સાફ કરે છે. જમે અને ઉધારનાં પાસાં તપાસી મેળ મેળવી લે છે. એવી જ રીતે સાચો આત્મદર્શી-મુમુક્ષુ જીવ આંતરનિરીક્ષણ કરે અને અંતરના મેલને ધોઈ નાખે-અંતરની ગ્રંથિને ભેદી નાંખે. કષાયથી કલુષિતવૃત્તિને સાફ કરી નાંખે અને સાચો ક્ષમાશીલ બને. ક્ષમા વૈરનો નાશ કરે છે, ક્ષમા શત્રુને મિત્ર કરે છે, ક્ષમા બુદ્ધિને વધારે છે—વિશદ કરે છે, ક્ષમા દુર્ભાગ્યનો નાશ કરે છે, ક્ષમા કીર્તિને વધારે છે. દુનિયામાં ક્ષમા જેવો કોઈ હિતસ્વી નથી, ક્ષમા જેવો કોઈ મિત્ર નથી. ક્ષમાવાન્ પ્રિયંવદ બને છે, સ્વયંપ્રભ બને છે અને સ્થિતપ્રજ્ઞ બને છે. ક્ષમા એ જીવનની સંજીવની છે, ક્ષમા એ આનંદનો અમૃતકૂપ છે.

ધર્મનું મૂલ દયા છે પણ સાચી દયા તો ક્ષમાવાન જ કરી શકે. ક્ષમા એ તો મૈત્રી પ્રમોદ-કારુણ્ય અને માધ્યસ્થ્યવૃત્તિની જનની છે. આપણે સાચા ક્ષમાશીલ બનવાની જરૂર છે.

અટ્ઠમતપ—ક્ષમાપૂર્વકનું તપ કર્મના વિનાશ માટે તરવાર જેવું છે.

ચૈત્યપરિપાટી—આત્મા ને પરમાત્માનું દર્શનકરી વિશુદ્ધ થવાનું સાધન ચૈત્યો છે. મંગલમય પર્વનો આ સંદેશ છે. એને જીવનમાં ઉતારો ને અમર બનો.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.